● અનુવાદક :
સ્નેહદીપ

● મૂલ્ય :
પંદર રૂપિયા

પ્રથમ આવૃત્તિ : નકલ–૧૫૦૦
દ્વિતીય આવૃત્તિ : નકલ–૨૦૦૦
વિ. સં. ૨૦૩૮, આસો સુદ : ૧૦

● મુદ્રક :
કમલેશ વી. પરીખ
બાલકૃષ્ણ પ્રિન્ટર્સ,
દહેગામ, તા. અમદાવાદ.

● પ્રકાશક :
શ્રી વિશ્વકલ્યાણ પ્રકાશન ટ્રસ્ટ
મોઢેરા રોડ,
મહેસાણા. (ગુજરાત)

કંચન અને કામિની! પૈસો અને પત્ની! ઝાંઝવાનાં નીર જેવાં આ સુખો પાછળ માનવી દોડી રહ્યો છે...કેવી રીતે મળે એ સુખ? વાંદરો ચન્દ્રને પકડવા માટે ગમે તેટલી ઊંચી છલાંગો મારે...શું એ ચન્દ્રને પકડી શકે? વાંદરાની છલાંગો જેમ મિથ્યા છે તેમ પૈસા ને પત્ની પાછળની માનવીની દોટ મિથ્યા છે...

છતાં, ગૃહસ્થજીવનમાં પૈસો ને પત્ની અનિવાર્ય મનાયેલાં છે...આ બેના વિષયમાં વિશદ અને વિસ્તૃત માર્ગદર્શન મેળવવા આ પ્રવચનોનું મનનપૂર્વક વાંચન કરો!

# પ્રકાશકીય નિવેદન :

'જીવન નિર્માણ પ્રવચન શ્રેણી'ના આ પહેલા પુસ્તક 'જીવનને જીવી તું જાણ !' ની બીજી આવૃત્તિ પ્રકાશિત કરતાં અમે આનંદ અનુભવીએ છીએ.

પૂજ્ય પંન્યાસ શ્રી ભદ્રગુપ્તવિજયજી મ સા. નાં પ્રવચનો નિયમિત 'અરિહંત' હિન્દી માસિકમાં પ્રકાશિત થાય છે, રાજસ્થાન અને મધ્યપ્રદેશમાં પૂજ્ય ગુરુદેવશ્રીએ હિન્દી ભાષામાં જ પ્રવચનો આપેલાં છે.' 'ધર્મબિન્દુ' ગ્રન્થ પર તેઓશ્રીની પ્રવચનશ્રેણી પ્રકાશિત થઇ રહી છે, 'અરિહંત' માસિકમાં છપાયેલાં એ પ્રવચનોનો સરળ-સુબોધ અને રોચક ભાષામાં ગુજરાતી અનુવાદ કરી રહ્યા છે શ્રી **સ્નેહદીપ.**

પૂજ્ય ગણિવરશ્રીના પ્રવચનોના પુસ્તકો પૂજ્ય મુનિરાજોને અને પૂજ્ય સાધ્વીજી મહારાજોને પણ ખૂબ ઉપયોગી બની રહ્યા છે. અનેક ભાઇ-બહેનો તો નિયમિત આ પ્રવચનોનું વાંચન કરે છે. દૂર દૂરના પ્રદેશોમાં કે જ્યાં પૂજ્યોનું વિચરણ નથી, ત્યાં પણ આ પુસ્તકો પહોંચે છે અને સમુહમાં આ પ્રવચનોનો સ્વાધ્યાય થાય છે.

અમારા ટ્રસ્ટનાં પુસ્તકોની વશિષ્ટ સાજ-સજ્જામાં અમને વિશેષ સહયોગ મળ્યો છે. **શ્રી વસંતભાઈ સંઘવીનો.** તેઓ આન્તરરાષ્ટ્રીય ખ્યાતિ-પ્રાપ્ત ફોટોગ્રાફર છે. આ પુસ્તકના આવરણ પર તેઓની જ ફોટો-કરામત છે ! આ ઉપરાંત **'મને તારી યાદ સતાવે'** અને **'તારા સુખને વિખેરી નાંખ'** પુસ્તકોનાં આવરણ, તેઓની ફોટોગ્રાફીથી સુશોભિત થયાં છે. અમે તેમનું સ્નેહસભર સ્તરણ કરીએ છીએ.

અંતે, આ પ્રવચનોના સંપાદન-પ્રકાશનમાં કોઇપણ ત્રુટી રહી જવા પામી હોય તો ક્ષમા માંગીએ છીએ.

મહેસાણા<br>આસો સુદ : ૧૫<br>વિ. સં. ૨૦૩૮

નિવેદક :<br>જયકુમાર બી. પરીખ<br>મેનેજીંગ ટ્રસ્ટી

# લેખકશ્રીનાં અન્ય પ્રાપ્ય પુસ્તકો

| | |
|---|---|
| ○ પ્રશમરતિ–ભાગ–૧–૨ | ૩૦–૦૦ |
| ○ જૈન રામાયણ ભાગ ૧–૨–૩ | ૫૦–૦૦ |
| ○ પાંપણે બાંધ્યું પાણિયારું | ૧૦–૦૦ |
| ○ તારા સુખને વિખેરી નાંખે. | ૧૦–૦૦ |
| ○ શ્રદ્ધાની સરગમ | ૧૫–૦૦ |
| ○ હૃદય કમલમેં ધ્યાન ધરત હૂં | ૮–૦૦ |
| ○ અંજના | ૫–૦૦ |
| ○ હું જ ખોવાઈ ગયો છું | ૮–૦૦ |
| ○ તારા દુઃખને ખંખેરી નાંખ | ૫–૦૦ |
| ○ રાગ વિરાગના ખેલ | ૩–૦૦ |
| ○ જય શંખેશ્વર | ૩–૦૦ |
| ○ ભવના ફેરા | ૪–૦૦ |
| ○ આત્મ મંગલ | ૧–૫૦ |
| ○ જીવન વૈભવ | ૧–૫૦ |
| ○ હું કોણ ? | ૧–૦૦ |
| ○ જીવનધર્મ | ૮–૦૦ |
| ○ મને તારી યાદ સતાવે | ૧૦–૦૦ |
| 0 A code of Conduct | 3–00 |
| 0 Bury Your Worry | 12–00 |
| 0 Lyfe of Chiluren | 2–00 |
| 0 Thinking of Children | 2–00 |
| 0 Fragrance of Children | 2–00 |
| 0 हृदय कमलमें ध्यान धरत हूं | ६–00 |
| 0 कामगजेन्द्र | ३–०० |
| 0 जय शंखेश्वर | ३–00 |

# ?????? પ્રવચનોમાં શું વાંચશો ? ??? ?

प्रवचन-१-० (१६४ थी १८०)



પ્રવચન-૧૧ (૧૮૨ થી ૧૯૬)



પ્રવચન-૧૨ (૧૯૯ થી ૨૧૩)



પ્રવચન-૧૩ (૨૧૮ થી ૨૩૪)



પ્રવચન-૧૪

# શ્રી વિશ્વકલ્યાણ પ્રકાશન ટ્રસ્ટ

## આજીવન સભ્ય યોજના

- ઘરમાં–પરિવારમાં સુસંસ્કારોને નવપલ્લવિત રાખવા માટે તમારે તમારા ઘરમાં સંસ્કારી સાહિત્ય રાખવું જ જોઈએ.
- અમારું ટ્રસ્ટ ૨૧ વર્ષથી પૂ. મુનિરાજશ્રી ભદ્રગુપ્તવિજયજી ગણિવરનું શ્રેષ્ઠ સાહિત્ય પ્રકાશિત કરી રહ્યું છે.
- તમે રૂા. ૫૦૧/ભરીને આજીવન સભ્ય બનો, એટલે તુર્ત જ રૂા. ૨૦૦/ આસપાસની કિંમતનાં પુસ્તકો તમને ભેટ મળશે.
- ત્યાર પછી દર વર્ષે રૂા. ૪૦/ની કિંમતનાં લગભગ ચાર પુસ્તકો તમને ઘેર બેઠાં મોકલીશું.
- વાર્તાઓનાં પ્રવચનોનાં, તત્ત્વજ્ઞાનનાં, જૈન રામાયણનાં અને જુદા જુદા વિષયોનાં સુંદર પુસ્તકો જોઈને જ તમે ખૂશ થઈ જશો.
- 'શ્રી વિશ્વકલ્યાણ પ્રકાશન ટ્રસ્ટ, મહેસાણા' નામનો ડ્રાફ્ટ મોકલી શકશો. M. O. પણ કરી શકશો.

જીવનનિર્માણ પ્રવચનશ્રેણી

ભાગ : ૧

# જીવનને જીવી તું જાણ ?

—: પ્રવચનકાર :—

પૂજ્ય ગણિવરશ્રી ભદ્રગુપ્તવિજયજી

# ધનાર્જન

## धर्मबिन्दु सूत्राणि

- सोऽयमनुष्ठातृभेदात् द्विविधो गृहस्थधर्मो यतिधर्मतश्च ।
- तत्र च गृहस्थधर्मोऽपि द्विविधः सामान्यतो विशेषतश्च ।
- तत्र सामान्यतो गृहस्थधर्मः कुलक्रमागतमनिन्द्यं विभवाद्यपेक्षया न्यायतोऽनुष्ठानम् ।
- न्यायोपात्तं हि वित्तमुभयलोकहिताय ।
- अनभिशंकनीयतया परिभोगाद् विधिना तीर्थगमनाच्च ।
- अहितायैवान्यत् ।
- तदनपायित्वेऽपि मत्स्यादिगलादिवद् विपाकदारुणत्वात् ।
- न्याय एव हि अर्थाप्त्युपनिषत्परेति समयविदः ।
- ततो हि नियमतः प्रतिबंधकवर्मविगमः ।
- सत्यस्मिन्नायत्यामर्थसिद्धिः ।
- अतोऽन्यथापि प्रवृत्तौ पाक्षिकोऽर्थलाभो निःसंशयस्त्वनर्थः ।

* ધર્મનો પ્રારંભ થાય છે, ધર્મ પ્રત્યેના આંતર-અનુરાગથી. ધર્મ પ્રત્યે હૈયામાં પ્રીતિના ભાવો પ્રગટી જવા જોઈએ પછી ધર્મની આરાધનામાં તમારા તન-મન તરબોળ બનવાના જ.

*

* ગૃહસ્થ જીવનમાં પણ ધર્મની આરાધના સાધના કરી શકાય છે. પણ એના માટે જાગૃતિ જોઈએ. કારણ કે ગૃહસ્થ જીવન જ એવું છે, જ્યાં ધર્મના ફૂલો કરતા પાપના કાંટા વધુ ઊગી નીકળે છે.

*

* પ્રેમ જાગવો-અનુરાગ પેદા થવો એટલે ઉપર-ઉપરનો દેખાવ નહીં... અંતસ્તલના ઊંડાણમાંથી ઉદ્‌ભવેલો અનુરાગ આત્માને ધર્મ તરફ ગતીશીલ રાખે છે.

## પ્રવચન/૧

પરમ શ્રુતધર પરમકરુણાનિધાન આચાર્યદેવ શ્રી હરિભદ્ર-સૂરીશ્વરજી, 'ધર્મ બિંદુ' ગ્રંથમાં ધર્મનો પ્રભાવ અને ધર્મનું સ્વરૂપ બતાવ્યા બાદ હવે ધર્મના પ્રકારો દર્શાવી રહ્યા છે. ધર્મનો પ્રભાવ સાંભળીને-સમજીને જે જીવાત્મા ધર્મસન્મુખ બને છે, ધર્મ પ્રત્યે આકર્ષિત થાય છે, ધર્માચરણ કરવા માટે ઉત્સાહિત બને છે, એ જીવાત્મા ધર્મનું સ્વરૂપ જાણવા માટે લાલાયિત બનવાનો જ. ધર્મને ઓળખવાની એને તાલાવેલી જાગવાની જ. કારણ કે ધર્મનું સ્વરૂપ સમજ્યા વગર ધર્મનું આચરણ કરવું

શક્ય નથી. જેનું સ્વરૂપ યથાવસ્થિતપણે જાણતા ન હોઈએ એનું આચરણ શક્ય કેમ બને? માટે આચાર્ય ભગવંતે ધર્મનું સ્વરૂપ બતાવી દીધું છે. ધર્મનું ક્રિયાત્મક સ્વરૂપ બતાવ્યું અને ભાવાત્મક રૂપ પણ દર્શાવ્યું.

## ધર્મની શરૂઆત ધર્મપ્રેમથી!

'સુખ મેળવવા છે પણ સુખ મેળવવા માટે પાપના રસ્તે નથી જવું, પાપના માર્ગે સુખ નથી મળતાં, સુખ મળે છે ધર્મના માર્ગે.' આ પ્રમાણેનો દૃઢ વિશ્વાસ હૈયામાં સ્થપાઈ ગયા પછી મનુષ્યના જીવનનો દૃષ્ટિકોણ જ બદલી જાય છે. બની શકે, એ તત્કાલ બધા પાપોને ન પરિહારી શકે, પણ પાપોને એ ત્યાજ્ય-છોડવા યોગ્ય તો માનવાનો જ. ધર્મ જ એના માટે સ્વીકાર્ય બનશે. ધર્મ પ્રત્યે એના હૈયામાં પ્રીતિ જાગશે. ધર્મની શરૂઆત ધર્મ પ્રેમથી જ થાય છે ને? આવા ધર્મપ્રેમી બનેલા મનુષ્યો સામે ગ્રંથકાર બે જાતના ધર્મ મૂકી દે છે. બે માંથી તમારે જે ધર્મની પસંદગી કરવી હોય, કરી લ્યો. તમારી જે સ્વીકારવાની ક્ષમતા હોય એ મુજબ ધર્મની પસંદગી કરી લ્યો.

## ગૃહસ્થધર્મ અને સાધુધર્મ

એક છે ગૃહસ્થ ધર્મ અને બીજો છે યતિધર્મ. એટલે કે સાધુધર્મ. દુનિયામાં જીવવાના બે જ માધ્યમ છે કાં તો ગૃહસ્થ તરીકે કાં પછી ગૃહના ત્યાગી બનીને સાધુ તરીકે. ગૃહસ્થ રહેવું એટલે પત્નિ, પુત્ર, પરિવાર વગેરેની સાથે રહેવું, આજીવિકા માટે વ્યાપાર વગેરે કરવું. ગૃહનો ત્યાગ કરીને સાધુ બનીને માધુકરી ભિક્ષાવૃત્તિથી જીવન વીતાવવું, સાધુધર્મની સાધનાવાળું જીવન વીતાવવું, એ બીજો પ્રકાર છે.

ગૃહસ્થ જીવનમાં જે ધર્મની આરાધના કરવાની હોય છે એ આરાધના કરવા માટે તન-મનની જેટલી ક્ષમતા, જેટલી દૃઢતા

જોઇએ એના કરતાં ઘણી વધારે ક્ષમતા અને દઢતા સાધુધર્મની આરાધના કરવા માટે અપેક્ષિત-જરૂરી છે. અલબત્ સાધુ જીવન મહાન છે-શ્રેષ્ઠ છે, પણ સાધુ જીવન સ્વીકારવા ને સફળ બનાવવા માટે તન-મનની અગાધ શક્તિ જોઇએ. શારીરિક કષ્ટો સહેવાની તાકાત જોઇએ અને મનમાં મહાવ્રતોને પાળવાની દઢતા જોઇએ

## સાધુધર્મ માટે તન-મનની અપાર શકિત જોઇએ :

પ્રભાવની દૃષ્ટિએ જોવા જઇએ તો ગૃહસ્થ ધર્મની અપેક્ષાએ સાધુધર્મ વધારે પ્રભાવશાળી છે. પુણ્યકર્મના બંધની દૃષ્ટિએ સાધુધર્મ શ્રેષ્ઠ છે. આંતર શાંતિની અપેક્ષાએ પણ સાધુજીવન જ ઉમદા ઠરે છે. આત્મગુણોના વિકાસની દૃષ્ટિથી જોવાય, તોયે સાધુ-જીવન જ સર્વોપરિ છે. પણ સાધુજીવનમાં સાધુધર્મના સ્વીકાર માટે અને એ સ્વીકૃત જીવનમાં મહાવ્રતોના પાલન માટે તન-મનની અપાર શકિત જોઇએ.

ગૃહસ્થ ધર્મ પણ પ્રભાવશાળી તો છે જ, પણ ગૃહસ્થનું જીવન જ એ જાતનું હોય છે કે એમાં મન-વાણી-વર્તનના કેટલાક પાપો થઇ જ જતા હોય છે. કેટલાક પાપો અનિવાર્ય હોય છે. કરવા જ પડે છે એ પાપ! આ એક બહુ મોટી ખોટ છે ગૃહસ્થ જીવનમાં! એક માણસ દુકાન પર બેસીને દરરોજ સો રૂપિયા કમાય છે, પણ રોજનો ખર્ચો એ સાઠ-સિત્તેર રૂપિયાનો કરી દે છે, તો પછી નફો કેટલો થવાનો? બચત કેટલી થવાની? માંડ ત્રીસ-ચાલીસ રૂપિયા બચશે. બીજો માણસ દરરોજ સો રૂપિયા કમાય છે અને ખર્ચ કરે છે માત્ર દસ કે પંદર રૂપિયા જ! નફો કેટલો થવાનો? વધારે જ થવાનો ને? સાધુજીવન આવું જ છે. સાધુજીવનમાં પાપનો ખર્ચો નહીવત્ છે-બહુ ઓછો છે. જ્યારે ગૃહસ્થ જીવનમાં પાપનો ખર્ચો વધારે-ઘણો વધારે થતો હોય છે. ક્યારેક વળી ધર્મ કરતાં પાપની માત્રા વધી જાય છે. ધર્મમાંથી

પાપોની બાદબાકી નથી થતી પણ ધર્મ પાપમાંથી બાદ થઇ જાય છે ! પછી પાછળ બાકીમાં પણ પાપ જ રહે છે.

## સાધુ ધર્મ પસંદ કરી લ્યો :

છતાંયે ગૃહસ્થ જીવનમા ધર્મનું પાલન થઇ શકે છે. ઘણું સારૂ પાલન કરી શકે છે. જો માણુસ જાગૃત રહે....તો બહુ સારી રીતે ધર્મનું પાલન કરી શકે છે. જો તમારામાં સંસારને ત્યાગવાની ક્ષમતા નથી, સંસારના સુખો પ્રત્યે વૈરાગ્ય નથી જન્મ્યો તો તમે ગૃહસ્થ જીવન જીવી શકો છો. અને એ જીવનમાં પણ ધર્મની આરાધના કરી શકો છો. તમે તમારી ક્ષમતાને પરખી લ્યો. મારો તો તમને અનુરોધ છે કે જો તમારા હૈયામાં સાધુધર્મ સ્વીકારવાનો ઉલ્લાસને ઉમંગ જાગતો હોય તો તમે સાધુધર્મને પસંદ કરી લ્યો ! બોલો શું વિચાર છે તમારો ?

**સભામાંથી** : પળભર માટે તો ઉલ્લાસ ભરાઇ આવે છે કે સાધુધર્મનો સ્વીકાર કરી લઈએ....પણ જયારે અહીંથી ઘરે જઈએ ત્યારે એ ભાવના હવા થઇ જાય છે !

**મહારાજશ્રી** : પળભરનો ઉલ્લાસ જો વારે વારે જાગતો રહેશો તો એક દિવસ ચોકકસ શાશ્વત્ ઉલ્લાસ પેદા થવાનો જ. સાધુધર્મ ગમે છે માટે જ ઉલ્લાસ જાગે છે ને ? ભલે ક્ષણિક તો ક્ષણિક ! જે વસ્તુ ગમે–વ્હાલી લાગે, જયારે એ વસ્તુને મેળવવાની ક્ષમતા આવશે, ત્યારે તમે એ સ્વીકારી જ લેશો ! સાધુજીવન પ્રિય લાગે છે તો જે દિવસે પ્રબળ ઉત્સાહ જાગશે, આત્મવીર્ય ઉલ્લાસિત બનશે ત્યારે તમે સાધુ બની જવાના જ ! સાધુ–જીવન માટે જોઇએ સંસાર પ્રત્યે વૈરાગ્ય. સંસારના સુખો પ્રત્યે વૈરાગ્ય ! જ્ઞાનમૂલક વૈરાગ્ય જોઇએ. વૈરાગ્ય પણ ત્રણ પ્રકારનો હોય છે !

(૧) દુઃખમૂલક વૈરાગ્ય.
(૨) મોહમૂલક વૈરાગ્ય.
(૩) જ્ઞાનમૂલક વૈરાગ્ય.

ગૃહસ્થ જીવનમાં અનેક પ્રકારના દુઃખ છે. જેમ કે રહેવા માટે ઘર ન હોય....મનપસંદ પત્નિ ના મળતી હોય....પત્નિ છે તો કર્કશા છે....સંતાન સારા નથી....શરીરમાં રોગ પેદા થઈ ગયા છે....પૈસાની તંગી છે....ખાવા પુરતુંય નથી મળતું....દુનિયામાં ઈજ્જત-આબરૂના કાંકરા થઇ ગયા હોય....આ બધા દુઃખોના કારણે સંસાર પ્રત્યે વૈરાગી બની જાય....અને સાધુ બનવાનું વિચારે....આ દુઃખમૂલક વૈરાગ્ય કહેવાય છે. આવા વૈરાગ્યનો કોઈ અર્થ નથી ! સાધુ જીવન આ પ્રમાણેના વૈરાગ્યથી નહી સ્વીકારવું જોઇએ. કારણ કે દુઃખોથી ગભરાઇને સાધુ બનનાર સાધુજીવનના કષ્ટો સહી નથી શકતો અને જ્યાં એને સુખો મળ્યા કે એ સાધુ-જીવનથી ભ્રષ્ટ થઇ જવાનો. સુખોનું આકર્ષણ એને સાધુતાથી નીચે પાડે છે. સાધુજીવનમાં સુખોનું આકર્ષણ નષ્ટ થવું જ જોઇએ. સુખોનો રાગ ન જોઇએ સાધુ જીવનમાં. દુઃખમૂલક વૈરાગીના મનમાં સુખોના આકર્ષણની આગ ધરબાયેલી રહેવાની જ. સાધુજી-વનમાંયે અનેક પ્રકારના સુખોના પ્રલોભનો આવે છે. જો આકર્ષણ થશે તો એ આકર્ષણ-એ પ્રલોભન સાધુનું પતન નોંતરશે જ. સંસારમાં સુખ નથી મળતા, માટે સાધુ જીવન સ્વીકારી લેવું, એ ઉચિત નથી-તદ્દન અનુચિત છે. સંસારનાં દુઃખોને જોઇને, અનુ-ભવીને, જો જ્ઞાનદૃષ્ટિ ખૂલી જાય અને સંસારના સુખો પણ જો દુઃખરૂપ સમજાઇ જાય, તો એ સાધુતાને સ્વીકારી શકે છે.

**વૈશ્રવણનો વૈરાગ્ય જ્ઞાનમૂલક :**

રાવણે રાજા વૈશ્રવણને પરાજિત કરી દીધો. વૈશ્રવણે સાધુજીવન સ્વીકારી લીધું હતું, પરંતુ પરાજયના દુઃખથી નહોતું સ્વીકાર્યું,

જ્ઞાનદષ્ટિથી સંસારના સ્વરૂપને જાણીને-સમજીને સાધુતાનો સ્વીકાર કર્યો હતો. માટે તો એજ ભવમાં, સાધુજીવનમાં ઘોર તપશ્ચર્યા કરીને, મોક્ષે પહોંચી ગયા હતા. જો એમનો વૈરાગ્ય દુઃખગર્ભિત હોત તો એ સર્વ કર્મોનો ક્ષય કરીને નિર્વાણ ન પામી શક્ત. એમણે સાધુજીવનનું યથાર્થ પાલન કરીને નિર્વાણ મેળવ્યું. માટે આપણે માનવું જ રહ્યું કે એમનો વૈરાગ્ય જ્ઞાનમૂલક હતો.

વૈશ્રવણની સામે બે ધર્મ હતા, ગૃહસ્થધર્મ અને સાધુધર્મ. જો આ ધારત તો બાર વ્રતમય ગૃહસ્થધર્મ પણ સ્વીકારી શક્ત. પરંતુ એમણે તો પસંદગી કરી સાધુધર્મની. સંસારના સુખોનો રાગ ન રહ્યો, આસક્તિ ના રહી....પછી ગૃહસ્થ જીવનમાં રહેવાનું કોઇ પ્રયોજન નથી રહેતું ! ગૃહસ્થ જીવન તો ત્યાં સુધી જ પસંદ કરવું પડે છે કે જ્યાં સુધી ઐન્દ્રિય સુખભોગની લાલસા જીવંત રહે છે....વૈષયિક સુખોને ભોગવ્યા વગર નથી રહી શકાતું....સાધુ-તાના મહાવ્રત અને બીજા નિયમોને પાળવાનું મનોબળ ના હોય.... શારીરિક પ્રતિકૂળતાઓ સહેવાની ક્ષમતા ના હોય....અને માનસિક તાણમાંથી મુક્ત રહેવાની શક્તિ ના હોય.

આવો કોઈ નિયમ નથી કે ગૃહસ્થધર્મનું પાલન કર્યા પછી જ સાધુજીવનનો સ્વીકાર કરી શકાય. ગૃહસ્થધર્મનું પાલન કર્યા વગર પણ સીધું સાધુજીવન અંગીકાર કરી શકાય છે. આવા ઘણા ઉદાહરણો શાસ્ત્રોમાં અને ઈતિહાસના પાને પાને જડી આવે છે. જોઇએ સાધુધર્મની પૂરી જાણકારી અને સાધુધર્મના પાલન માટેની તૈયારી ! કેટલાક ડાકૂઓ પણ સાધુ બન્યાના દાખલા ભૂતકાળમાં મળે છે ! ચાર ચાર હત્યાઓ કરનારા દૃઢપ્રહારી સાધુ જ બની ગયા હતા ને ? એમનામાં સાધુતાનું અવિશુદ્ધ પાલન કરવાની ક્ષમતા હતી, કર્યું હતું એવું પાલન, અને મુક્તિની મહેલાતો જઇને આત્માની પરમવિશુદ્ધિ મેળવી પણ લીધી ! આત્મામાં જ્ઞાનમૂલક વૈરાગ્યનો પ્રકાશ ઝગમગી ઉઠવો જોઇએ..

## મોહમૂલક વૈરાગ્ય :

વૈરાગ્યનો બીજો પ્રકાર છે મોહમૂલક વૈરાગ્ય. 'સાધુ જીવનનું પાલન કરવાથી સ્વર્ગ મળે છે, દેવલોકનાં દિવ્ય સુખો મળે છે.... હજારો....લાખો....અરે, ગણ્યા ગણાય નહીં એટલા વર્ષોનાં સુખો મળે છે. આવું જાણી લીધું, સાંભળી લીધું શાસ્ત્રોમાંથી....અને ગૃહસ્થજીવનને ત્યજી દે, આ છે મોહમૂલક વૈરાગ્ય ! માનવનાં સુખો કરતાં દેવોનાં સુખ 'સુપરફાઈન' વધુ ચઢિયાતા હોય છે. શ્રેષ્ઠ હોય છે. એ શ્રેષ્ઠ સુખ મેળવવાની તીવ્ર તમન્નાથી માનવ જીવનનાં તુચ્છ સુખો પ્રત્યે વૈરાગ્ય થઇ જાય તે મોહમૂલક વૈરાગ્ય છે. ભૌતિક, વૈષયિક સુખોનો રાગ એ જ છે મોહ !

સાધુતાના પાલનથી–વિશુદ્ધ સંયમના પાલનથી સ્વર્ગના સુખો મળે છે ચોક્કસ, પણ એ સુખો મેળવવાની ઇચ્છા સાચી સાધુતા માટે વિઘાતક છે. સાધુતાનો સંબંધ ભૌતિક સુખો સાથે નથી; સાધુતાનો સંબંધ તો આત્મગુણોની સાથે હોય છે. સાધુતાની આરાધના આત્માના શાશ્વત્, અવિનાશી સુખને મેળવવા માટે કરવાની છે. પરંતુ જે માણસ આત્મતત્વને જાણતો નથી, ઓળખતો નથી....આત્મસુખની કલ્પના સરખીયે જેના મગજમાં નથી, એ કેવી રીતે જ્ઞાનમૂલક વૈરાગ્યને ધારણ કરી શકે ? રાગ, દ્વેષ અને મોહથી મૂઢ બનેલો જીવાત્મા વૈષયિક સુખને જ જાણે છે....વૈષયિક સુખને મેળવવા માટે ફાંફા મારે છે ને એના વિચારો....એનું વર્તન બધું ઐન્દ્રિક સુખોની આસ-પાસ જ કેન્દ્રિત હોય છે.

## વિશ્વભૂતિ અને વિશાખાનંદી :

ક્યારેક એવું પણ બને કે સાધુતાનો સ્વીકાર જ્ઞાનમૂલક દૃષ્ટિકોણથી કરે પણ પાછળથી જ્ઞાનદૃષ્ટિ જતી રહે અને મોહદશાનું પ્રાબલ્ય વધી જાય ! પ્રબળ મોહદશા સાધુતાને સોદામાં ફેરવી દે છે. વૈષયિક સુખનો સોદો એ સાધુતા દ્વારા કરી લેવાય છે.

જ્ઞાનદૃષ્ટિથી સંસારના સ્વરૂપને જાણીને-સમજીને સાધુતાનો સ્વીકાર કર્યો હતો. માટે તો એજ ભવમાં, સાધુજીવનમાં ઘોર તપશ્ચર્યા કરીને, મોક્ષે પહોંચી ગયા હતા. જો એમનો વૈરાગ્ય દુઃખગર્ભિત હોત તો એ સર્વ કર્મોનો ક્ષય કરીને નિર્વાણ ન પામી શક્ત. એમણે સાધુજીવનનું યથાર્થ પાલન કરીને નિર્વાણ મેળવ્યું. માટે આપણે માનવું જ રહ્યું કે એમનો વૈરાગ્ય જ્ઞાનમૂલક હતો.

વૈશ્રવણની સામે બે ધર્મ હતા, ગૃહસ્થધર્મ અને સાધુધર્મ. જો આ ધારત તો બાર વ્રતમય ગૃહસ્થધર્મ પણ સ્વીકારી શક્ત. પરંતુ એમણે તો પસંદગી કરી સાધુધર્મની. સંસારના સુખોનો રાગ ન રહ્યો, આસક્તિ ના રહી....પછી ગૃહસ્થ જીવનમાં રહેવાનું કોઇ પ્રયોજન નથી રહેતું ! ગૃહસ્થ જીવન તો ત્યાં સુધી જ પસંદ કરવું પડે છે કે જ્યાં સુધી ઐન્દ્રિય સુખભોગની લાલસા જીવંત રહે છે....વૈષયિક સુખોને ભોગવ્યા વગર નથી રહી શકાતું....સાધુ-તાના મહાવ્રત અને બીજા. નિયમોને પાળવાનું મનોબળ ના હોય.... શારીરિક પ્રતિકૂળતાઓ સહેવાની ક્ષમતા ના હોય....અને માનસિક તાણમાંથી મુક્ત રહેવાની શક્તિ ના હોય.

આવો કોઈ નિયમ નથી કે ગૃહસ્થધર્મનું પાલન કર્યા પછી જ સાધુજીવનનો સ્વીકાર કરી શકાય. ગૃહસ્થધર્મનું પાલન કર્યા વગર પણ સીધું સાધુજીવન અંગીકાર કરી શકાય છે. આવા ઘણા ઉદાહરણો શાસ્ત્રોમાં અને ઈતિહાસના પાને પાને જડી આવે છે. જોઇએ સાધુધર્મની પૂરી જાણકારી અને સાધુધર્મના પાલન માટેની તૈયારી ! કેટલાક ડાકૂઓ પણ સાધુ બન્યાના દાખલા ભૂતકાળમાં મળે છે ! ચાર ચાર હત્યાઓ કરનારા દૃઢપ્રહારી સાધુ જ બની ગયા હતા ને ? એમનામાં સાધુતાનું અવિશુદ્ધ પાલન કરવાની ક્ષમતા હતી, કર્યું હતું એવું પાલન, અને મુક્તિની મહેલાતો જઇને આત્માની પરમવિશુદ્ધિ મેળવી પણ લીધી ! આત્મામાં જ્ઞાનમૂલક વૈરાગ્યનો પ્રકાશ ઝગમગી ઉઠવો જોઇએ .

## મોહમૂલક વૈરાગ્ય :

વૈરાગ્યનો બીજો પ્રકાર છે મોહમૂલક વૈરાગ્ય. 'સાધુ જીવનનું પાલન કરવાથી સ્વર્ગ મળે છે, દેવલોકનાં દિવ્ય સુખો મળે છે.... હજારો....લાખો....અરે, ગણ્યા ગણાય નહી એટલા વર્ષોનાં સુખો મળે છે. આવું જાણી લીધું, સાંભળી લીધું શાસ્ત્રોમાંથી....અને ગૃહસ્થજીવનને ત્યજી દે, આ છે મોહમૂલક વૈરાગ્ય! માનવનાં સુખો કરતાં દેવોનાં સુખ 'સુપરફાઈન' વધુ ચઢિયાતા હોય છે. શ્રેષ્ઠ હોય છે. એ શ્રેષ્ઠ સુખ મેળવવાની તીવ્ર તમન્નાથી માનવ જીવનનાં તુચ્છ સુખો પ્રત્યે વૈરાગ્ય થઈ જાય તે મોહમૂલક વૈરાગ્ય છે. ભૌતિક, વૈષયિક સુખોનો રાગ એ જ છે મોહ!

સાધુતાના પાલનથી-વિશુદ્ધ સંયમના પાલનથી સ્વર્ગના સુખો મળે છે ચોક્કસ, પણ એ સુખો મેળવવાની ઇચ્છા સાચી સાધુતા માટે વિઘાતક છે. સાધુતાનો સંબંધ ભૌતિક સુખો સાથે નથી; સાધુતાનો સંબંધ તો આત્મગુણોની સાથે હોય છે. સાધુતાની આરાધના આત્માના શાશ્વત્, અવિનાશી સુખને મેળવવા માટે કરવાની છે. પરંતુ જે માણસ આત્મતત્વને જાણતો નથી, ઓળખતો નથી....આત્મસુખની કલ્પના સરખીયે જેના મગજમાં નથી, એ કેવી રીતે જ્ઞાનમૂલક વૈરાગ્યને ધારણ કરી શકે? રાગ, દ્વેષ અને મોહથી મૂઢ બનેલો જીવાત્મા વૈષયિક સુખને જ જાણે છે....વૈષયિક સુખને મેળવવા માટે ફાંફા મારે છે ને એના વિચારો....એનું વર્તન બધું ઐન્દ્રિક સુખોની આસપાસ જ કેન્દ્રિત હોય છે.

## વિશ્વભૂતિ અને વિશાખાનંદી:

ક્યારેક એવું પણ બને કે સાધુતાનો સ્વીકાર જ્ઞાનમૂલક દૃષ્ટિકોણથી કરે પણ પાછળથી જ્ઞાનદૃષ્ટિ જતી રહે અને મોહદશાનું પ્રાબલ્ય વધી જાય! પ્રબળ મોહદશા સાધુતાને સોદામાં ફેરવી દે છે. વૈષયિક સુખનો સોદો એ સાધુતા દ્વારા કરી લેવાય છે.

છે. શ્રમણ ભગવાન મહાવીરના આત્માએ પોતાના એક ભવમાં આ ભૂલ કરી નાંખી હતી કે જ્યારે એ વિશ્વભૂતિ નામના યુવરાજ હતા. પોતાના પિતરાઇ ભાઇ વિશાખાનંદીએ પોતાની સાથે વિશ્વાસઘાત કરવાથી વૈરાગી બનીને એમણે સાધુજીવન સ્વીકારી લીધું. સાધુ બનીને એમણે ઉગ્ર તપશ્ચર્યા કરી. ઉગ્ર તપશ્ચર્યાના પ્રભાવે એમનામાં પ્રબળ આત્મશક્તિ જાગૃત થઇ ગઇ હતી. એક દિવસ, એક નગરમાં વિશ્વભૂતિ મુનિરાજ ભિક્ષા લેવા માટે જઇ રહ્યા હતા. રસ્તામાં સામેથી એક ગાય દોડતી આવી ને મુનિને હડફેટે લીધા. મુનિ પોતાના શરીરની સમતુલા ન જાળવી શક્યા અને જમીન પર પડી ગયા. મુનિને ગાય પ્રત્યે કોઇ રોષ ના થયો પણ આ ઘટના વિશાખાનંદી જુએ છે અને એ ખડખડાટ હસી પડે છે! વિશાખાનંદી એ નગરમાં લગ્ન કરવા માટે આવ્યો હતો. એને વિશ્વભૂતિનાં શબ્દો સાંભર્યા: 'હું મારા એક મુક્કાથી તારૂં માથું ફોડી નાંખવાની શક્તિ ધરાવું છું.' વિશાખાનંદિએ વિચાર્યું. :અહા....એક મુક્કાથી મારૂં માથું ફોડનાર વિશ્વભૂતિ આજે એક સામાન્ય ગાયની હડફેટથી જમીન પર આળોટી ગયા....વાહ શું તાકાત છે!' અને એ જોરજોરથી હસવા માંડયો.

વિશ્વભૂતિમુનિની નજર પડી વિશાખાનંદી પર! એને આમ ખડખડાટ હસતો જોઇને મુનિની જ્ઞાનદૃષ્ટિ ખીડાઇ ગઇ. મોહનો નશો છવાઈ ગયો! વિશ્વભૂતિમુનિના હૈયામાં 'અહં' અને 'મમ' ઉછળવા લાગ્યા. 'તું શું મને કમજોર માને છે? શક્તિહીન સમજે છે? ઉભો રહે હમણાં હું તને મારી શક્તિનો પરિચય આપું છું....એમ કરીને મુનિએ પેલી ગાયને જ બે શીંગડાથી પકડી, જોરથી ઘુમાવીને આકાશમાં અદ્ધર ઉછાળી! ગાય જ્યારે જમીન તરફ આવે છે ત્યારે મુનિ એને પોતાના બે બાહુમાં ઝીલી લે છે. વિશાખાનંદી તો આભો જ થઈ ગયો આ જોઇને....! એને તમ્મર આવી ગયા! એને થયું....' ક્યાંક આ મને પકડીને

હમણાં આકાશમાં ફેંકી દેશે તો હું તો સીધો જ સ્વર્ગમાં પહોંચી જઈશ....' એ ગભરાઈ ગયો, ત્યાંથી મૂઠીઓ વાળીને નાસી ગયો.

વિશાખાનંદીને આમ ઉભી પૂછડીયે ભાગતો જોઈને વિશ્વભૂતિ મુનિ મનમાં મલકાય છે. રાજી થાય છે. બીજાને હરાવીને.... બીજાને ભગાડીને....બીજાને નીચું દેખાડીને ખુશ થવું, આ ભયંકર મોહદશાનો નશો છે. મુનિરાજે વિચાર્યું : 'આ દુનિયામાં બળિયાના બે ભાગ છે. દુનિયા બળ આગળ પાણી ભરે છે. માટે શકિતશાળી બનવું જોઈએ. હું દુનિયાનો શ્રેષ્ઠ શકિતશાળી બનીશ. મારી ઉગ્ર તપશ્ચર્યા અને મારી શુદ્ધ સાધુતાના બળે મને આવતા ભવમાં અતુલ બળ મળવું જોઈએ.' મુનિવરની જ્ઞાનદષ્ટિ ધૂંધળાઈ ગઈ....એમણે સાધુતાનો સોદો કરી નાંખ્યો ભૌતિક અને શારીરીક શકિતના બદલામાં ! બીજા ભવમાં એમણે શકિત મળી....અતુલ અને અપૂર્વ શકિત મળી, પણ સાધુતા ના સાંપડી. એ શકિતએ એમના આત્માને પતનના પંથે દોર્યો....મરીને નરકમાં ચાલ્યો ગયો એમનો આત્મા.

## વૈરાગ્ય સ્થિર રહેવો જોઈએ :

જ્ઞાનમૂલક વૈરાગ્યથી સાધુતા સ્વીકાર્યા પછીયે સાધુ જીવનમાં જ્ઞાનદષ્ટિ સતત ખૂલ્લી રહેવી જોઈએ. વૈરાગ્ય જીવંત રહેવો જોઈએ. સંસારનો ત્યાગ કરવો, ભૌતિક સુખોનો ત્યાગ કરવો સરળ છે પણ વૈરાગ્યને સ્થિર રાખવો બહુ કઠણ કામ છે. આખરે તો સાધુ એ પણ માણસ જ છે ને ? એનામાંય લાગણીયો હોય છે... કષાયો છૂપાઈને બેઠા હોય છે....એનેય ઇન્દ્રિયો હોય છે ! એમનામાં પણ રસાનુભૂતિ....વૈભવ-લાલસા....અને આરામ-પ્રિયતા પડેલા હોય...કષ્ટોથી દૂર રહેવાની વૃત્તિ પણ એમનામાં હોય છે. સાધુ આ બધા પર સંયમ રાખે છે....એટલે કે ઇન્દ્રિયોને વશમાં રાખે છે....કષાયોને ઉગ્ર નથી થવા દેતો....

....રસાસ્વાદને ટાળે છે....વૈભવોની લાલસાને અળગી રાખે છે અને અપ્રમત્ત....સતત જાગરૂક રહેવાની કોશિશ કરે છે, છતાં પણ ક્યારે ઇન્દ્રિયો ઉત્તેજિત થઈ જાય, મન બેલગામ બની જાય....તો એ સાધુનું પણ પતન નોંતરી દે! કષાયની આગ ક્યારેક જો ભડકી ઉઠે તો એ સાધુની સાધુતાને ભડકે બાળી નાંખે! રસાનુભૂતિની વાસના જો તીવ્ર બની તો સાધુને ય પાડી દે....વૈભવોની લાલસા જો લબકારા લેતી થઇ ગઇ તો સાધુતાનું લીલામ કરી નાંખે.... ક્યારેક પ્રમાદ....આરામ-પ્રિયતા પ્રબળ બની ગઇ તો મુનિનો શતમુખ વિનિપાત કરાવી દે!

## સરાગ ધર્મક્રિયાથી પુણ્યાનુબંધ :

આ બધું હોવા છતાં પણ, જ્ઞાનમૂલક વૈરાગ્યવાળો આત્મા નિર્ભય રહી શકે છે. જોઇએ પળેપળની જાગૃતિ! પ્રતિપળ જાગ્રત સાધુ જ પોતાના સાધુ-ધર્મનું યથાયોગ્ય પાલન કરી શકે છે. આનાથી એ અપૂર્વ પુણ્ય-કર્મ બાંધે છે. 'સરાગસંયમી' એવા સાધુને પોતાના સંયમજીવન પર પ્રેમ હોય છે, પોતાના ગુરુ-જનો પ્રત્યે પ્રેમ-આદર-અહોભાવ હોય છે. પરમાત્માના પ્રત્યે પ્રેમ હોય છે. જે ધર્મક્રિયામાં પ્રેમ હોય-આકર્ષણ હોય. રાગ હોય એ ધર્મક્રિયા અપૂર્વ પુણ્યકર્મ બાંધી આપે છે.

**સભામાંથી :** પુણ્યકર્મ તો મોક્ષ મેળવવામાં અવરોધક તત્વ છે ને? એ તો બાધક બને છે ને?

**મહારાજશ્રી :** પુણ્યકર્મના બે પ્રકાર છે. એક છે પાપાનુબંધી પુણ્ય અને બીજું છે પુણ્યાનુબંધી પુણ્ય. પાપાનુબંધી પુણ્યકર્મ મોક્ષમાર્ગની આરાધના કરવામાં બાધક બને છે, જ્યારે પુણ્યાનુબંધી પુણ્ય કર્મ બાધક નથી બનતું પણ ઉલટાનું એ મોક્ષમાર્ગની આરાધનામાં મહદ્અંશે સહાયક બને છે.

**સભામાંથી :** પાપાનુબંધી પુણ્ય કોને કહેવાય?

**મહારાશ્રી :** પુણ્યકર્મના ઉદયથી જીવાત્માને સુખ મળે છે ને? જ્યારે સુખ મળે, જ્યારે સુખના સાધન મળે ત્યારે એ જીવાત્મા પાપચરણ કરે....સુખના સાધનાનો ઉપયોગ પાપ કરવામાં કરે તો સમજવું કે પાપાનુંબંધી પુણ્યનો ઉદય થયો છે. પુણ્યના ઉદયથી શરીર સારૂં મળ્યું....નિરોગી મળ્યું....પણ એ શરીરનો ઉપયોગ માત્ર ભોગ-વિલાસમાં જ કરે છે! પુણ્યના ઉદયથી ખૂબ ધન મળ્યું, એ ધનનો ઉપયોગ ખોટા કામો કરવામાં જ કરે છે! પુણ્યના ઉદયથી સત્તા સાંપડી ગઇ....એ સત્તાના દ્વારા હિંસા અને અત્યાચારો કરે છે....તો સમજવું કે પાપકર્મ બંધાવનાર પુણ્યનો ઉદય છે. આજકાલ દુનિયામાં જ્યાં જુઓ ત્યાં આવા જ પુણ્યના ઉદયો નજરે પડે છે! જેને જેને પુણ્યોદથી સુખનાં સાધનો મળ્યા છે એ લોકો વધારેને વધારે પાપ કરતા દેખાય છે. આવા જીવાત્મા મોક્ષમાર્ગની આરાધના, આત્મશુદ્ધિનો પુરૂષાર્થ નથી કરી શકતા. આવા જીવોની બુદ્ધિ જ એટલી તો બગડી ગઇ હોય છે કે એમને આત્મા-પરમાત્મા-ધર્મ વિગેરેની વાત રૂચતી જ નથી, ગમતી જ નથી.

**સભામાંથી :** પુણ્યાનુંબંધી પુણ્ય કોને કહે છે?

**મહારાજશ્રી :** જે પુણ્યકર્મનો ઉદય જીવાત્મામાં ધર્મની વૃત્તિ પેદા કરે....ધર્મની પ્રવૃત્તિમાં પ્રેરે....એ હોય છે પુણ્યાનુંબંધી પુણ્ય. તે પુણ્યકર્મ જીવાત્માની મોક્ષમાર્ગની આરાધનામાં સહાયક બને છે. જેમકે, આપણને પુણ્યોદયથી પાંચે ઇન્દ્રિયો પરિપૂર્ણ મળી છે તો આપણે ધર્મગ્રંથો સાંભળી શકીએ-વાંચી શકીએ....બીજાને સંભળાવી શકીએ પરમાત્માના દર્શન-પૂજન-સ્તવન વગેરે કરી શકીએ. સારૂં શરીર મળ્યું હોય છે માટે તપશ્ચર્યા સારી રીતે કરી શકીએ, વિહારયાત્રા કરી શકીએ છીએ. પુણ્યકર્મના ઉદયથી સારી એવી સંપતિ મળી હોય તો દાન આપી શકીએ. પરમાર્થ પરોપકારની પરબ માંડી શકીએ. પુણ્યના પ્રભાવે

....રસાસ્વાદને ટાળે છે....વૈભવોની લાલસાને અળગી રાખે છે અને અપ્રમત્ત....સતત જાગરૂક રહેવાની કોશિશ કરે છે, છતાં પણ ક્યારે ઇન્દ્રિયો ઉત્તેજિત થઈ જાય, મન બેલગામ બની જાય....તો એ સાધુનું પણ પતન નોંતરી દે ! કષાયની આગ ક્યારેક જો ભડકી ઉઠે તો એ સાધુની સાધુતાને ભડકે બાળી નાંખે ! રસાનુભૂતિની વાસના જો તીવ્ર બની તો સાધુને ય પાડી દે....વૈભવોની લાલસા જો લબકારા લેતી થઇ ગઇ તો સાધુતાનું લીલામ કરી નાંખે.... ક્યારેક પ્રમાદ....આરામ-પ્રિયતા પ્રબળ બની ગઇ તો મુનિનો શતમુખ વિનિપાત કરાવી દે !

## સરાગ ધર્મક્રિયાથી પુણ્યાનુબંધ :

આ બધું હોવા છતાં પણ, જ્ઞાનમૂલક વૈરાગ્યવાળો આત્મા નિર્ભય રહી શકે છે. જોઈએ પળેપળની જાગૃતિ ! પ્રતિપળ જાગ્રત સાધુ જ પોતાના સાધુ-ધર્મનું યથાયોગ્ય પાલન કરી શકે છે. આનાથી એ અપૂર્વ પુણ્ય-કર્મ બાંધે છે. 'સરાગસંયમી' એવા સાધુને પોતાના સંયમજીવન પર પ્રેમ હોય છે, પોતાના ગુરુ-જનો પ્રત્યે પ્રેમ-આદર-અહોભાવ હોય છે. પરમાત્માના પ્રત્યે પ્રેમ હોય છે. જે ધર્મક્રિયામાં પ્રેમ હોય-આકર્ષણ હોય. રાગ હોય એ ધર્મક્રિયા અપૂર્વ પુણ્યકર્મ બાંધી આપે છે.

**સભામાંથી :** પુણ્યકર્મ તો મોક્ષ મેળવવામાં અવરોધક તત્વ છે ને? એ તો બાધક બને છે ને?

**મહારાજશ્રી :** પુણ્યકર્મના બે પ્રકાર છે. એક છે પાપાનુબંધી પુણ્ય અને બીજું છે પુણ્યાનુબંધી પુણ્ય. પાપાનુબંધી પુણ્યકર્મ મોક્ષમાર્ગની આરાધના કરવામાં બાધક બને છે, જ્યારે પુણ્યાનુબંધી પુણ્ય કર્મ બાધક નથી બનતું પણ ઉલ્ટાનું એ મોક્ષમાર્ગની આરાધનામાં મહદ્અંશે સહાયક બને છે.

**સભામાંથી :** પાપાનુબંધી પુણ્ય કોને કહેવાય ?

**મહારાશ્રી :** પુણ્યકર્મના ઉદયથી જીવાત્માને સુખ મળે છે ને? જ્યારે સુખ મળે, જ્યારે સુખના સાધન મળે ત્યારે એ જીવાત્મા પાપચરણ કરે....સુખના સાધનાનો ઉપયોગ પાપ કરવામાં કરે તો સમજવું કે પાપાનુબંધી પુણ્યનો ઉદય થયો છે. પુણ્યના ઉદયથી શરીર સારૂં મળ્યું....નિરોગી મળ્યું....પણ એ શરીરનો ઉપયોગ માત્ર ભોગ-વિલાસમાં જ કરે છે! પુણ્યના ઉદયથી ખૂબ ધન મળ્યું, એ ધનનો ઊપયોગ ખોટા કામો કરવામાં જ કરે છે! પુણ્યના ઉદયથી સત્તા સાંપડી ગઇ....એ સત્તાના દ્વારા હિંસા અને અત્યાચારો કરે છે....તો સમજવું કે પાપકર્મ બંધાવનાર પુણ્યનો ઉદય છે. આજકાલ દુનિયામાં જ્યાં જુઓ ત્યાં આવા જ પુણ્યના ઉદયો નજરે પડે છે! જેને જેને પુણ્યોદથી સુખનાં સાધનો મળ્યા છે એ લોકો વધારેને વધારે પાપ કરતા દેખાય છે. આવા જીવાત્મા મોક્ષમાર્ગની આરાધના, આત્મશુદ્ધિનો પુરૂષાર્થ નથી કરી શકતા. આવા જીવોની બુદ્ધિ જ એટલી તો બગડી ગઇ હોય છે કે એમને આત્મા-પરમાત્મા-ધર્મ વિગેરેની વાત રૂચતી જ નથી, ગમતી જ નથી.

**સભામાંથી :** પુણ્યાનુબંધી પુણ્ય કોને કહે છે?

**મહારાજશ્રી :** જે પુણ્યકર્મનો ઉદય જીવાત્મામાં ધર્મની વૃત્તિ પેદા કરે....ધર્મની પ્રવૃત્તિમાં પ્રેરે....એ હોય છે પુણ્યાનુબંધી પુણ્ય. તે પુણ્યકર્મ જીવાત્માની મોક્ષમાર્ગની આરાધનામાં સહાયક બને છે. જેમકે, આપણને પુણ્યોદયથી પાંચે ઇન્દ્રિયો પરિપૂર્ણ મળી છે તો આપણે ધર્મગ્રંથો સાંભળી શકીએ-વાંચી શકીએ....બીજાને સંભળાવી શકીએ પરમાત્માના દર્શન-પૂજન-સ્તવન વગેરે કરી શકીએ. સારૂં શરીર મળ્યું હોય છે માટે તપશ્ચર્યા સારી રીતે કરી શકીએ, વિહારયાત્રા કરી શકીએ છીએ. પુણ્યકર્મના ઉદયથી સારી એવી સંપતિ મળી હોય તો દાન આપી શકીએ. પરમાર્થ પરોપકારની પરબ માંડી શકીએ. પુણ્યના પ્રભાવે

સારી વાણી મળી હોય તો દેશ–ગામ–નગરના પ્રજાજનોને ધર્મ સન્મુખ બનાવી શકીએ. પાપોનો ત્યાગ કરાવી શકીએ. તીર્થંકર પરમાત્માને કેવા અદ્ભૂત પુણ્યકર્મનો ઉદય હોય છે! આનાથી તો એઓ કરોડો જીવોને ધર્મબોધ આપી શકે છે, કરોડો જીવાત્માઓને સન્માર્ગગામી બનાવી શકે છે.

## પુણ્યકર્મની સાથે અનાશક્તિના સંસ્કાર :

**સભામાંથી** સાધુધર્મના પાલનથી તો આત્માને દેવગતિ મળે છે. દેવગતિમાં તો 'અવિરતિ' હોય છે. 'સર્વવિરતિ' વાળા સાધુને અવિરતિનું જીવન જીવવું પડે, આતો ખોટનો ધંધો જ થયો ને?

**મહારાજશ્રી** સાધુધર્મ હોય કે ગૃહસ્થધર્મ હોય, જેણે દેવગતિનું આયુષ્ય કર્મ બાંધ્યું છે, એણે દેવગતિમાં જવું જ પડે છે. જે પુણ્યકર્મ બંધાયેલુ છે એ ભોગવવું જ પડે છે. પણ દેવલોકમાંયે જે દેવો જાગ્રત હોય છે, સાવધ હોય છે, એ દેવો સુખો ભોગવે ખરા પણ એમાં ભૂલા ના પડી જાય! એમને સુખોમાં તીવ્ર આસક્તિ નથી હોતી માટે એ વધારે પાપકર્મ નથી બાંધતા. સાધુ જીવનમાં જે અનાસક્તિના સંસ્કારો પડેલા હોય છે. તે સંસ્કારો આત્માની સાથે ચાલે છે. દેવલોકમાં પેલા અનાસકિતના સંસ્કાર જાગૃત થાય છે. આનાથી જીવાત્મા ભોગ–સુખોમાં ભટકાઈ નથી જતો.

## દેવલોકમાં પણ મોક્ષયાત્રા ચાલુ રહે છે!

દેવલોકમા જો કે અવરતિ જ હોય છે એટલે કે દેવ-દેવી કોઈ પણ જાતના વ્રત–નિયમ-પ્રતિજ્ઞા નથી કરી શકતા....નથી પાળી શકતા. પણ આ તો એક અનિવાર્ય સ્થિતિ છે, સુખ ભોગવવા માટે અવરિત જીવન જ છે. સર્વવરિત જીવનમાં સુખો નથી ભોગવી શકાતાં, દેવલોકમાં સુખ ભોગવવાનાં હોય છે, સુખ ભોગવાથી જ પુણ્ય કર્મ પુરું થાય છે, એ કર્મ સમાપ્ત થાય છે. ફરી એ મનુષ્ય

જીવન પ્રાપ્ત કરશે, ફરી સર્વવિરતિમય સાધુજીવન સ્વીકારશે....અને કર્મોની નિર્જરા કરતો કરતો મોક્ષમાર્ગ ઉપર આગળ વધતો જશે. માટે તમારે જરીયે ગભરાવાની જરૂર નથી. તમને કોઈ ખોટ નહી જાય! જો તમે સાધુધર્મને પસંદ કરીને સાધુધર્મસ્વીકારશો અને પુણ્ય બાંધીને દેવલોકમાં જશો તો પણ મોક્ષમાર્ગની યાત્રા તમારી અવિરત ચાલતી રહેશે. એ યાત્રામાં ખલેલ નહી પડે આજે તમારે પસંદગી કરી લેવાની છે! હાંતો સાધુધર્મની કાં પછી ગૃહસ્થધર્મની! ગ્રન્થકાર મહર્ષિ બે જાતના ધર્મ અહી બતાવી રહ્યા છે. અલબત્ જે બે પ્રકારનો ધર્મ તીર્થંકર પરમાત્માએ બતાવ્યો હતો એજ બે પ્રકાર ગ્રંથકાર ચીંધી રહ્યા છે. તમે નચિંત રહેજો, કદાચ તમે સાધુધર્મ પસંદ કરશો તો યે હું કંઇ આજેને આજે તમને સાધુધર્મ આપવાનો નથી. કારણ કે આ ચોમાસું છે! તમે જાણો જ છો કે આપણી ધર્મમર્યાદા મુજબ ચોમાસામાં દીક્ષા નથી આપી શકાતી! માટે ખૂલ્લાદિલે પસંદગી કરજો. તમારે તમારી જાત માટે જ પસંદગી કરવાની છે.

## સારૂં લાગે તે પ્યારૂં લાગે!

**સભામાંથી** સાધુજીવન ગમે તો છે, પણ ગૃહસ્થ જીવન વ્હાલું લાગે છે. સાધુ જીવન સારૂં છે, આવું સમજવા છતાંયે પ્રેમ નથી જાગતો અને ગૃહસ્થ જીવન સારૂં નથી, આ જાણવા છતાંયે એના પરનો લગાવ ઓછો નથી થતો.

**મહારાજશ્રી :** મનોવિજ્ઞાનનો એક નિયમ છે. જે વસ્તુ સારી લાગે છે, એ વસ્તુ પ્યારી લાગે છે, તમારા લોકોની વાત જરા જુદી છે. તમે લોકો સાધુજીવનને સારૂં એટલા માટે કહો છો કારણ કે તમે એક સાધુની સામે બેઠાં છે। તમે લોકો સાધુ-પુરુષના ભક્ત છો! માટે 'સારૂં' તો કહેવું જ પડશે. હાં પછી જયારે શાંત ચિત્તે વિચારતા હશો ત્યારે સાધુજીવન સારુ લાગતુ હશે....પણ એવું જીવન જીવવાની શકિત તમે તમારી જાતમાં

સ્વજનોની કોઇ ચિંતા-ફિકર ! સંપૂર્ણ ચિંતામુક્ત જીવન ! કોઇપણ જાતની સાંસારિક પ્રવૃત્તિ નહી ! સંપૂર્ણતયા નિવૃત્તિ. આ નિવૃત્તિમય જીવનમાં સતત ધર્મપ્રવૃતિ કરતા રહેવાનું ! નિવૃત્તિમાંયે પ્રવૃત્તિ ! ગૃહસ્થ જીવન સાંસારિક પ્રવૃત્તિઓથી ઓતપ્રોત હોય છે.... ત્યાં ધર્મની પ્રવૃત્તિ કેમ થઇ શકે ? ત્યાં તો ધર્મપુરૂષાર્થથી જ તમારે નિવૃત્ત રહેવું પડશે.

મારી તો તમને સલાહ છે કે તમે લોકો સાધુજીવનને જ પસંદ કરી લો ! આ માનવજીવનમાં સાધુધર્મનું યથાર્થ પાલન કરી લો, જીવન સફળ થઇ જશે. દુર્લભ માનવજીવનનો શ્રેષ્ઠ સદુપયોગ થઈ જશે. ગુરૂચરણોમાં જીવન સમર્પિત કરી દો, સદ્ગુરૂની સેવાભક્તિ, ઉપાસના કરતા રહો. બીજી કોઇ ચિંતા તમારે કરવાની નહી. તમારી બધી ચિંતાઓનો ભાર ગુરૂદેવ ઉપાડી લેશે. તમારૂં કામ માત્ર એમના શરણે-એમનાં ચરણે રહેવાનું ! બસ, બાકીનું બધું જ ગુરૂદેવ સાંભળી લેશે. બંધન રહેશે એક માત્ર ગુર્વાજ્ઞાનું ! સંસારમાં, ગૃહસ્થજીવનમાં તો હજારો બંધન હોય છે જ્યારે સાધુજીવન નિર્બંધ-બંધન-મુકત જીવન હોય છે.

તમે લોકો આજે નિર્ણય કરશો ? નિર્ણય કરવા માટે આજનો દિવસ બહુ સારો છે. ઘરે જઈને પરિવાર સાથે સલાહ વિચારણા કરવી હોય તો કરીને કરજો નિર્ણય. તમે ઘરે જઇને આવી વાતો કરશો તો ખરાને ?

**સભામાંથી** : આવી વાતો કરીએ તો ઘરવાળા પાગલખાનામાં ભરતી કરી દે !

**મહારાજશ્રી** : આનો મતલબ એ કે તમે આજ દિન સુધી આવી વાતો તમારા ઘરમાં કરી જ નથી ! સાચી વાત છે ને ? તો શું ઘરમાં ગૃહસ્થજીવનની જ વાતો ચાલ્યા કરે છે ? સાધુધર્મની વાતો કરવામાં પણ શું તમને

પણ મને લાગે છે, સાધુધર્મની વાતો તમને શુષ્ક-નીરસ લાગતી હશે ? શું વાત છે ખરેખર ? તમારા લોકોના ઘરોમાં તો સાધુ ધર્મની વાતો થતી રહેવી જોઈએ જ. હવે શરૂ કરી દેશોને ?

ગ્રંથકારે, ધર્મ કરનારની અપેક્ષાએ બે જાતનો ધર્મ બતલાવ્યો છે. ગૃહસ્થધર્મ અને સાધુધર્મ. ગ્રંથકાર પહેલાં ગૃહસ્થધર્મના પ્રકાર અને સ્વરૂપ બતલાવવાના છે. પછી સાધુધર્મના પ્રકાર અને સ્વરૂપ બતાવશે. આજે બસ આટલું જ,

સ્વજનોની કોઇ ચિંતા-ફિકર ! સંપૂર્ણ ચિંતામુક્ત જીવન ! કોઈપણ જાતની સાંસારિક પ્રવૃત્તિ નહી ! સંપૂર્ણતયા નિવૃત્તિ. આ નિવૃત્તિ-મય જીવનમાં સંતત ધર્મપ્રવૃતિ કરતા રહેવાનું ! નિવૃત્તિમાંયે પ્રવૃત્તિ ! ગૃહસ્થ જીવન સાંસારિક પ્રવૃત્તિઓથી ઓતપ્રોત હોય છે.... ત્યાં ધર્મની પ્રવૃત્તિ કેમ થઇ શકે ? ત્યાં તો ધર્મપુરૂષાર્થથી જ તમારે નિવૃત્ત રહેવું પડશે.

મારી તો તમને સલાહ છે કે તમે લોકો સાધુજીવનને જ પસંદ કરી લો ! આ માનવજીવનમાં સાધુધર્મનું યથાર્થ પાલન કરી લો, જીવન સફળ થઇ જશે. દુર્લભ માનવજીવનનો શ્રેષ્ઠ સદુપયોગ થઈ જશે. ગુરૂચરણોમાં જીવન સમર્પિત કરી દો, સદ્ગુરૂની સેવા-ભક્તિ, ઉપાસના કરતા રહો. બીજી કોઇ ચિંતા તમારે કરવાની નહી. તમારી બધી ચિંતાઓનો ભાર ગુરૂદેવ ઉપાડી લેશે. તમારૂં કામ માત્ર એમના શરણે-એમનાં ચરણે રહેવાનું ! બસ, બાકીનું બધુંજ ગુરૂદેવ સાંભળી લેશે. બંધન રહેશે એક માત્ર ગુર્વાજ્ઞાનું ! સંસારમાં, ગૃહસ્થજીવનમાં તો હજારો બંધન હોય છે જ્યારે સાધુજીવન નિર્બંધ-બંધન-મુકત જીવન હોય છે.

તમે લોકો આજે નિર્ણય કરશો ? નિર્ણય કરવા માટે આજનો દિવસ બહુ સારો છે. ઘરે જઈને પરિવાર સાથે સલાહ વિચારણા કરવી હોય તો કરીને કરજો નિર્ણય. તમે ઘરે જઇને આવી વાતો કરશો તો ખરાને ?

**સભામાંથી** : આવી વાતો કરીએ તો ઘરવાળા પાગલખાનામાં ભરતી કરી દે !

**મહારાજશ્રી** : આનો મતલબ એ કે તમે આજ દિન સુધી આવી વાતો તમારા ઘરમાં કરી જ નથી ! સાચી વાત છે ને ? તો શું ઘરમાં ગૃહસ્થજીવનની જ વાતો ચાલ્યા કરે છે ? સાધુધર્મની વાતો કરવામાં પણ શું તમને ખચકાટ થાય છે ? બીક લાગે છે ?

પણ મને લાગે છે, સાધુધર્મની વાતો તમને શુષ્ક-નીરસ લાગતી હશે ? શું વાત છે ખરેખર ? તમારા લોકોના ઘરોમાં તો સાધુ ધર્મની વાતો થતી રહેવી જોઇએ જ. હવે શરૂ કરી દેશોને ?

ગ્રંથાકારે, ધર્મ કરનારની અપેક્ષાએ બે જાતનો ધર્મ બતલાવ્યો છે. ગૃહસ્થધર્મ અને સાધુધર્મ. ગ્રંથકાર પહેલાં ગૃહસ્થધર્મના પ્રકાર અને સ્વરૂપ બતલાવવાના છે. પછી સાધુધર્મના પ્રકાર અને સ્વરૂપ બતાવશે. આજે બસ આટલું જ,

સ્વજનોની કોઈ ચિંતા–ફિકર ! સંપૂર્ણ ચિંતામુક્ત જીવન ! કોઈપણ જાતની સાંસારિક પ્રવૃત્તિ નહી ! સંપૂર્ણતયા નિવૃત્તિ. આ નિવૃત્તિમય જીવનમાં સતત ધર્મપ્રવૃતિ કરતા રહેવાનું ! નિવૃત્તિમાંયે પ્રવૃત્તિ ! ગૃહસ્થ જીવન સાંસારિક પ્રવૃત્તિઓથી ઓતપ્રોત હોય છે.... ત્યાં ધર્મની પ્રવૃત્તિ કેમ થઈ શકે ? ત્યાં તો ધર્મપુરૂષાર્થથી જ તમારે નિવૃત્ત રહેવું પડશે.

મારી તો તમને સલાહ છે કે તમે લોકો સાધુજીવનને જ પસંદ કરી લો ! આ માનવજીવનમાં સાધુધર્મનું યથાર્થ પાલન કરી લો, જીવન સફળ થઇ જશે. દુર્લભ માનવજીવનનો શ્રેષ્ઠ સદુપયોગ થઈ જશે. ગુરૂચરણોમાં જીવન સમર્પિત કરી દો, સદ્‌ગુરૂની સેવાભક્તિ, ઉપાસના કરતા રહો. બીજી કોઇ ચિંતા તમારે કરવાની નહી. તમારી બધી ચિંતાઓનો ભાર ગુરૂદેવ ઉપાડી લેશે. તમારૂં કામ માત્ર એમના શરણે–એમનાં ચરણે રહેવાનું ! બસ, બાકીનું બધુંજ ગુરૂદેવ સાંભળી લેશે. બંધન રહેશે એક માત્ર ગુર્વાજ્ઞાનું ! સંસારમાં, ગૃહસ્થજીવનમાં તો હજારો બંધન હોય છે જ્યારે સાધુજીવન નિર્બંધ–બંધન–મુકત જીવન હોય છે.

તમે લોકો આજે નિર્ણય કરશો ? નિર્ણય કરવા માટે આજનો દિવસ બહુ સારો છે. ઘરે જઈને પરિવાર સાથે સલાહ વિચારણા કરવી હોય તો કરીને કરજો નિર્ણય. તમે ઘરે જઇને આવી વાતો કરશો તો ખરાને ?

**સભામાંથી** : આવી વાતો કરીએ તો ઘરવાળા પાગલખાનામાં ભરતી કરી દે !

**મહારાજશ્રી** : આનો મતલબ એ કે તમે આજ દિન સુધી આવી વાતો તમારા ઘરમાં કરી જ નથી ! સાચી વાત છે ને ? તો શું ઘરમાં ગૃહસ્થજીવનની જ વાતો ચાલ્યા કરે છે ? સાધુધર્મની વાતો કરવામાં પણ શું તમને ખચકાટ થાય છે ? બીક લાગે છે ?

પણ મને લાગે છે, સાધુધર્મની વાતો તમને શુષ્ક-નીરસ લાગતી હશે ? શું વાત છે ખરેખર ? તમારા લોકોના ઘરોમાં તો સાધુ ધર્મની વાતો થતી રહેવી જોઇએ જ. હવે શરૂ કરી દેશોને ?

ગ્રંથાકારે, ધર્મ કરનારની અપેક્ષાએ બે જાતનો ધર્મ બતલાવ્યો છે. ગૃહસ્થધર્મ અને સાધુધર્મ. ગ્રંથકાર પહેલાં ગૃહસ્થધર્મના પ્રકાર અને સ્વરૂપ બતલાવવાના છે. પછી સાધુધર્મના પ્રકાર અને સ્વરૂપ બતાવશે. આજે બસ આટલું જ,

* સદ્ગૃહસ્થ બનવું એટલે ગુણવાન બનવું. 'સત્' એટલે ગુણ. ગૃહસ્થ તો છો જ. હવે તમારે સદ્-ગૃહસ્થ બનવાનું છે. ગુણોથી યુક્ત બનવાનું છે.



* પૈસામાં સુખ માનો છો તો જરી પૈસાદારોને જઈ ને પૂછી તો આવો કે એઓ સુખના સરોવરમાં ઝીલે છે કે દુઃખના દરિયામાં ડૂબૂં ડૂબૂં થાય છે ?



* અયોગ્યને યોગ્ય બનાવવાની રીત શીખવા જેવી છે. નાલાયકને નાલાયક રહેવા દેવામાં શું ધાડ મારી? નાલાયકમાંથી લાયક બનાવો એમાં તમારી સમજ. દારી સમાયેલી છે.

## પ્રવચન/૨

**મ**હાન શ્રુતધર આચાર્યદેવશ્રી હરિભદ્રસૂરીશ્વરજીએ ધર્મના બે પ્રકાર બતાવ્યા : ગૃહસ્થ ધર્મ અને સાધુધર્મ, યતિધર્મ કહો, મુનિધર્મ કહો, સાધુધર્મ કહો....બધું એકજ છે. ગૃહસ્થ....ધર્મ પણ બે પ્રકારમાં વિભાજિત કરીને બતાવ્યો છે. એક સામાન્ય ગૃહસ્થ-ધર્મ અને બીજો વિશેષધર્મ, સામાન્ય ગૃહસ્થધર્મ એટલે સર્વસામાન્ય ગૃહસ્થો માટે સાધારણ ક્રિયાત્મક ધર્મ વિશેષ ગૃહસ્થધર્મ કહેવાય છે સમ્યગ્દર્શન સાથે અણુવ્રત, ગુણવ્રત-શિક્ષાવ્રત વગેરે વ્રતનિય માનો સ્વીકારને.

### સદ્ગૃસ્થ બનો :

આજે આપણે સામાન્ય ગૃહસ્થધર્મની પ્રાથમિક ભૂમિકાનો વિચાર કરીશું. એક વાત ન ભૂલશો કે હવે આપણાં જે પ્રવચનો થવાનાં તે માત્ર જૈનો અથવા તો શ્રાવકો માટે જ નથી, પણ બધાં ગૃહસ્થો માટે અનેક વાતો કહેવામાં આવશે. જે જૈન નથી....જે શ્રાવક નથી, એવા ગૃહસ્થો માટે પણ આ વાતો ઉપયોગી અને આવશ્યક હશે. ગૃહસ્થ જે છે એમને સદ્ગૃહસ્થ બનવા માટે આ સામાન્ય ગૃહસ્થધર્મની વાતો અત્યંત ઉપયોગી સિદ્ધિ થવાની. તમે લોકો ઘરમાં રહો છો માટે ગૃહસ્થ તો છો જ, પણ જીવનને આનંદમય અને સુખમય બનાવવા માટે માત્ર ગૃહસ્થ બની રહેવું પર્યાપ્ત નથી, સદ્ગૃસ્થ બનવું પણ અનિવાર્ય છે. સદ્ગૃહસ્થ જ જૈન બની શકે છે. અને જે જૈન હોય છે. એજ આગળ વધીને શ્રાવક બની શકે છે. મારા કહેવાનો આશય તમે સમજ્યા ? તમે ગૃહસ્થ તો છો જ. હવે સદ્ગૃસ્થ બનો, પછી જૈન બનો, પછી શ્રાવક અને ત્યારબાદ સાધુ બનજો !

### તમન્ના વિના ગુણવાન નહીં બનાય :

તમારા જીવનમાં 'સત્'નો પ્રવેશ થશે ત્યારે જ તમે સદ્ગૃહસ્થ બની શકશો. 'સત્' શું જાણો છો ? 'સત્' ને જાણ્યા વગર મેળવવા માટે પુરુષાર્થ કેવી રીતે થશે ? આ 'સત્' એક નથી.... પાંત્રીસ જાતના સત્ છે. 'સત્'નો અર્થ છે ગુણ સદ્ગૃહસ્થ બનવા માટે ૩૫ ગુણો પ્રાપ્ત કરવા પડશે. ગુણવાન બનવાની તમન્ના હશે તો જ ગુણવાન બની શકાશે. તમન્ના વગર કેવળ પુણ્યના ઉદયથી ધનવાન બની શકાય છે....બળવાન બની શકાય છે....પણ તમન્ના વગર ગુણવાન નથી બની શકાતું. છે ને તમન્ના ગુણવાન થવાની ?

**સભામાંથી** : અમારી તમન્ના તો ધનવાન થવાની છે, ધનવાન બનવા માટે રાત-દિવસ ઝંખી રહ્યા છીએ.

**મહારાજશ્રી :** ધનવાન કેવળ ઝંખના કરવાથી નથી બનાતું ઝંખના જોઈએ ગુણવાન થવાની. તમે ધનવાન શા માટે બનવા માંગો છો ? સુખી બનવા માટે જ ને ? તમારી આ માન્યતા થઈ ગઈ છે કે 'ધન વગર સુખ નહીં !' પણ ધનવાનોને જરા પૂછી જુઓ કે શું એઓ સુખી બન્યા છે ? ધન વધવાની સાથે સુખ વધ્યાં છે ખરા ? ગુણહીન ધનવાન ક્યારેય સુખ અને શાંતિ નથી મેળવી શકતો. મેં કેટલાય દુઃખી ધનવાનોને જોયા છે. એમની પાસે પુષ્કળ પૈસા છે....ધન–દોલતની છોળો ઉછળે છે એમની આસપાસ ! પણ સુખનો એક ટુકડોયે નથી. શાંતિની છાંટ સરખીયે નથી. સ્વસ્થતા નથી....પ્રસન્નતા નથી. સ્થિરતા નથી અને ધરપત નથી. શું કામના એ પૈસા ? શું કામની એ દોલત ?

**બુદ્ધિમત્તા ગુણવાન બનવામાં છે :**

દુઃખી શ્રીમંત થવા કરતાં સુખી ગરીબ બનવું બહેત્તર છે ! શ્રીમંતાઈ અને ગરીબી મહત્ત્વની વાત નથી....દુઃખ અને સુખ મહત્ત્વનાં છે. ગુણવાન માણસ ઘાસની ઝુંપડીમાંયે હશે, પ્રસન્ન હશે. ગુણહીન માણસ મોટા બંગલામાંયે દુઃખી હશે ! સદ્‌ગૃસ્થ ગરીબ હોઈ શકે....દુઃખી ન હોય ક્યારેય ! ભગવાન મહાવીરના સમયમાં આવો એક શ્રાવક થઈ ગયો. એનું નામ હતું પૂણિયો નાનકડું ઘર હતું. અને એમાં પતિ–પત્નિ સ્નેહથી રહેતા હતા. બે વ્યક્તિની આજીવિકા ચાલે એટલું જ પૂણિયો કમાતો હતો. એમાંય દરરોજ એક અતિથિને એ પોતાના ઘરે નિમંત્રીને ભોજન કરાવતો હતો. એક દિવસ પતિ ઉપવાસ કરે એટલે કે પુણિયો પોતે ઉપવાસ કરતો એક દિવસ એની પત્નિ ઉપવાસ કરતી હતી. ઉપવાસ પણ સ્વેચ્છયા કરતા હતા. બન્ને આમ પ્રસન્ન અને સંતુષ્ટ જીવન વીતાવતા હતા. ક્યારેય દુઃખની કોઈ શિકાયત બેમાંથી એકે કરી નહોતી. ક્યારેય એમણે સુખની યાચના નહોતી કરી. પૂણિયો પૈસાદાર નહોતો, પણ ગુણવાન હતો. ભગવાન મહાવીરે પોતે એ

પૂણિયાની પ્રશંસા કરી હતી. પૂણિયામાં અનેક 'સત્' હતા. અનેક ગુણ હતા માટે એ સદ્‌ગૃહસ્થ હતો. બુદ્ધિસત્તા પણ ગુણવાન થવામાં જ છે. મારા મતે તો ગુણવાન એજ બુદ્ધિમાન છે. ગુણવાન બની રહેવામાં નિપુણતા-બુદ્ધિની તીક્ષ્ણતા હોવી અત્યંત જરૂરી છે. તમે લોકો બુદ્ધિમાન છો ને? હું તમને બુદ્ધિમાન માનીને જ આ બધી વાતો કરી રહ્યો છું, સમજ્યાને?

**હા કે ના કહો! :**

તમે ગૃહસ્થ છો કે સદ્‌ગૃહસ્થ, એનો નિર્ણય તમે જાતે કરી શકો, એટલા માટે હું તમને કેટલાક પ્રશ્નો પુછું છું. તમે 'હા' કે 'ના'માં જવાબ આપજો. જો તમારો પ્રત્યુત્તર 'હા' માં હશે તો તમે સદ્‌ગૃહસ્થ છો એમ માનજો અને 'ના'માં હોય તો માત્ર ગૃહસ્થ.

**પહેલો પ્રશ્ન :** શું તમે કુળ-પરંપરાથી ચાલ્યો આવતો વ્યાપાર અથવા નોકરી વગેરે વ્યવસાય કરો છો?

**બીજો પ્રશ્ન :** તમારો વ્યાપાર અથવા નોકરી વગેરે વ્યવસાય અનિંદ્ય તો છે ને?

**ત્રીજો પ્રશ્ન :** તમારો વ્યવસાય તમારી સંપત્તિને અનુરૂપ છે ને? કાળને અનુરૂપને છે ને? દેશનગરને અનુરૂપ છે ને?

**ચોથો પ્રશ્ન :** તમે તમારા વ્યવસાયમાં માપ-તોલ વગેરે શુદ્ધ કરો છો ને? તમારો લોકો સાથેનો વ્યવહાર પ્રામાણિક છે ને? ન્યાયયુક્ત છે ને?

જો તમારો પ્રત્યુત્તર 'હા' માં છે તો તમે ખરેખર સદ્‌ગૃહસ્થ છો. તમારામાં સામાન્ય ગૃહસ્થ ધર્મનું પાલન છે, આ વાત તમે નિશંકપણે માની શકો છો. નિશ્ચિંતપણે માની શકો છો. તમારો વ્યવસાય જો આ પ્રમાણેનો છે તો તમારૂં કોઇપણ જાતનું નુકશાન ના થઇ શકે.

**લક્ષ્ય સાથે સાથે ધર્મનો સંબંધ :**

**સભામાંથી :** વ્યાપાર કરવો, નોકરી કરવી, આ ધર્મ કેવી રીતે ?

**મહારાજશ્રી :** ક્રિયાની સાથે ધર્મ–અધર્મનો સંબંધના જોડો. દૃષ્ટિ શું છે ? લક્ષ્ય શું છે ? ધનોપાર્જન શા માટે કયા હેતુથી કરો છો, આના પર ધર્મ-અધર્મનો આધાર છે. યાદ રાખો કે તમે ગૃહસ્થ છો, સાધુ નથી. આ વાત ગૃહસ્થ–ધર્મની થઈ રહી છે, સાધુધર્મની નહીં. ધનોપાર્જનની પાછળ તમારો આશય માત્ર ભોગવિલાસ નથી, ધર્મના સાધનરૂપે તમે અર્થોપાર્જન કરી રહ્યા છો, દીન અનાથ જીવોના ઉદ્ધારની તમારી દૃષ્ટિ છે. તમારી પોતાની અને તમારા પરિવારની ધર્મ–આરાધના નિર્વિઘ્ન થતી રહે, જો આ તમારું લક્ષ્ય છે અને તમે ઉપર્યુક્ત ચાર શર્તો સાચવીને ધનોપાર્જન કરો છો તો તમારો એ વ્યવસાય, તમારી એ ક્રિયા ધર્મ છે.

જો તમારા જીવનમાં ધર્મનું સ્થાન પુરૂષાર્થ તરીકે છે. અને એ ધર્મપુરૂષાર્થના સાધન માટે પૈસા કમાવવાનો પુરૂષાર્થ કરતા હો તો એ પુરૂષાર્થ ધર્મ પુરૂષાર્થ જ છે.

જો ગૃહસ્થ ધનોપાર્જન માટે પૈસા કમાવવા માટે વ્યવસાય નહી કરે તો પોતાનું અને પોતાના પરિવારનું ગુજરાન કેમ કરીને ચલાવશે ? જો એ બેકાર બેસી રહેશે, પૈસા નહી કમાય....તો એનું પારિવારિક જીવન કંકાસથી ત્રાસી ઉઠશે, રહેવા માટે મકાન નહી હોય....ખાવા માટે રોટી મળતી નહી હોય....અને પહેરવા માટે કપડાં નહી હોય તો એ ધર્મપુરૂષાર્થ પણ કેમ કરી શકશે ?

**સભામાંથી :** અર્થોપાર્જન–પૈસા કમાવવામાં કંઈકને કંઈક પાપાચરણ કરવું જ પડે છે....બીજીબાજુ, ધનોપાર્જન પરિગ્રહરૂપ પાપ પણ છે....તો પછી એ ધર્મ કેવી રીતે ?

**મહારાજશ્રી :** બહુ સાચી વાત છે તમારી, આખો સંસાર જ પાપરૂપ છે, છોડી દો આ સંસાર અને બની જાઓ સાધુ સાધુજીવનમાં કોઇ પાપ નહી કરવા પડે. પાપોની બીક લાગે ને? સંસારમાં જીવવું છે. સંસારના સુખ ભોગવવા છે અને વ્યવસાય કરવો નથી તો શું ભીખ માગીને ગુજારો કરવાનો વિચાર છે? સદ્‌ગૃહસ્થ કયારેય યાચક બનીને ભટકતો નથી. એ તો વ્યવસાય કરીને જ પોતાનું ગુજરાન ચલાવશે. ન્યાયપૂર્ણ અને અનિંદનીય વ્યવસાય કરશે. આવો વ્યવસાય કરતા કરતા જેટલા પૈસા મળશે એમાં એ સંતોષ માનીને ગુજારો કરશે. જો ગૃહસ્થ ધનોપાર્જન માટે કોઈપણ વ્યવસ્થિત પુરૂષાર્થ નથી કરતો તો એની આખી જીવન વ્યવસ્થા છિન્નભિન્ન થઈ જાય છે. એની બધી ધર્મક્રિયાઓ અવરોધાઇ જવાની.

## અર્થપુરૂષાર્થમાં દ્રષ્ટિ અને દિશા બદલો.

માટે કહું છું કે સદગૃહસ્થ બનવા માટે તમારે સર્વ પ્રથમ અર્થપુરૂષાર્થની દિશા અને દૃષ્ટિ બદલવી પડશે. ચારે પુરૂષાર્થમાં મહત્વપૂર્ણ પુરૂષાર્થ છ અર્થ પુરૂષાર્થ અર્થ વગર કામ પુરૂષાર્થ સંભવિત નથી. પૈસા વગર વૈષયિક સુખો નથી મળતાં પૈસા વગર ઘર, દુકાન....પત્નિ, ગાડી....ઈજ્જત કશું જ નથી મળતું! ભોગ–સુખની સામગ્રી પૈસા વગર નથી મળતી. એવી રીતે શું આવશ્યક ધનસંપત્તિ અને આવશ્યક ભોગસામગ્રી વગર તમારા તન–મન ધર્મક્રિયાઓમાં સ્થિર રહેશે? તમને ધર્મસ્થાનોમાં જવાની ફુરસદ મળશે? જેમ ઉન્મત્ત ઇન્દ્રિયો જીવાત્માને ધર્મમાં સ્થિર નથી થવા દેતી એમ અતૃપ્ત ઇન્દ્રિયો પણ જીવાત્માને ધર્મમાં સ્થિર ન થવા દે. ધર્મશ્રદ્ધા અને ધર્મઆચરણમાં એ ઇન્દ્રિયો બાધક બને છે, હાઈન્દ્રિયોને તૃપ્ત કરવામાં વિવેક અને મર્યાદા આવવી જોઇએ. વિવેક અને મર્યાદાથી તૃપ્ત બનેલી ઈન્દ્રિયો ધર્મ આરાધનામાં સહાય બને છે. ધર્મઆરાધનામાં મન અને ઇન્દ્રિયો લીન બને તોજ એ ધર્મ પુરૂષાર્થ મોક્ષ સાધક બની શકે છે, એટલે કે મોક્ષ પુરુષાર્થમાં જીવાત્મા પ્રગતિ કરી શકે છે.

ધનોપાર્જન શ્રીમંત બનવા માટે, ખૂબ ભોગવિલાસ કરવા માટે, પ્રગટ અને પ્રછન્ન પાપાચરણ કરવા માટે નથી કરવાનું. તમારી દૃષ્ટિ ભોગદૃષ્ટિ ન હોવી જોઈએ, ધર્મદૃષ્ટિ હોવી જોઈએ. યોગદૃષ્ટિ જોઈએ. જો તમારી દૃષ્ટિ નિર્મળ છે, ધર્મદૃષ્ટિ છે અને તમે અર્થપુરૂષાર્થ કરો છો તો એ અર્થપુરૂષાર્થ પણ ધર્મપુરૂષાર્થ બની જશે. જો તમારી દૃષ્ટિ મલિન છે....વિકૃત છે....ભોગદૃષ્ટિ છે અને તમે ધર્મપુરૂષાર્થ પણ કરો છો, તે એ ધર્મપુરૂષાર્થ પણ પાપ-પુરૂષાર્થ બની શકે છે.

## વિવેક-મર્યાદા ઔચિત્ય એ ધર્મ :

અર્થપુરૂષાર્થમાં વિવેક જોઈએ, મર્યાદા જોઈએ, ઔચિત્વ જોઈએ ગ્રંથકારે જે ચાર વાતો બતાવી છે....એ ખૂબ જ મહત્વ-પૂર્ણ વાતો છે. એમણે વિવેક બતાવ્યો, મર્યાદા બતાવી છે.... ઔચિત્ય શીખવ્યું છે. આ વિવેક-મર્યાદા અને ઔચિત્ય એજ તો અહીં ધર્મ છે. અર્થપુરૂષાર્થમાં જો આ વિવેક-મર્યાદા અને ઔચિત્ય ન હોય તો, અર્થપુરૂષાર્થ ધર્મ નહી કહેવાય.

સહુ પ્રથમ ઔચિત્ય બતાવ્યું કુળ પરંપરાનું. જો તમારી કુળ પરંપરાથી કોઈ સારો વ્યાપાર....સારો વ્યવસાય....સારી નોકરી ચાલી આવે છે, તમે એ વ્યાપાર અને વ્યવસાયમાં જ જોડાઈ જાવ. એ નોકરીને સ્વીકારી લો. બેશક, એ વ્યવસાય નિંદનીય ન હોવો જોઈએ, એટલે કે શિષ્ટ પુરૂષો-સજ્જન પુરૂષોમાં માન્ય-પ્રશંસનીય હોવો જોઈએ.

જુના સમયમાં આ એક પદ્ધતિ હતી. કુળપરંપરામાં જે વ્યવસાય ચાલ્યો આવતો હોય....લોકો એજ વ્યવસાયને પસંદ કરતા હતા. આજે પણ કેટલાક શહેરોમાં આ પરંપરા નજરે પડે છે. સો-સો વરસથી એક જ કાપડની પેઢી. દાદાએ વ્યવસાય ચાલુ કર્યો હતો. બાપાએ પણ એજ વ્યવસાય કર્યો....અને દીકરો પણ

એજ વ્યવસાયમાં જોડાયો. હવે એનો દીકરો પણ એજ દુકાન સંભાળશે. કાપડની દુકાન છે, કાપડનો ધંધો કંઇ નિંદનીય ધંધો નથી. સજ્જનોના સમાજમાં માન્ય અને ઈજ્જતવાળો વ્યવસાય ગણાય છે. સોના ચાંદીનો ધંધો....હીરા મોતી વગેરે ઝવેરાતનો ધંધો, વાસણનો વ્યાપાર....વગેરે પણ શિષ્ટપુરૂષોમાં સંમત વ્યવસાય છે. એવી રીતે રાજ્યોમાં કુળ-પરંપરાથી મંત્રીપદ ચાલ્યુ આવતું, પુરોહિતપદ અને નગરશ્રેષ્ઠિનું પદ ચાલ્યું આવતુ હોય છે. તો એ પદને, રાજ્યસેવાને ઠુકરાવવી ના જોઇએ. જયારે દેશમાં રાજાશાહી હતી ત્યારે આવી પરંપરાઓ ચાલતી હતી. રાજા મંત્રીપદ સ્વર્ગસ્થ મંત્રીના પુત્રને જ આપતો હતો. જો સ્વર્ગસ્થ મંત્રીને કોઇને કોઈ પુત્ર ના હોય તો જ બીજાની પસંદગી થતી હતી. જ્યાં સુધી એને પુત્ર હોય ત્યાં સુધી એને જ એ પદ આપવામાં આવતું. કયારેક તો બાહ્ય યોગ્યતા પણ જોવાતી નહોતી! કુળની ખાનદાની....કુલીનતા જ યોગ્યતાનું માપદંડ બની જતો.

## સ્થુલભદ્રજીના વૈરાગ્યનું કારણ :

'તમે લોકો જાણો છો ને સ્થૂલભદ્રનું નામ? સ્થુલભદ્રના પિતાજી શકટાલ, મગધ સમ્રાટ નંદરાજાના મહામંત્રી હતા. જયારે મહામંત્રીની એક ષડ્યંત્ર દ્વારા હત્યા થઈ ગઇ, ત્યારે સ્થુલભદ્રજી તો મગધ નૃત્યાંગના કોશીના વિલાસ ભવનમાં હતા. બાર બાર વરસથી કોશાની સાથે રહેલા હતા. કોશાના પ્રેમમાં એવા તો પાગલ બની ગયા હતા કે બાર વરસ સુધી પોતાના ઘરે પણ ગયા નહોતા. પણ મહામંત્રીની હત્યાના કારણે મહામંત્રીનું સ્થાન ખાલી પડયું. રાજાએ મહામંત્રીના નાના દીકરાને મંત્રીપદ સ્વીકારવા માટે કહ્યું ત્યારે શ્રીયકે કહ્યું :

'મહારાજા, મંત્રીપદના ખરા અધિકારી તો મારા મોટા ભાઇ સ્થુલભદ્રજી છે.'

'શું તારે મોટોભાઈ છે ? ક્યાં છે ! મેં તો એને ક્યારેય જોયો જ નથી ?' રાજાએ આશ્ચર્ય વ્યકત કર્યું. વાત પણ સાચી હતી રાજાની. સ્થુલભદ્રજી જેમ પોતાને ઘેર નહોતા ગયા, એમ રાજસભા-રાજદરબારમાં યે ગયા નહોતા. એતો કોશાના સ્નેહપાશમાં જકડાયેલા હતા. શ્રીયકે જે વાત હતી એ જણાવી દીધી.

'મહારાજા, એતો બાર વરસથી કોશાના ઘરે જ છે. પોતાને ઘેર આવતા જ નથી.' રાજાએ સ્થુલભદ્રજીને બોલાવવા માણસ મોકલ્યો. રાજાના માણસે કોશાને ઘેર જઇને નંદરાજાનો સંદેશો આપ્યો. રાજાની આજ્ઞાનું પાલન કરવું આવશ્યક હતું, કારણ કે ગમે તેમ તોયે કોશા રાજમાન્ય નૃત્યાંગના હતી, કોશા પર રાજાનો વિશેષ અનુગ્રહ હતો. સ્થુલભદ્રજી ગયા. નંદરાજાની સભામાં. રાજાને પ્રણામ કરી, ઔચિત્યનું પાલન કરી ઊભા રહ્યા. રાજા, પળભર તો યૌવનમાં રમતા સ્થુલભદ્રના તેજસ્વી, સૌન્દર્યપૂર્ણ અને સપ્રમાણ દેહને જોતો જ રહ્યો. પછી કહ્યું :

'તમારા પિતાજીનું દુઃખદ મૃત્યુ થઈ ગયું છે....માટે હવે મંત્રીપદની જવાબદારી તમારે સંભાળવાની છે.' રાજાએ મંત્રીપદની મુદ્રિકા સ્થુલભદ્રના હાથમાં મૂકી. રાજાની પાસે જ શ્રીયક ઊભો હતો. શ્રીયક રાજાનો ખાસ અંગરક્ષક પણ હતો. સ્થુલભદ્રજીએ શ્રીયક સામે જોયું. શ્રીયકની આંખો ભીની હતી. આંસુઓથી ખરડાયેલા ચહેરા પર શોક અને ઉદાસી છવાયેલી હતી. શ્રીયકે પણ પોતાના મોટાભાઈ તરફ જોયું.

સ્થુલભદ્રજીએ રાજાને કહ્યું : 'મહારાજા, આપની અમારા પરિવાર પર મોટી કૃપા છે. મહેરબાની છે. મારા પ્રત્યે આપને સ્નેહ છે માટે આપ મને આ મંત્રીમુદ્રા આપી રહ્યા છો....પણ આપ જો મને થોડો સમય વિચારવા માટે આપો. તો આપનો ઉપકાર ! હું રાજભવનના ઉદ્યાનમાં જઇને શાંતિથી વિચારવા માંગું છું. વગર વિચાર્યે આવી મોટી જવાબદારી હું કેમ સ્વીકારી લઉં !'

રાજાએ અનુમતિ આપી, અને સ્થુલભદ્રજી ઉદ્યાનમાં ગયા. શ્રીયક પણ મોટાભાઈની સાથે ઉદ્યાનમાં ગયો. હવે આ ઘટના ઉપર આપણે પણ કંઈક વિચારીએ !

**કઈ દૃષ્ટિએ સ્થુલભદ્રજી મહામંત્રી બનવા યોગ્ય હતા ?**

રાજાએ કઈ યોગ્યતાના આધારે સ્થુલભદ્રજીને મંત્રીપદ આપવા માંડ્યું ? બાર બાર વર્ષથી જે નૃત્યાંગનાના પ્રેમમાં પોતાના માતા-પિતા, ભાઈ-બહેન....વગેરે બધા જ સ્નેહી-સ્વજનોને ભૂલી ગયો હતો. પિતાની ઈજ્જત આબરૂનો જેણે વિચાર નહોતો કર્યો, રાજનીતિનું વિશદ શિક્ષણ કે અધ્યયન જેની પાસે ન હતું એવા સ્થુલભદ્રને મગધ સામ્રાજ્યનું મહામંત્રી-પદ રાજા આપી રહ્યો હતો ! કઈ યોગ્યતા હતી ? એક જ ખાનદાની ! કુલીનતા ! મહામંત્રી શકટાલ ખાનદાન હતા, કુલીન હતા, રાજ્યના વફાદાર હતા. તો એમના પછી મહામંત્રીપદ એમના દીકરાને આપવાનું જ ઉચિત માન્યુ રાજાએ.

**સભામાંથી :** અહીં બે પ્રશ્ન થાય છે. પહેલો પ્રશ્ન તો એ કે, રાજાને શકટાલ મંત્રીની વફાદારીમાં શંકા થઈ ગઈ હતી, માટે તો શકટાલે સ્વયં પોતાના પુત્ર શ્રીયક દ્વારા પોતાની હત્યા કરાવરાવી હતી. તો પછી રાજાને મહામંત્રીની ખાનદાની પર તો અવિશ્વાસ થઈ જ ગયો હતો ને ? બીજો પ્રશ્ન એ કે મહામંત્રીપદ સ્થુલભદ્રજીને આપવાની વાત તો તદ્દન ગેરવાજબી છે. વગર યોગ્યતાએ આવું પદ ન આપવું જોઈએ, 'રાજાનો દીકરો રાજા, ને મંત્રીનો દીકરો મંત્રી' આ પ્રથા તો વાહિયાત પ્રથા છે. મહત્ત્વપૂર્ણ પદ યોગ્યતા સંપન્ન વ્યકિતને જ અપાવું જોઈએ. શું મહામંત્રીપદ માટે શ્રીયક યોગ્ય નહોતો ?

**મહારાજશ્રી :** બંન્ને પ્રશ્નો ખૂબ જ મહત્વપૂર્ણ છે.

આપણે જરા સમજીએ વાતોને. ક્યારેક એવું બનતું હોય છે કે અતિ વિશ્વસનીય વ્યક્તિ ઉપર પણ શંકા....અવિશ્વાસ પેદા થઇ જાય છે. પણ આનાથી વ્યક્તિની કુલીનતા ખતમ નથી થઇ જતી. શ્રીરામને સીતાજીના પ્રત્યે, પવનંજયને અંજના પ્રત્યે શંકા પેદા થઇ હતી ને ? શું આનાથી સીતાજી અને અંજનાની કુલીનતા ખંડિત થઈ ગઇ ? પાપકર્મનો ઉદય આવે છે છો. નિર્દોષ હોવા છતાંયે દોષારોપણ થઇ જાય છે. વરરૂચિ બ્રાહ્મણે શકટાલ મંત્રીની વિરૂદ્ધ ષડયંત્ર રચ્યું હતું, એ ષડયંત્રમાં શકટાલ ફસાઇ ગયા હતા. જાણો છો ને એ ઇતિહાસ ? બહુ રોમાંચકને હલબલાવી મૂકે એવી ઘટનાઓ છે તત્કાલીન પાટલીપુત્ર નગરની ! રાજનીતિમાં આવા છળ-પ્રપંચો થતા જ રહે છે !

ઉદ્યાનમાં જઇને શ્રીયકે સ્થુલભદ્રજીના ચરણોમાં પોતાનું માથું મૂકી દીધું....અને ધ્રુસકે ધ્રુસકે એ રડી પડયો. સ્થુલભદ્રજીનો ભ્રાતૃ-સ્નેહ ઉભરાઈ આવ્યો. એમણે શ્રીયકને છાતી સરસો ચાંપ્યો. શ્રીયકના માથે હાથ ફેરવતાં ફેરવતાં સ્થુલભદ્રજીએ શ્રીયકને શાંત થઇને બધી ઘટના જણાવવા કહ્યું. શ્રીયકે પોતાના ઉત્તરીય વસ્ત્રથી આંખો લુંછી અને બંને ભાઇઓ એક લતામંડપમાં જઇને બેઠા. શ્રીયકે વરરુચિ અને પિતા શકટાલ મંત્રી વચ્ચે કેમ વેર બંધાણું અને વરરુચિએ શકટાલની વિરૂદ્ધ નંદરાજાને કેમ ઉશ્કેર્યા....એ બધી વાત જણાવી. પિતા શકટાલે પોતાના પરિવારની અને જાનમાલની રક્ષા કરવા માટે પોતાની હત્યા શ્રીયકના હાથે કેવી રીતે કરાવ-રાવી, એ વાત કહેતાં કહેતાં શ્રીયક હીબકે ચઢી ગયો.

### પિતાની હત્યા પુત્રના હાથે કેમ ?

જ્યારે શકટાલમંત્રીને થયું કે 'નંદરાજા મારા પ્રત્યે શંકા-શીલ છે....નારાજ છે,' ત્યારે એમણે પોતાના પરિવારની રક્ષા કરવા માટે પોતાનું બલિદાન આપવાનું વિચાર્યું. એઓ નંદરા-

જાના હિસાબ અને મિજાજથી સારી પેઠે પરિચિત હતા. એમને લાગ્યું હતું કે કદાચ આ રાજા ગુસ્સે ભરાઈને મારા આખા પરિવારને જ પરમ ધામમા પહોંચાડી દેશે.' માટે એમણે પોતાના દીકરા શ્રીયકને કહ્યું કે 'આવતી કાલે જ્યારે હું રાજસભામાં આવીને મહારાજાને પ્રણામ કરું ત્યારે તું એજ વખતે મારી ગરદન પર તલવારનો વાર કરી દેજે.' શ્રીયક તો સડક જ થઇ ગયો. આ સાંભળીને એણે મંહામંત્રીને કહ્યું : 'બાપુજી, આ તમે શું બોલી રહ્યા છો? પિતૃહત્યાનું પાપ મારા હાથે? શા માટે?' ત્યારે શકટાલે કહ્યું : 'બેટા આપદ્ ધર્મ છે. જો આપણા આખા પરિવારને બચાવવો હોય તો મારે મારી જાતને હોમવી જ પડશે.' શ્રીયક કહ્યું : 'પણ બાપુજી, આ પાપ મારા હાથે શા માટે? આનાથી પરિસ્થિતિમાં શું ફેર પડશે?

મહામંત્રીએ કહ્યું : શ્રીયક, તું મહારાજાનો વિશ્વાસપાત્ર અંગરક્ષક છે. જ્યારે તું મારા પર તલવારનો ઘા કરીશ રાજા તને તરત જ પૂછશે : 'આ તે શું કર્યું....? શા માટે કર્યું? ત્યારે તારે કહેવાનું કે 'હું છેલ્લા કેટલાય દિવસોથી જોઉં છું કે આપને મારા બાપુજી પ્રત્યે અણગમો છે. આપ એમનાથી નારાજ છે.... ચોક્કચ મારા બાપુએ કોઈને કોઈ અપરાધ કર્યો હશે, ત્યારે જ આપ નારાજ થયા હશો ને માટે મેં પિતૃઘાત કર્યો. આપ જેના પ્રત્યે નારાજ હો....એને જીવવાનો અધિકાર નથી.'

શકટાલમંત્રીના અતિ આગ્રહ આગળ શ્રીયક ઝંખવાઇ ગયો એને પિતાની આજ્ઞા સ્વીકારવાની ફરજ પડી. બીજા દિવસે રાજસભામાં શ્રીયકે પિતાની હત્યા કરી દીધી નંદરાજાએ શ્રીયકને પૂછ્યું : 'અરે, શ્રીયક! તે આ શું કર્યું? મહામંત્રીની....તારા સગા બાપની તેં હત્યા કરી નાંખી?'

શ્રીયક એજ જવાબ આપ્યો જે મહામંત્રી એને શીખ-

વાડયો હતો. નંદરાજાએ કહ્યું : 'મેં સાંભળ્યું છે કે શકટાલ મંત્રી મારું રાજય ઝૂંટવી લેવા માટે ષડયંત્ર રચી રહ્યા છે. પોતાના ઘરના ભોંયરામાં અનેક જાતનાં શસ્ત્રો બનાવરાવી રહ્યા છે. મેં ગુપ્તચરો દ્વારા તપાસ કરાવી તો વાત પણ સાચી નીકળી. તમારા ઘરમાં શસ્ત્રો બને છે ને? આના કારણે હું મહામંત્રી પર નારાજ હતો.'

શ્રીયક તો આ સાંભળીને ઠરી જ ગયો....એની કલ્પના બહારનું બધું બની ગયું હતું. એણે ગભગળા સ્વરે કહ્યું : 'મહારાજા, આ વાતનો ખૂલાસો જો આપ મારી સાથે કરત તો આ ભયંકર અનર્થ ના થાત, મને પિતૃઘાતનું મહાપાતક ના લાગત! અમારા ઘરના ભોંયરામાં શસ્ત્રો બની રહ્યા છે, એ વાત સાચી છે. પણ આ શસ્રો કંઈ આપની વિરૂદ્ધ વિદ્રોહ કરવા માટે, બળવો કરવા માટે નથી બનાવતાં, પણ એતો થોડાંક દિવસોમાં મારા લગ્ન લેવાના છે. એ પ્રસંગે આપ અમારા ઘેર આવવાના જ, ત્યારે આપને કંઈક સારી ભેટ આપવાની ઇચ્છાથી આ શસ્ત્રો તૈયાર કરાવવામાં આવતાં હતાં. આપના પ્રત્યે અને મગધ–સામ્રાજ્યના પ્રત્યે પિતાજીની નિષ્ઠા અંગે આપને શંકા થઈ, એ અમારી મોટી કમનશીબી જ ગણાય.'

નંદરાજા શ્રીયકની સ્પષ્ટતા સાંભળીને આશ્ચર્ય, ખેદ અને ગ્લાનિથી ભરાઇ ગયા. નિષ્ઠાવાન....બુદ્ધિમાન અને કૂટનીતિજ્ઞ મહામાત્યને આવી રીતે ખોઇ નાખવાની વેદના એના હૈયામાં છલકાઇ આવી. મહામંત્રીની ખાનદાની....કુલીનતાના પ્રત્યે એમની શ્રદ્ધા દઢ થઈ ગઇ. આટલા માટે જ શ્રીયકને મંત્રીપદ સ્વીકારવાનો અનુરોધ કર્યો. નંદરાજાને એ ખબર જ નહોતી કે શ્રીયકને એક મોટો ભાઇ પણ છે!

### શ્રીયકની ખાનદાની સમજો :

શ્રીયકની ખાનદાની અને કુલીનતા પણ કેવી ઉમદા ને ઊંચી છે! એણે પોતે મહામંત્રીનું પદ ના સ્વીકાર્યું! એણે એ વખતે

પોતાના મોટાભાઈને યાદ કર્યા! એ ભાઈને કે જેણે બાર બાર વરસથી ઘર સામે નહોતું જોયું....જેણે ભાઈ-બહેનો સાથે સંબંધ નહોતો રાખ્યો! અને આમ જોવા જઈએ તો મહામંત્રીની કીર્તિને પણ કલંક લગાડયું હતું. મહામંત્રીનો પુત્ર એક વેશ્યાના ત્યાં ૧૨ ૧૨ વરસ સુધી પડયો રહે....આના પ્રત્યાઘાત મહામંત્રીની આબરૂ પર પણ પડે જ ને? આવા ભાઈને મહામંત્રીપદ માટે યાદ કરવો શું ઉચિત હતું? શ્રીયકે યાદ કર્યો, એ સારૂં કર્યું કે ખરાબ કર્યું? તમારા લોકોનો શો મત છે? માની લો કે, શ્રીયક તમારી સલાહ લેવા આવત તો તમે એને શું સલાહ આપત? એ આવીને તમને પૂછત : 'તમે બુદ્ધિમાન છો, મહેરબાની કરીને મને સલાહ આપો કે રાજા મને મંત્રીપદ આપી રહ્યા છે તો હું સ્વીકારી લઉં કે મોટાભાઈને મંત્રીપદ આપવાની ભલામણ કરૂં? ખરેખર અધિકાર તો મોટાભાઈનો જ ગણાય ને? મોટાભાઈના અધિકારની વસ્તુ મારાથી કેમ લેવાય?'

જો આ પ્રમાણે તમારી સલાહ માંગત તો તમે શું સલાહ આપત? બોલો ને? મૂંગા શા માટે થઈ ગયા? ભાઈના અધિકારનું પદ....ભાઈના અધિકારનું ધન...ભાઈના અધિકારનું મકાન.... ભાઈના અધિકારની જમીન જે કંઈ ભાઈનું હોય....તમે એને હજમ કરી જવાનું તો ના વિચારોને? તમે લોકો તો ધર્માત્મા છો ને? તમે કેમ વિચારી શકો આવું?

**સભામાંથી** : 'આપ અમારી તો વાત જ છોડી દો.... ભાઈ, શું મા-બાપ અને છોકરીના પૈસા, એની સંપત્તિ મળતી હોય તોયે ના છોડીએ!'

**મહારાજશ્રી** : હવે તો તમને શ્રીયકની ખાનદાનીનો ખ્યાલ આવી ગયો ને? એ પરિવારના લોહીમાં ખાનદાની હતી! ભાઈ ભલે વેશ્યાને ત્યાં હોય, પણ એનાથી શું? એનો અધિકાર

વાડયો હતો. નંદરાજાએ કહ્યું : 'મેં સાંભળ્યું છે કે શકટાલ મંત્રી મારું રાજ્ય ઝૂંટવી લેવા માટે ષડયંત્ર રચી રહ્યા છે. પોતાના ઘરના ભોંયરામાં અનેક જાતનાં શસ્ત્રો બનાવરાવી રહ્યા છે. મેં ગુપ્તચરો દ્વારા તપાસ કરાવી તો વાત પણ સાચી નીકળી. તમારા ઘરમાં શસ્ત્રો બને છે ને? આના કારણે હું મંહામંત્રી પર નારાજ હતો.'

શ્રીયક તો આ સાંભળીને ઠરી જ ગયો....એની કલ્પના બહારનું બધું બની ગયું હતું. એણે ગભગળા સ્વરે કહ્યું : 'મહારાજા, આ વાતનો ખૂલાસો જો આપ મારી સાથે કરત તો આ ભયંકર અનર્થ ના થાત, મને પિતૃઘાતનું મહાપાતક ના લાગત! અમારા ઘરના ભોંયરામાં શસ્ત્રો બની રહ્યા છે, એ વાત સાચી છે. પણ આ શસ્ત્રો કંઈ આપની વિરૂદ્ધ વિદ્રોહ કરવા માટે, બળવો કરવા માટે નથી બનાવતાં, પણ એતો થોડાંક દિવસોમાં મારા લગ્ન લેવાના છે. એ પ્રસંગે આપ અમારા ઘેર આવવાના જ, ત્યારે આપને કંઈક સારી ભેટ આપવાની ઇચ્છાથી આ શસ્ત્રો તૈયાર કરાવવામાં આવતાં હતાં. આપના પ્રત્યે અને મગધ–સામ્રાજ્યના પ્રત્યે પિતાજીની નિષ્ઠા અંગે આપને શંકા થઈ, એ અમારી મોટી કમનશીબી જ ગણાય.'

નંદરાજા શ્રીયકની સ્પષ્ટતા સાંભળીને આશ્ચર્ય, ખેદ અને ગ્લાનિથી ભરાઇ ગયા. નિષ્ઠાવાન....બુદ્ધિમાન અને કૂટનીતિજ્ઞ મહામાત્યને આવી રીતે ખોઇ નાખવાની વેદના એના હૈયામાં છલકાઈ આવી. મહામંત્રીની ખાનદાની....કુલીનતાના પ્રત્યે એમની શ્રદ્ધા દૃઢ થઈ ગઇ. આટલા માટે જ શ્રીયકને મંત્રીપદ સ્વીકારવાનો અનુરોધ કર્યો. નંદરાજાને એ ખબર જ નહોતી કે શ્રીયકને એક મોટો ભાઈ પણ છે!

### શ્રીયકની ખાનદાની સમજો :

શ્રીયકની ખાનદાની અને કુલીનતા પણ કેવી ઉમદા ને છે! એણે પોતે મહામંત્રીનું પદ ના સ્વીકાર્યું! એણે એ વખતે

પોતાના મોટાભાઈને યાદ કર્યા! એ ભાઈને કે જેણે બાર બાર વરસથી ઘર સામે નહોતું જોયું....જેણે ભાઈ-બહેનો સાથે સંબંધ નહોતો રાખ્યો! અને આમ જોવા જઈએ તો મહામંત્રીની કીર્તિને પણ કલંક લગાડ્યું હતું. મહામંત્રીનો પુત્ર એક વેશ્યાના ત્યાં ૧૨ ૧૨ વરસ સુધી પડ્યો રહે....આના પ્રત્યાઘાત મહામંત્રીની આબરૂ પર પણ પડે જ ને? આવા ભાઈને મહામંત્રીપદ માટે યાદ કરવો શું ઉચિત હતું? શ્રીયકે યાદ કર્યો, એ સારૂં કર્યું કે ખરાબ કર્યું? તમારા લોકોનો શો મત છે? માની લો કે, શ્રીયક તમારી સલાહ લેવા આવત તો તમે એને શું સલાહ આપત? એ આવીને તમને પૂછત : 'તમે બુદ્ધિમાન છો, મહેરબાની કરીને મને સલાહ આપો કે રાજા મને મંત્રીપદ આપી રહ્યા છે તો હું સ્વીકારી લઉં કે મોટાભાઈને મંત્રીપદ આપવાની ભલામણ કરૂં? ખરેખર અધિકાર તો મોટાભાઈનો જ ગણાય ને? મોટાભાઈના અધિકારની વસ્તુ મારાથી કેમ લેવાય?'

જો આ પ્રમાણે તમારી સલાહ માંગત તો તમે શું સલાહ આપત? બોલો ને? મૂંગા શા માટે થઈ ગયા? ભાઈના અધિકારનું પદ....ભાઈના અધિકારનું ધન...ભાઈના અધિકારનું મકાન.... ભાઈના અધિકારની જમીન જે કંઈ ભાઈનું હોય....તમે એને હજમ કરી જવાનું તો ના વિચારોને? તમે લોકો તો ધર્માત્મા છો ને? તમે કેમ વિચારી શકો આવું?

**સભામાંથી** : 'આપ અમારી તો વાત જ છોડી દો.... ભાઈ, શું મા-બાપ અને છોકરીના પૈસા, એની સંપત્તિ મળતી હોય તોયે ના છોડીએ!'

**મહારાજશ્રી** : હવે તો તમને શ્રીયકની ખાનદાનીનો ખ્યાલ આવી ગયો ને? એ પરિવારના લોહીમાં ખાનદાની હતી! ભાઈ ભલે વેશ્યાને ત્યાં હોય, પણ એનાથી શું? એનો અધિકાર

૫

ઝુંટવાય નહી ! સ્થુલભદ્રજીના પ્રત્યે શ્રીયકના હૈયામાં કોઇ દુર્ભાવના નહોતી....દ્વેષ નહોતો કે ધિક્કારની લાગણી નહોતી. આટલું જ નહી, સ્થુલભદ્રજીના પ્રત્યે પ્રેમ અને આદર હતો. વિનય અને ભક્તિ હતાં. માટે તો જ્યારે બંને ભાઇ ઉદ્યાનમાં મળ્યા ત્યારે શ્રીયક સ્થુલભદ્રજીના ચરણે ઢળી પડયો....પિતાની સાથે જે ઘટના બની....બધી વાત કરી સ્થુલભદ્રજીને.

## અયોગ્યને યોગ્ય બનાવવાની રીત :

હવે આવો, હું તમારા બીજા પ્રશ્નનો જવાબ આપું છું : મંત્રીપદ માટે સ્થુલભદ્રમાં યોગ્યતા નહોતી, માટે એમને મહામંત્રીનું પદ ન અપાવું જોઈતું હતું.' આજ વાત હતી ને તમારી ? તમારી સલાહમાં સ્થુલભદ્રજી બાર વરસ કોશાને ઘેર રહ્યા માટે મંત્રીપદ માટે અયોગ્ય હતા ખરૂં ને ? અલબત્ત સ્થુલભદ્રજી એ મંત્રીપદ ઠુકરાવીને પોતાની યોગ્યતા સિદ્ધ કરી જ દીધી હતી પણ જો એ મહામંત્રીનું પદ સ્વીકારત તો શું એ કોશાના ઘેર રહી શકત ? મગધના મહામંત્રી બનીને શું એ નૃત્યાંગનાને ઘેર રહી શકત ? ના, એમણે પોતાને ઘેર જ રહેવું પડત. આમ બે કામ થઈ જાત....કોશાનો સહવાસ છૂટી જાત અને મહામંત્રીનું પદ મળી જાત !

અયોગ્યને યોગ્ય બનાવવાની રીત આવડે છે ? અયોગ્યને અયોગ્ય જ રાખવામાં કંઈ બુદ્ધિમત્તા નથી....કયારેક પાપકર્મોના ઉદયથી યોગ્ય અને કુલીન વ્યક્તિ પણ થોડા સમય માટે અયોગ્ય રસ્તે જતો રહે, પણ એનો અર્થ એ નથી કે એ હંમેશ માટે અયોગ્ય જ રહેશે. જ્યારે પાપકર્મોના પડદા ચીરાઇ જશે ત્યારે એની યોગ્યતા આપોઆપ ઉભરાઇ આવશે. ઘનઘોર વાદળ વીખેરાઈ જતાં નવ્ય જીવનનો સૂર્ય ઝળહળી ઉઠે છે.

'આતો વેશ્યાગામી બની ગયો છે....મને ને પછી મારો

ભાઈ કેમ ના હોય....? વેશ્યાગામીને મહામંત્રીનું પદ ન જ અપાવું જોઈએ, એ આ પદ માટે નાલાયક છે....મારૂં ચાલે તો એને દેશનિકાલની સજા ફટકારૂં ....' આવા વિચારો સજ્જન પુરૂષો નથી કરતા. સદ્‌ગૃહસ્થ ક્યારેય આવા વિચાર ના કરે. સદ્‌ગૃહસ્થ જે કંઈ વિચારે છે તે ખૂબ ગંભીરતાથી વિચારે છે. મનુષ્યની ખાનદાનીનું પણ એક આગવું મૂલ્યાંકન હોય છે. કયા માતા-પિતાનું લોહી એની રગોમાં વહે છે, એ જોવાય છે. આવા ઊંચા પરિવારોમાં વંશપરંપરાથી રાજ્ય સેવા માટેના પદો ચાલ્યા આવતા હતા. આનાથી મોટા ભાગે રાજ્ય અને પ્રજા બંનેને લાભ થતો હતો.

## સ્થુલભદ્રજીની દીક્ષામાં તમે હાજર હોત તો....!

જો કે, પિતૃહત્યાની કરૂણ ઘટના અને એની આજુબાજુ રચાયેલી કૂટનીતિની વાતો સાંભળીને સ્થુલભદ્રજીનું ચિત્ત આખા સંસારથી જ વૈરાગી બની ગયું અને એમણે રાજાને મંત્રીમુદ્રા પાછી આપી દીધી, પાછા કોશાના મહેલે ન જતાં, પહોંચી ગયા ગુરૂદેવના ચરણોમાં ! સંસારનો ત્યાગ કરીને સાધુધર્મ સ્વીકારી લીધો !

મને લાગે છે જો એ વખતે તમારા લોકોમાંથી કોઇ હોત તો સ્થુલભદ્રજીની દીક્ષાનો પણ વિરોધ કરત ! 'આવા વેશ્યાગામીને કેમ આપી શકાય દીક્ષા ? નજ અપાવી જોઇએ....૧૨-૧૨ વરસ સુધી વેશ્યાના સહવાસમાં રહેવાવાળો દીક્ષા માટે કેમ યોગ્ય હોઈ શકે ? દીક્ષા લઈને પછી....' આવી આવી વાતોના ફતવા જ હોત ને તમારા મગજમાં ? શું અજબ ને ગજબ વિચારો ઘૂમરાય છે તમારા મગજમાં પણ !

### પરંપરાગત વ્યવસાયના લાભ :

સ્થુલભદ્રજીએ સીધી સાધુધર્મની જ પસંદગી કરી લીધી ! મંત્રીપદ શ્રીયકને આપવામાં આવ્યું. શ્રીયકે મંત્રીપદનો સ્વીકાર

કરી લીધો. કુળપરંપરાથી ચાલી આવતી રાજસેવા શ્રીયકે અખંડ-પણે જારી રાખી. ગ્રંથકાર આચાર્યશ્રી સામાન્ય ગૃહસ્થધર્મની ભૂમિકા બતાવતા પહેલી વાત એ કહી રહ્યા છે કે ગૃહસ્થે કુળ-પરંપરાથી પ્રાપ્ત વ્યવસાય કે નોકરીની પસંદગી સહુ પહેલાં કરવી જોઇએ. બેશક એ વ્યવસાય હોવો જોઇએ અનિંદનીય ! એ નોકરી શિષ્ટ પુરૂષોમાં વગોવાયેલી ન હોવી જોઈએ....

વર્ષોથી જામેલી દુકાન મળવાના કારણે દુકાનને નવેસરથી જમાવવાની મહેનત બચી જાય છે. આનાથી નવા ગૂંચવાડા પેદા થતા નથી. એની ધર્મઆરાધના સુચારૂપણે ચાલ્યા કરે છે. શ્રીય-કનું જીવન એવું જ શાંત અને સ્વસ્થપણે વીત્યું હતું. જીંદગીના છેલ્લા શ્વાસ સુધી એ મગધસામ્રાજ્યની સેવા કરતો રહ્યો. એની ધર્મભાવના પણ ઘણી ઊંચી હતી. મોટાભાઈ સ્થુલભદ્રજી સાધુ બની ગયા અને બીજી બાજુ એમની સાતે બહેનો પણ સાધ્વી બની ગઈ હતી. અને જે પરિવારમાંથી આટલી બધી દીક્ષાઓ થઈ હોય એ પરિવારમાં ધર્મભાવનાનો જુવાળ ફૂટવો સહજ સ્વાભાવિક છે.

### નિંદનીય વ્યવસાય ન કરો !

અર્થોપાર્જન ગૃહસ્થ જીવનની મુખ્ય ક્રિયા છે. એટલા જ માટે આચાર્યદેવ સહુ પહેલાં આ બાબતમાં વિશદ અને ઝીણવટ-ભર્યું માર્ગદર્શન આપી રહ્યા છે. વર્તમાનકાલીન પલટાતી પરિસ્થિ-તિઓમાં પણ આ માર્ગદર્શન તમારા લોકો માટે ખૂબજ ઉપયોગી સિદ્ધ થશે પણ આજકાલ તો ઘણા વ્યવસાય કે જે કુળપરંપરાથી ચાલ્યા આવતા હતા, એ તુટી ગયા છે–ભાંગી પડ્યા છે. અત્યારની રાજ્યવ્યવસ્થાએ પણ વ્યવસાયના ક્ષેત્રમાં જાતજાતના ધારાઓ ઘડીને મુશ્કેલીઓ પેદા કરી છે. આવા સંજોગોમાં પણ તમારે એક ખ્યાલ તો રાખવાનો જ કે જે વ્યવસાય તમે કરો તે નિંદનીય ન હોવો જોઈએ. એટલે કે વ્યવસાય વધારે ખડતો પાપ પ્રવૃત્તિવાળો ન હોવો

જોઇએ. તમારી સ્વયંની સંપત્તિને સાનુરૂપ વ્યવસાય તમારી પાસે જોઇએ. સમયને સાનુકૂળ, દેશને અનુકૂળ એવો વ્યવસાય તમારે કરવો જોઈએ. એ વ્યવસાયમાં પણ તમારી પ્રમાણિકતા તો અકબંધ રહેવી જ જોઇએ. ન્યાય અને નીતિના ધોરણ જળવાવા જ જોઈએ. આનાથી તમે નિર્ભય અને સ્વસ્થ બનીને ધર્મમય જીવન જીવી શકશો. આજે, બસ આટલું જ!



ચોરીનો ધંધો ચાલુ કર્યો હોય....તો શું તમે લોકો એની નિંદા નથી કરતા ? એનાં પ્રત્યે આંગળી નથી ચીંધતા ? તો પછી તમે લોકો આવા ખોટા ધંધા કરો તો બીજા લોકો પણ તમારી નિંદા કરવાના જ ને !

**સભામાંથી :** આજકાલ તો લોકો એજ ધંધા કરે છે જેમાં ધૂમ કમાણી થતી હોય....બાકી નિંદનીય કે અનિંદનીયના ભેદો આજે કોણ જુએ છે ?

**મહારાજશ્રી :** એની જ તો આ રામાયણ છે. માટે તો આવા ખોટા ધંધા કરનારા લોકો વધુ અશાંત છે....વધુ બેચેન છે એમના જીવનમાં કયાં છે શાંતિ ? કયાં છે આનંદ ? કયાં છે પ્રસન્નતા ? એમની જીંદગી તો, પૈસાની પાછળ પાગલ બનીને આંધળી દોટ મૂકવામાં જ પૂરી થઈ જાય છે. જાણે પૈસા એજ એમનું જીવન-ધ્યેય હોય ! ધનસંપત્તિ જ એમનું સર્વસ્વ હોય.... આવા કેટલાય લોકોને હું સારી રીતે ઓળખું છું. મેં એ પણ જોયું છે કે આવા લોકોમાં ક્રૂરતા-કઠોરતા...અને નિર્દયતા જેવા દોષોય ઘર કરી જાય છે. નથી મળતી એમનામાં દયા અને કરૂણા કે નથી મળતી માનવતા ! પછી ધર્મ પરાયણતાની તો વાત જ કયાં રહી !

### ધર્મહીન અને પાપલીન સરકાર મળી છે :

**સભામાંથી** : પણ સાહેબ, આજે તો અમારી સરકાર પોતે આવા ખોટા ધંધાઓ માટે એમને પ્રોત્સાહન આપે છે! શરાબની દુકાનોના પરવાના સરકાર જ આપે છે ને? ફિલ્મ સ્ટુડિયો પણ સરકારની સહાયથી જ બને છે....ડોક્ટરોને ગર્ભપાતના ઓપરેશન કરવા દેવાની છૂટ પણ સરકાર જ આપે છે....!

**મહારાજશ્રી** : સરકાર કયો ધંધો નથી કરતી અને નથી કરાવતી એજ મોટો સવાલ છે? તમારી સરકાર જ આજે વેપારી બની ગઇ છે. જે ધંધામાંથી પૈસા મળતા હોય એ બધા ધંધા સરકાર કરે છે. શા માટે દરરોજ મોટા મોટા કતલખાનાઓમાં લાખો પશુઓના પ્રાણ છીનવાય છે? મોટા મોટા કતલખાનાં કોણ ચલાવે છે? સરકાર જ ને? કારણ કે એને તો પૈસા કમાવવા છે! વિદેશોમાં વાંદરા....પોપટ જેવા અસંખ્ય પશુપંખીઓની નિર્યાત થાય છે. એક સરકારી આંકડા પ્રમાણે દર વરસે ભારતમાં ૫૫ લાખ પક્ષીઓનો વેપાર થાય છે! શા માટે? પૈસા કમાવવા જ ને? અરે, આજે તો સરકાર મત્સ્ય ઉદ્યોગ ચલાવે છે! સરકાર જ માછીમાર બની ગઈ છે! બધી જાતના નિંદનીય અને જઘન્ય કહેવાય તેવા ધંધા આજની સરકાર કરે છે અને પ્રજાને કરવા ઉત્તેજે છે. દુર્ભાગ્ય છે આ દેશનું કે આવી ધર્મહીન અને પાપલીન સરકાર અહીં શાસન કરે છે! જો કોંગ્રેસ ઉખડી જાય ને બીજી કોઇ સત્તા આવે, તોયે આ પાપના ધંધા કંઇ અટકવાના નથી! દુનિયાના મોટાભાગના દેશોની સરકાર આજે વ્યાપારી બની ગઇ છે....અને 'જેનો રાજા વેપારી....એની પ્રજા ભિખારી....!' સરકારને ક્યાં લેવા-દેવા છે જ પુણ્ય-પાપના સિદ્ધાંતો જોડે? સરકારને ધર્મની સાથે સંબંધ શો છે? આમેય ભારતની સરકાર પોતાની જાતને 'બિનસાંપ્રદાયિક' તરીકે ઓળખાવે છે. મારી દૃષ્ટિએ 'બિન સાંપ્રદાયિક' નહીં પણ 'બિનધાર્મિક' ગણવી જોઈએ આ સરકારને!

સરકારનું લક્ષ્ય માત્ર ભૌતિક સમૃદ્ધિના લલચામણા શિખરો તરફ જ છે. જે કામ કરવાથી વધારે ધન મળે છે, વધારે હુંડિયામણ મળે છે એ કામ કરવા જેવું મનાય છે આજની દુનિયામાં, માટે તો હિંસાની બિહામણી રાતના ઓળા આખા જગત પર આજે છવાઇ ગયા છે !

## દેશ અને દુનિયાભરમાં હિંસા જ હિંસા :

દેશ અને દુનિયામાં હિંસા ને ઉત્તેજન અપાય છે....શરાબ આજે વિશ્વવ્યાપી બની ગયો છે. જુઠ અને ચોરી તો આજે અનિવાર્ય મનાયાં છે ! વ્યભિચારને દુરાચાર જેવાં પાપોને મનોરંજનનું રૂપકડું નામ અપાય છે ! માંસ-ભક્ષણનો પ્રચાર તો જાણે માઝા મૂકતો જાય છે. અને ઇંડા ? વાત જ ન કરશો....આજના જમાનાની તો ! કયાં જઇને અટકશે આ બધું, ભગવાન જાણે ! આવી દુનિયામાં તમારે જીવવાનું છે અને આ બુરાઇઓથી ત્રણ હાથ દૂર રહેવાનું છે ! બહુ સાવધાન ને સતર્ક રહેશો તો જ બચી શકાશે. ખોટા અને ત્યાજ્ય ધંધાઓની જાહેરાતો હવે તો છાપાઓના પાને પાને થાય છે. થાય છે ને ? જો ફસાઇ ગયા આ જાહેરાતોની જાળમાં, તો મર્યા સમજો । આવા પ્રચારથી બચતા રહેજો.

સરકારની દૃષ્ટિમાં ભલે કોઇપણ વ્યવસાય નિંદનીય ના હોય....બીજા લોભી અને પૈસાના લાલચુ લોકોની નજરમાં ભલે ગમે તેવા ધંધા પણ ત્યાજ્ય ના હોય, પણ જ્ઞાની, વિવેકી અને આત્મદૃષ્ટા પુરૂષોની દૃષ્ટિમાં જે વ્યવસાય ત્યાજ્ય હોય નિંદનીય હોય....ધર્મવિરૂદ્ધ હોય....એવો વ્યવસાય નહી કરવો જોઇએ. પણ કમનસીબી છે આપણા જૈન સમાજની કે આજે તો આપણા અનેક જૈનો પણ આવા ખોટા ધંધાઓમાં જોડાઇ ગયા છે. પણ મને કહેવા દો, આ લોકો ભલે જન્મથી જૈન હોય....જૈન પરિવારમાં જન્મ લીધો છે માટે જૈન કહેવાય, પણ કર્મથી એ લોકો ખરેખર જૈન

નથી! એ લોકો ભલે આર્ય દેશમાં જન્મ્યા હોય પણ એઓ આર્ય નથી! ભલે એ શરીરથી માનવ હોય પણ એઓમાં માનવતાની છાંટ સરખીયે નથી. માત્ર શ્રીમંત-પૈસાદાર બનવાની ઘેલછામાં ગૂગળાતા માણસોમાં શું માનવતા જોવા મળે ? માનવતા વિહોણાં માનવી કરતા તો જાનવર વધુ બહેતર છે. આવા 'જૈનો' એ ધર્મની શાનને બટ્ટો લગાડયો છે. માત્ર પૈસા-પ્રેમી લોકો ક્રૂર, નિર્દય અને માનવતાવિહોણાં જ હોય છે. ખોટા ધંધા કરનારાઓમાં દયા, કરૂણા અને માનવતા ક્યારેય મ્હોરી નથી શકતી !

## દાણચોરોની આસપાસ ભયનાં ભૂતડાં નાચતાં હોય છે :

આ બધી વાતો મૂરખ અને બુદ્ધિહીન માણસોના પલ્લે નહી પડે. પૈસાની પાછળ પાગલ બનેલા લોકોના દિમાગમાં આ વાતો જચવાની નથી. એમને તો બસ, પૈસા મળવા જોઈએ....ગમે તેવા ધંધા પછી કરવા પડે! પૈસા માટે નીચમાં નીચ ધંધો કરવા પણ એ તૈયાર થઈ જાય! તમે લોકો પણ જો માત્ર રૂપિયા માટેજ જીવતા હશો તો મારી આ વાતો તમને પણ પસંદ નહી પડે!

બુદ્ધિમાન બનો! બુદ્ધિ પણ નિર્મળ અને તીક્ષ્ણ જોઈએ. ધંધો એવો હોવો જોઇએ કે જેથી આ જીવનમાં કે પારલૌકિક જીવનમાં કોઈપણ પ્રકારનું ગંભીર નુકશાન ના થાય! દાણચોરીનો ધંધો કેટલો બધો ખતરનાક હોય છે? એ ધંધામાં પ્રાણ પર સતત તલવાર લટકતી રહે છે. આમ બી, આ ધંધો જોકે દેશ; દ્રોહી છે જ....રાજ્યવિરુદ્ધ છે જ. સતત માનસિક તાણ રહે છે. ભયના ભૂતડાં નિરંતર દાણચોરોની ઈર્દગિર્દ નાચ્યા કરે છે. એમના જીવનમાં તમે ક્યારેય સુખ-શાંતિ સ્વસ્થતા અને સ્થિરતા નહી જુઓ. એમના પરિવારને પણ અશાંતિ અને ઉદ્વેગમાં જ જીવન વીતાવવું પડે છે.

### પરંપરાગત નિંદનીય ધંધા છોડો :

આવો નિંદનીય વ્યવસાય જો કુળપરંપરાથી ચાલ્યો આવતો હોય તો પણ તમારે એ વ્યવસાય નહી કરવો જોઇએ. ખોટી પરંપરાને વળગી રહેવું મૂર્ખાઈ છે. આવી પરંપરાઓ તો તોડવી જ જોઇએ. એમ નહી વિચારવાનું કે 'આ વ્યવસાય તો મારા દાદા પણ કરતા હતા, માતા પિતા પણ કરતા હતા શું એ લોકો મૂર્ખ હતા ? એઓ કરતા હતા, તો ઠીક જ કરતા હશે ને ? આવું માનવાની કોઈ જરૂર નથી ! તમારા દાદા અને તમારા બાપા પણ ખોટું કરી શકે ! એમને પૈસાની લાલસા પીડતી હોય તો એ ખોટા ધંધા પણ કરી શકે. એમની પાસે સાચું જ્ઞાન ના હોય તો પણ એઓ ખોટા ધંધા માં જોડાઈ શકે. તમને જાણ થઈ જાય કે 'આ ધંધો ખોટો છે.' તો તમારે છોડી જ દેવો જોઇએ, જેટલા દાદા અને બાપા હોય છે એ બધા કંઇ અનિંદનીય વ્યવસાય જ કરતા હોય, એવો નિયમ નથી !

### સુલસ અને અભયકુમાર :

શ્રમણ ભગવાન મહાવીર સ્વામીના સમયનો એક સરસ પ્રસંગ છે. 'કાલસૌકરિક' નામનો એક કસાઈ હતો. દરરોજ એ ૫૦૦ પાડાઓની હત્યા કરતો હતો. કસાઈ હતો ને ? એનો ધંધો જ માંસ વેચવાનો હતો. એનો દીકરો સુલસ, એ મગધના મહામંત્રી અભયકુમારનો મિત્ર હતો. કાલસૌકરિકનું મૃત્યુ થયું. સુલસે કુળપરંપરાનો કસાઇનો ધંધો ચાલુ રાખ્યો....એક દિવસ વાતવાતમાં અભયકુમારે સુલસને કહ્યું : 'સુલસ, જીવવધનો આ ધંધો ખરાબ છે....આનાથી ઘોર પાપકર્મો બંધાય છે....દરરોજના સેંકડો જીવોની હત્યા કરવી એ બહું મોટું પાપ છે, સુલસ !

'પણ અભયકુમાર, આ ધંધો તો અમારી કુળપરંપરાથી ચાલ્યો આવે છે. અમારી આજીવિકાનો ભાર આ ધંધા પર જ છે. હું કંઇ મારા એકલા માટે તો આ પાપ કરતો નથી. મા, પત્ની,

દિકરો બધાના માટે કરૂ છું. તો મને જે પાપકર્મ બંધાવાનાં એ તો એ બધાને લાગશે ને ? મને એકલાને જ થોડા લાગવાનાં ?' સુલસે પોતાનો ખુલાસો રજુ કર્યો.

'મારા દોસ્ત ! જીવવધ તું કરે છે માટે પાપકર્મ પણ તું એકલો જ બાંધે છે. એ પાપના ફળ તારે એકલાએ જ ભોગવવાં પડશે. આ વ્યવસાયથી તું જે પૈસા કમાય છે, એ પૈસાથી તારો પરિવાર સુખ ભોગવે છે....તારા પાપોની સાથે એમને કોઇ લેવા દેવા નથી ! પાપના પરિણામે આવતાં દુઃખ તો તારે એકલાએ જ ભોગવવા પડશે ! તારા દુઃખમાં કોઈ ભાગ નહી પડાવે !' અભયકુમારે કહ્યું.

સુલસના મગજમાં અભયકુમારની વાત જચવા લાગી. તમારા દિમાગમાં ઉતરે છે આ વાત ? તમે અનેક પાપ કરીને લાખો રૂપિયા કમાવી લ્યો....અને એ રૂપિયાઓથી મોજ–મજા આખો પરિવાર ભોગવશે પણ તમારા પાપમાં ભાગ નહી પડાવે. એ પાપના પરિણામે આવનારાં દુઃખો તો તમારે એકલાએજ ભોગવવાનાં રહેશે. પરિવારવાળા ત્યારે કહેવા નહી આવે....'તમે અમારા બધા માટે પાપ કર્યા હતા માટે લાવો, તમારુ દુઃખ પણ અમે વહેંચી લઈએ.' આવુ કોઇ નહી કહે. કદાચ કહેશે તો એ લોકો વહેંચી નહી શકે. પેલા સુલસે તો ઘેર જઈને પ્રયોગ કર્યો સાચેસાચ !

## પાપમાં ભાગ કોઈ ના પડાવે દુઃખમાંય નહી.

સુલસ ગયો ઘેર. એણે લાકડા કાપવાની કુહાડી ઉઠાવી ને લાકડુ ચીરવા લાગ્યો. લાકડું કાપતાં કાપતાં જાણી જોઇને એક આછો કુહાડીનો ઘા પોતાના પગ પર કરી દીધો. પગમાંથી લોહી વહેવા લાગ્યું....સુલસે ચીસ પાડી....' ઓયમા....અરે....મારો પગ કપાઇ ગયો છે....બહુ દુઃખે છે....અરે....મારો પગ કપાઇ ગયો....બહુ'

દુઃખે છે...અરેરે...બધા આવો....અરે, મરી ગયો....મારૂ થોડું દુઃખ તો વહેંચી લ્યો, તમે બધા....'

મા આવી....પત્ની આવી....'શું થયું ?' કેમ કરતા વાગ્યો કુહાડો....? શું બહુ વેદના થાય છે ?' પૂછવા લાગ્યા. સુલસે કહ્યું 'તમે લોકો મારૂ દુઃખ થોડું થોડું વહેંચી લ્યો. હું તમારા માટે જ તો લાકડા કાપતો હતો. એ કાપતાં કાપતાં જ મારો પગ કપાઇ ગયો....તો મારૂ દુઃખ તમારે પણ લેવું જ જોઇએ....થોડુંક લઈ લ્યો !'

મા બોલી : 'બેટા, લાવ તારા ઘા પર પાટો બાંધી દઉં.... પીડા ઓછી થઈ જશે....તારૂ દુઃખ અમે કેમ લઈ શકીએ ? કોઈનું દુઃખ કોઈ કેમ લઈ શકે બેટા ? દુઃખ અને પીડા તો મનુષ્યે જાતે જ ભોગવવી પડે છે.'

સુલસે પોતાની પત્ની તરફ જોઇને કહ્યું : 'તું તો મારી પત્ની છે...અને ખૂબ પ્રેમ કરે છે તો મારૂ દુઃખ તું નહી લે ?' પત્નીએ કહ્યું 'સ્વામિન્, જો તમે આપી શકો તો આપી દો તમારૂ બધું જ દુઃખ, હું ભોગવી લઇશ....પણ આવું દુઃખ, દઇ-લઇ નથી શકાતું....પોતાનું દુઃખ તો પોતાની જાતને જ સહેવું પડે છે !'

સુલસને અભયકુમારની વાત તો યાદ હતી જ. એણે કહ્યું : 'તો પછી હું જે દરરોજ ૫૦૦ જીવોની હત્યા કરૂ છું. આનાથી જે ઘોર કર્મો બંધાય છે અને જ્યારે એ કર્મો ઉદયમાં આવશે.... ત્યારે જે ભયંકર દુઃખો પડશે, શું મારે એકલાએ જ એ ભોગવવા પડશે ? હું જીવવધનો ધંધો તો આપણા બધાંજ માટે કરૂ છું, તો પછી શું દુઃખ આપણે બધા વહેંચી નહી લઇએ ? તમે લોકો શું મારા દુઃખમાં ભાગ નહી પડાવો ?'

## જે કર્મ કરે તે જ ભોગવે :

માએ કહ્યું : 'બેટા, જે કર્મ બાંધે છે તે જ ભોગવે છે.' પત્નીએ પણ આવો જ જવાબ આપ્યો. સુલસને અભયકુમારની વાત પર પૂરેપૂરો વિશ્વાસ થઈ ગયો અને એણે કુલપરંપરાનો જીવવધનો ધંધો છોડી દીધો. અભયકુમારે સુલસને જ્ઞાનદૃષ્ટિ આપી. કુળપરંપરાનો ધંધો પણ જો નિંદનીય છે, ખોટો છે....પાપમય છે તો તત્કાળ છોડી દેવો જોઈએ. અનિંદનીય અને નિષ્પાપ ધંધો હોય તો ચાલુ રાખવો જોઈએ.

**સભામાંથી** : આપ કહો છો એવો નિષ્પાપ ધંધો જો ના મળે તો શું કરવાનું ?

**મહારાજશ્રી** : આવું નથી હોતું કોઈને કોઈ અનિંદનીય વ્યવસાય કે નોકરી મળી જ જાય છે. થોડું ધૈર્ય હોવું જોઈએ. તૃષ્ણા ઓછી હોવી જોઈએ.

ખરું જોવા જઈએ તો આજે માણસ પરિશ્રમને પસંદ જ નથી કરતો. જે વ્યવસાયમાં....જે ધંધામાં ઓછી મહેનત હોય.... એ વ્યવસાયને આજનો યુવાન વધુ પસંદ કરે છે. ખુરશી પર બેસીને 'ટેબલવર્ક' કરવાની નોકરી આજે વધુ પસંદ કરાય છે. ભલેને પછી પગાર ઓછો મળતો હોય, લાંચ-રૂશ્વત દ્વારા વધુ પૈસા પેદા કરી લે છે ! શું તમે નથી જાણતા....સરકારી નોકરીમાં ભ્રષ્ટાચાર આજે કેવો વ્યાપી ગયો ? મહીને હજાર બે હજારનો પગાર મેળવનાર અફસર પણ લાંચ લે છે તો પટાવાળો પણ રિશ્વત લેવા લલચાય છે ! લાંચ લેવી અને આપવી બંને મોટાં પાપ છે, પણ તમને લોકોને છે જ ક્યાં પાપનો ભય ? જો મોં માંગ્યા પૈસા મળી જાય તો પાપના પંથે જવામાંય તમને જરીયે ખચકાટ નથી થતો. સાચું કહું છું ને ? પણ તમે યાદ રાખજો કે, ખોટા અને નિંદનીય ધંધાઓ કરીને કમાવેલા પૈસા તમારી પાસે વધારે વખત રહેશે નહી....અને ખોટા કામથી લાગેલાં પાપ તો પરલોકમાંય સાથે આવવાનાં ! જ્યારે પાપકર્મ ઉદયમાં સાથે આવશે ત્યારે

કેવાં ભયંકર દુઃખોના ડુંગર તમારા પર તૂટી પડશે એની જરા કલ્પના કરો! ગંભીરતાથી વિચારો આ બાબતમાં.

**અર્થવ્યવસ્થાની પદ્ધતિ :**

ત્રીજી વાત છે વ્યાપારમાં અર્થવ્યવસ્થાની પદ્ધતિની. તમારી પાસે જેટલી દ્રવ્યરાશિ હોય; એ મુજબ જ તમારે વ્યાપાર કરતો જોઇએ. વ્યાપાર છે, કયારેક ખોટ પણ જાય....જો તમે બીજાના પૈસા લાવીને, વ્યાજે પૈસા લઇને ધંધો કર્યો હશે અને નુકશાન થઈ જાય વ્યાપારમાં, તો શું થવાનું? ડૂબી જવાના ને? જેની જેની પાસેથી રૂપિયા લઈ આવ્યા હશો એમને જવાબ શું આપશો?

**સભામાંથી :** અત્યારે તો મોટાભાગે લોકો પારકા પૈસે જ ધંધો કરતા હોય છે! જ્યારે મોટું નુકશાન થાય ત્યારે દેવાળું ફૂંકીને 'ડીફોલ્ડર' જાહેર થઈ જાય છે!

**મહારાજશ્રી :** 'ડીફોલ્ડર' જાહેર થવામાં જેમને શરમ નથી આવતી....એવા બેશરમ લોકોની વાત જ શું કરવાની? દેવાળું ફૂંકવું એતો જાણે આજે રમત વાત થઈ ગઈ છે. વગર વિચાર્યે....વગર સોચ્યે.... ધંધો કરનારની આબરૂ આમને આમ જ લીલામ થઈ જતી હોય છે. સમાજમાં....બજારમાં ઇજજતના કાંકરા થઈ જાય છે....ઘોર અશાંતિની આગમાં એને સપડાવું પડે છે. એના પરિવારને પણ અપમાનના ઘૂંટડા ગળવા પડે છે. માટે, વ્યાપાર ધંધો પોતાની આર્થિક સ્થિતિને ધ્યાનમાં રાખીને કરવો જોઇએ.

દુનિયાની વાત જવા દો, દુનિયામાં તો દરેક જાતના ખોટા ધંધા કરનાર મળી આવશે. તમારે તો માત્ર તમારા વિષયમાં જ વિચારવાનું છે. દેરાસર અને ઉપાશ્રયમાં આવનારા તમારા જેવા ભગત માણુસો પણ જો આમ પારકે પૈસે ધંધો કરીને દેવાળું ફૂંકે

છે, તો તમે તો બદનામ થાઓ જ છો, પણ સાથે-સાથે ધર્મ અને ધર્મગુરુઓને પણ નીચું જોવા જેવું કરો છો. લોકો વાતો કરે છે : 'જોયો....આ ધર્મના ઢીંગલાને ! ગામના પૈસે ધંધો કર્યો ને કાઢ્યું દેવાળુ ! બિચારી વિધવાઓના પૈસાયે ડુબી ગયા....આ ભગતોના ધંધા આવાજ હોય છે....નામ લેવું પણ પાપ છે, આવા બગભગતોનું તો ! વાત મૂકોને એની !'

તમને વ્યાપાર કરતી વખતે એટલો તો વિચાર હોવો જ જોઈએ કે 'આ વ્યાપારમાં વધુમાં વધુ કેટલું નુકશાન આવી શકે ? કેટલી ખોટ જઇ શકે ? મારી પાસે આટલા પૈસાની સગવડ છે કે નહી ? પરિવારવાળાઓ પર બીજી કોઇ આફત તો નહી આવે ને ફરીથી વ્યાપાર કરી શકું, એવી આર્થિક સ્થિતિ તો રહેશે ને ?'

વ્યાપારમાં માત્ર નફાનો જ વિચાર કરવો બરાબર નથી. ખોટની સંભાવના પણ જાણી લેવી જોઇએ. ખોટ આવતાં તમે રસ્તે રઝળતા ભિખારી ના બની જાઓ, એવી રીતે વ્યાપાર કરવો જોઇએ.

**સભામાંથી** : પાપનો ઉદય હોય તો કરોડપતિ પણ રોડ-પતિ થઈ જાય છે ને ?

**મહારાજશ્રી** : પર્યાપ્ત વિચાર કરવા છતાંયે વિચારીને વ્યાપાર કરવા છતાંયે કયારેક અજુગતું બની જાય....કલ્પના બહારની પરિસ્થિતિ આવી પડે....એ વાત જુદી છે. બાકી, જાણી-બુઝીને કયો શ્રીમંત ભિખારી બનવા માંગશે ? તમે તમારી બુદ્ધિથી વિચારી-સમજીને વ્યાપાર કરો કે જેથી તમારે આર્થિક સંકટમાં સપડાવું ના પડે ! જો વ્યાપારમાં તમે ૧. કુળપરંપરા, ૨. અનિંદનીયતા, ૩. આર્થિક સ્થિતિનો વીચાર કરો છો, તમારી વ્યાપારની ક્રિયા ગૃહસ્થધર્મ બની જાય છે.

**વેપારમાં સમય પરખની જરૂરી ?**

વ્યાપાર-વ્યવસાયમાં જેમ આર્થિક સ્થિતિનો વિચાર કરવો

જરૂરી છે, તેમ કાળ–સમયની પરખ પણ અતિ આવશ્યક છે. કયા સમયે કયો વ્યાપાર કરવો જોઇએ. કયારે માલ ખરીદવો જોઇએ અને કયારે વેચવો જોઈએ. કઇ સીઝનમાં કયો વ્યાપાર કરવો જોઇએ. અને કઇ સીઝનમાં કયો વ્યાપાર નહી કરવો જોઈએ. આ પણ બુદ્ધિનો–તીવ્ર બુદ્ધિનો વિષય છે જેની પાસે આ બધું વિચારવાની ક્ષમતા નથી. આવું સોચવાની બુદ્ધિ નથી, એ લોકો ઊંધો ધંધો કરી બેસે છે અને એમને ખોટ સહેવી પડે છે.

વ્યાપારનું ક્ષેત્ર ના હોય....અને રાજસેવા, શ્રેષ્ઠિસેવા અથવા બીજી કોઈ નોકરી હોય, ત્યાં પણ સમયની સાવચેતી રાખવી નિતાંત આવશ્યક છે. જે સમયે જે કામ કરવાનો આદેશ માલિકે આપ્યો હોય, એ સમયે એ કામ કરી દેવું જોઇએ. જેટલો સમય નોકરી માટે નિયત કર્યો હોય એટલો વખત નોકરી આપવો જ જોઈએ.

**સભામાંથી** : આજે તો નોકરોનો ત્રાસ બહુ વધી ગયો આજે તો આ સિદ્ધાંત જ વિસરાઇ ગયો છે કે 'નોકરી ન્યાયપુરઃ છે. નોકરો તરફથી વ્યાપારી વર્ગને હેરાનગતિનો પાર નથી. નોકર નોકર નથી રહ્યા પણ માલિક બની બેઠા છે !

**મહારાજશ્રી** : આનું મૂળભૂત કારણ શોધવું જોઈએ. સર કરવી જોઈએ, નોકરીમાં પ્રમાણિકતા રાખવી જોઇએ.' નોકરો તરફથી ખાલી વ્યાપારી વર્ગને જ હેરાનગતિ નથી, સરકાર પણ એટલી જ પરેશાન છે. દિ' ઉગે ને હડતાળો થાય છે....દિં' ઉગે ને તોફાનો થાય છે. હિંસાનું વાતાવરણ ફેલાવાય છે. ઉદ્યોગોને સ્થગિત કરી દેવાય છે. આમ કરોંડો રૂપિયાઓનું નુકશાન થાય છે નોકરોએ દેશમાં આતંકપૂર્ણ વાતાવરણ જમાવી દીધું છે. આજે તો નોકરો અને મજદૂરોના પણ 'યુનિયનો' થઇ ગયા છે. 'યુનિયન'ના માધ્યમથી માલિકો સાથે ઝઘડા કરવામાં આવે છે. લડાઈ ને હિંસાનું વાતાવરણ રચાઇ જાય છે.

### સ્નેહ અને સહાનુભુતિના ઝરા સુકાયા :

માલિક અને નોકર વચ્ચેના સંબંધો પ્રેમપૂર્ણ નથી રહ્યા, સ્નેહ અને સહાનુભૂતિના ઝરા સૂકાઈ ગયા. માત્ર રૂપિયાનો સંબંધ જ રહ્યો છે. માલિક અને મજૂર, શેઠ અને નોકર બંને વચ્ચે ઊંડી ખાઈ થઇ ગઇ છે. નોકરો દિવસે દિવસે માલિકનો વિશ્વાસ ગુમાવતા જાય છે. જયાં અધિકારની અથડામણ હોય ત્યાં પ્રેમનું અમૃત સૂકાઇ જ જાય ! જે વ્યકિતના જીવનમાં પ્રેમનું અમૃત નથી રહેતું, એ વ્યક્તિનું જીવન જીવન નથી રહેતું, માત્ર એક હાલતું ચાલતું યંત્ર બની જાય છે ! પેલા માનવ–યંત્રની વાતો થાય છે ને ! બસ, એ 'રોબોટ' જ થયું છે આજના માનવીનું !

### અધિકારની આગના ભડકા સર્વત્ર !

અધિકારની અથડામણ બધે જ વ્યાપી ગઇ છે. ઘરેઘરે આ અથડામણની આગ ભભકે છે. પત્નિ પતિ પાસે અધિકાર માંગે છે, દિકરો બાપ પાસે હકની માંગણી કરેછે....નોકર માલિક પાસે અધિકાર માગે છે. પ્રજા સરકાર પાસે અધિકારની માંગ ઉઠાવે છે. બધે જ અધિકારની અથડામણ....હકની હાયવોય....ને અહંની આંધળી દોટ છે. કેટલાક ઠેકાણે વળી ધર્મસ્થાનોમાં પણ અધિકારની આંધળી અથડામણ થાય છે. મારવાડી કહે કે અમારો અપાસરો....અમારૂં દેરાસર....ગુજરાતી કહે....ના અમારો અધિકાર ! બધે જાણે આ આગના ભડકા થઈ રહ્યા છે.

વ્યાપારમાં જેમ કુળ પરંપરાનું ધ્યાન રાખવાનું છે, અનિંદનીયતાની સાવધાની રાખવાની છે, પોતાની સંપત્તિની તકેદારી રાખવાની છે તેમ સમયનું પણ ઉચિત ધ્યાન રાખવું જરૂરી છે. વ્યાપાર કરનારે

* **ક્યાં સમયે વ્યાપાર કરવો જોઇએ.**
* **કઈ સીઝનમાં કયો વ્યાપાર કરવો જોઇએ.**
* **કયા સમયે દુકાન બંધ રાખવી જોઇએ.**
* **કઈ સીઝનમાં વ્યાપાર ન કરવો જોઇએ.**

આ ચારે વાતોને બરાબર ધ્યાનમાં રાખવી જોઈએ. **પહેલી વાત છે** : કયા સમયે વ્યાપાર કરવો જોઈએ. જે વખતે, સવારે બપોરે અથવા સાંજે, જ્યારે ગ્રાહકો આવતા હોય ત્યારે દુકાન ખૂલ્લી રાખવી જોઈએ અને વ્યાપારમાં સમુચિત ધ્યાન આપવું જોઈએ. માની લો કે ગ્રાહકોની ભીડ સાંજે જામતી હોય અને તેમ બપોરથી જ દુકાન બંધ કરી દો તો તમારો વ્યપાર ઠપ થઈ જશે. **બીજી વાત છે** : કઈ સીઝનમાં કયો વ્યાપાર કરવો જોઈએ. એટલે કે તમારો વ્યાપાર મોસમી-'સીઝનલ' છે....તો શિયાળા અને ઉનાળામાં કયો વ્યાપાર કરો તો તમને વિશેષ અર્થલાભ થાય એમ છે, એ વાતની સમજણ તમારામાં હોવી જ જોઈએ. **ત્રીજી વાત છે** : કયા સમયે દુકાન બંધ રાખવી જોઈએ. જે વખતે ગામમાં પરમાત્મ-ભક્તિનો મહોત્સવ ચાલતો હોય,...ગામમાં કોઈ પ્રસિદ્ધ અથવા લોકપ્રિય માણસનું મૃત્યુ થઈ ગયું હોય,....પર્યુષણા મહાપર્વ જેવા પવિત્ર દિવસો હોય.... ગામમાં કરફ્યુ લદાયેલો હોય, ત્યારે તમારે દુકાન ખોલવી નહી જોઈએ. **ચોથી વાત છે** : કઈ સીઝનમાં વ્યાપાર નહી કરવો જોઈએ. તમે સમજો છો આ વાતને ? વર્ષાઋતુમાં ચોમાસામાં વ્યાપાર નહી કરવો જોઈએ. વર્ષાકાળ-ચાતુર્માસ એ તો ધર્મની આરાધના કરવાનો અણમોલ સમય છે. આ મોસમમાં વ્યાપાર-ધંધા બંધ રાખવા જ જોઈએ.

**સભામાંથી** : આખું ચોમાસું ધંધો કેમ રખાય ?

**મહારાજશ્રી** : કેમ ભાઈ ? શું ચોમાસા દરમ્યાન ધંધો નહી કરો તો ગરીબ થઈ જવાના ? શું ખાવાના ય સાંસા પડવાના ? હાં, જે લોકો નોકરી કરે છે અને ઘર-સંસારનું ગાડું હાંકે છે એ એ તો ચાર મહીના નોકરી ના છોડી શકે. પણ જેમની પાસે લાખો રૂપિયા છે, એઓ પણ શું ચાર મહીના દુકાન ના છોડી શકે ? દુકાને નહી જાય તો શું ભૂખ્યા મરી જશે ? પણ હૈયામાં ધન-

દોલતની આસક્તિનાં મૂળિયાં ઊંડે સુધી ખૂંપી ગયા છે. એમ કહો ! પૈસાની મમતાનો પાર નથી. અરે, તમે માની લો કે ચાર મહીના સુધી દુકાન બંધ ન રાખો....કંઇ વાંધો નહીં, દુકાન ભલે ખૂલી રહે પણ તમે દુકાને નહીં જાઓ તો શું ના ચાલે ? તમે જાણો છો ને કે ગુજરાતના સમ્રાટ કુમારપાળ મહારાજા ચાતુર્માસ દરમ્યાને ક્યારેય રાજ્યસભામાં પણ જતા નહોતા ! જિનાલયમાં પરમાત્મપૂજન કરવા જતા હતા અને ઉપાશ્રયે ગુરૂદેવના દર્શનાર્થે જતા હતા. બસ, ત્રીજી જગ્યાએ જવાનું જ નહીં ! આખા ગુજરાતનું સામ્રાજ્ય સંભાળતા હતા ! તમારે ક્યાં આખા ગામનું સામ્રાજ્ય સંભાળવાનું છે ! હશે સંભાળવાની તોયે, એક બે દુકાનો કે એક બે ફેક્ટરીઓ !

**સભામાંથી** : અમારી પાસે વળી આનાથી વધારે ક્યાંથી હોય ? આપની કૃપા થઇ જાય તો તો વળી....!

**મહારાજશ્રી** : એટલે શું ? મારી કૃપાથી અમારે તમારી દુકાનો વધારવી છે ખરું ને ? મારી કૃપાથી તમારે તમારી તિજોરી તર કરવી છે ખરું ને ? મારી કૃપાનો ઉપયોગ તમારે પાપ વધારવામાં કરવાનો છે કેમ ? શું કહેવું મારે હવે તમને ? મારી શું, કોઇપણ સાધુ–સંતની કૃપા, પાપ અથવા પાપનાં સાધન વધારવા માટે ના ઇચ્છશો, ના માંગશો. તમે તો એવી કૃપા માંગો કે ઘર અને દુકાનની મમતા જ છૂટી જાય ! મમતા થોડી પણ જો ઓછી થાય તો કમ સે કમ દૈનિક ધર્મઆરાધના છોડીને તો દુકાને નહીં ભાગો ! કેટલાક એટલા માટે વ્યાખ્યાન સાંભળવા નથી આવતા કારણકે એમને દુકાને જવાનું હોય છે ! કેટલાક લોકો એટલા માટે ભગવાનની પૂજા નથી કરતા કારણકે પૂજા કરવા જાય તો દુકાને પહોંચવામાં મોડું થઇ જાય !

## રાત્રિ ભોજનની ટેવ પડી ગઈ :

તમે વ્યવસાય એવો કરો છો ને કે તમારે રાત્રિભોજનના

આ ચારે વાતોને બરાબર ધ્યાનમાં રાખવી જોઈએ. **પહેલી વાત છે** : કયા સમયે વ્યાપાર કરવો જોઈએ. જે વખતે, સવારે બપોરે અથવા સાંજે, જ્યારે ગ્રાહકો આવતા હોય ત્યારે દુકાન ખૂલ્લી રાખવી જોઈએ અને વ્યાપારમાં સમુચિત ધ્યાન આપવું જોઈએ. માની લો કે ગ્રાહકોની ભીડ સાંજે જામતી હોય અને તેમ બપોરથી જ દુકાન બંધ કરી દો તો તમારો વ્યપાર ઠપ થઈ જશે. **બીજી વાત છે** : કઈ સીઝનમાં કયો વ્યાપાર કરવો જોઈએ. એટલે કે તમારો વ્યાપાર મોસમી-'સીઝનલ' છે....તો શિયાળા અને ઉનાળામાં કયો વ્યાપાર કરો તો તમને વિશેષ અર્થલાભ થાય એમ છે, એ વાતની સમજણ તમારામાં હોવી જ જોઈએ. **ત્રીજી વાત છે** : કયા સમયે દુકાન બંધ રાખવી જોઈએ. જે વખતે ગામમાં પરમાત્મ-ભક્તિનો મહોત્સવ ચાલતો હોય,...ગામમાં કોઈ પ્રસિદ્ધ અથવા લોયપ્રિય માણસનું મૃત્યુ થઈ ગયું હોય,....પર્યુષણા મહાપર્વ જેવા પવિત્ર દિવસો હોય.... ગામમાં કરફયુ લદાયેલો હોય, ત્યારે તમારે દુકાન ખોલવી નહી જોઈએ. **ચોથી વાત છે** : કઈ સીઝનમાં વ્યાપાર નહી કરવો જોઈએ. તમે સમજો છો આ વાતને ? વર્ષાઋતુમાં ચોમાસામાં વ્યાપાર નહી કરવો જોઈએ. વર્ષાકાળ-ચાતુર્માસ એ તો ધર્મની આરાધના કરવાનો અણમોલ સમય છે. આ મોસમમાં વ્યાપાર-ધંધા બંધ રાખવા જ જોઈએ.

**સભામાંથી** : આખું ચોમાસું ધંધો કેમ રખાય ?

**મહારાજશ્રી** : કેમ ભાઈ ? શું ચોમાસા દરમ્યાન ધંધો નહી કરો તો ગરીબ થઈ જવાના ? શું ખાવાના ય સાંસા પડવાના ? હાં, જે લોકો નોકરી કરે છે અને ઘર-સંસારનું ગાડું હાંકે છે એ. એ તો ચાર મહીના નોકરી ના છોડી શકે. પણ જેમની પાસે લાખો રૂપિયા છે, એઓ પણ શું ચાર મહીના દુકાન ના છોડી શકે ? દુકાને નહી જાય તો શું ભૂખ્યા મરી જશે ? પણ હૈયામાં ધન-

દોલતની આસક્તિનાં મૂળિયાં ઊંડે સુધી ખૂપી ગયા છે. એમ કહો ! પૈસાની મમતાનો પાર નથી. અરે, તમે માની લો કે ચાર મહીના સુધી દુકાન બંધ ન રાખો....કંઈ વાંધો નહી, દુકાન ભલે ખૂલી રહે પણ તમે દુકાને નહી જાઓ તો શું ના ચાલે ? તમે જાણો છો ને કે ગુજરાતના સમ્રાટ કુમાળપાળ મહારાજા ચાતુર્માસ દરમ્યાને કયારેય રાજયસભામાં પણ જતા નહોતા ! જિનાલયમાં પરમાત્મપૂજન કરવા જતા હતા અને ઉપાશ્રયે ગુરૂદેવના દર્શનાર્થે જતા હતા. બસ, ત્રીજી જગ્યાએ જવાનું જ નહી ! આખા ગુજરાતનું સામ્રાજ્ય સંભાળતા હતા ! તમારે કયાં આખા ગામનું સામ્રાજ્ય સંભાળવાનું છે ? હશે સંભાળવાની તોયે, એક બે દુકાનો કે એક બે ફેકટરીઓ !

**સભામાંથી :** અમારી પાસે વળી આનાથી વધારે કયાંથી હોય ? આપની કૃપા થઇ જાય તો તો વળી....!

**મહારાજશ્રી :** એટલે શું ? મારી કૃપાથી અમારે તમારી દુકાનો વધારવી છે ખરૂં ને ? મારી કૃપાથી તમારે તમારી તિજોરી તર કરવી છે ખરૂં ને ? મારી કૃપાનો ઉપયોગ તમારે પાપ વધારવામાં કરવાનો છે કેમ ? શું કહેવું મારે હવે તમને ? મારી શું, કોઇપણ સાધુ-સંતની કૃપા, પાપ અથવા પાપનાં સાધન વધારવા માટે ના ઇચ્છશો, ના માંગશો. તમે તો એવી કૃપા માંગો કે ઘર અને દુકાનની મમતા જ છૂટી જાય ! મમતા થોડી પણ જો ઓછી થાય તો કમ સે કમ દૈનિક ધર્મઆરાધના છોડીને તો દુકાને નહી ભાગો ! કેટલાક એટલા માટે વ્યાખ્યાન સાંભળવા નથી આવતા કારણકે એમને દુકાને જવાનું હોય છે ! કેટલાક લોકો એટલા માટે ભગવાનની પૂજા નથી કરતા કારણકે પૂજા કરવા જાય તો દુકાને પહોંચવામાં મોડું થઇ જાય !

## રાત્રિ ભોજનની ટેવ પડી ગઈ :

તમે વ્યવસાય એવો કરો છો ને કે તમારે રાત્રિભોજનના

કરવું પડે ? સાંજે, સૂર્યાસ્ત પહેલાં જમી લો છો ને ? આજકાલ તો રાત્રિભોજન કરતાં કોઈપણ જાતની અરેરાટી પણ થતી નથી ! બોલો થાય છે અરેરાટી ? દુકાને કોઈ ગ્રાહકોની ભીડ ના હોય તોયે જમવાનું તો રાત્રે જ ને ? જાણે રાત્રિભોજનની ટેવ પડી ગઈ છે !

જે પ્રમાણે વ્યાપારમાં સંપત્તિનો, સમયનો ખ્યાલ રાખવાનો છે તેમ ક્ષેત્ર–સ્થાનની પણ એટલી જ કાળજી રાખવાની છે. કયા પ્રદેશમાં કયો વ્યાપાર કરવો જોઈએ જે ગામમાં કયો વ્યાપાર ચાલી શકે એમ છે, એ વાતનો ખ્યાલ કરવો જોઈએ. જે ગામમાં જે ધંધો ના ચાલતો હોય એવો ધંધો નહી કરવો જોઈએ. કઈ જગ્યાએ દુકાન ખોલવી જોઈએ અને કઈ જગ્યાએ દુકાન નહી ખોલવી જોઈએ, આ વાતનું પણ ધ્યાન રાખવું જોઈએ. આવું ધ્યાન રાખીને કામ કરો તો ઘણી બધી મુશ્કેલીઓથી તમે બચી શકો.

### વ્યાપારમાં સફળતાની 'માસ્ટર કી' !

વ્યાપારમાં, નોકરીમાં છેલ્લી એક વાત ખૂબ જ મહત્ત્વની છે. એ છે ન્યાયની–પ્રમાણિકતાની. અર્થોપાર્જન કરવામાં–પૈસા કમાવવામાં તમારો વ્યવહાર શુદ્ધ જોઈએ. ન્યાયપરાયણતા એ તો વ્યાપાર–વ્યવસાયમાં સફળ થવાની માસ્ટર–કી છે. તમારામાં ન્યાયપરાયણતા કેટલી છે એનુ ભાન તમને હું કેટલાક પ્રશ્નો આપુ છું, એના દ્વારા થઈ શકશે. બરાબર સાંભળજો આ પ્રશ્નોને, 'નોટ ડાઉન' કરી લેવા જોઈએ આવા પ્રશ્નો તમારે.

(૧) તમે વ્યાપારમાં કોઈપણ પ્રકારની ભેળસેળ તો નથી કરતા ને ?

(૨) તમે વ્યાપારમાં ખોટા માપ–તોલ તો નથી રાખતા ને ?

(૩) વધારે પૈસા લઈને ઓછો માલ તો નથી આપતા ને ?

(૪) સારૂ 'સેમ્પલ' બતાડી ખરાબ માલ તો પહોંચતો નથી કરતાને ?

(૫) રૂપિયાઓનું વ્યાજ વધારે પડતું નથી લેતા ને ?

(૬) કોઈની પાસેથી રૂપિયા માંગતા હો તો વસૂલ કરતી વખતે ગરીબો ઉપર જુલમ તો નથી આચરતા ને ?

આ બધી વાતો આપણે વિસ્તારથી વિચારીશું. સમજશું. કારણ કે આ વાતો આજના વ્યાપારી વર્ગનું નબળું પાસું છતું કરે છે. જો તમે આ વાતોને બરાબર ધ્યાનમાં લો અને વ્યવહારમાં ઉતારો તો અર્થોપાર્જનની ક્રિયા તમારા માટે ધર્મ બની શકે એમ છે.

**અર્થોપાર્જનનાં સારા લક્ષ્ય :**

તમારું લક્ષ્ય માત્ર સુખનું ન હોવું જોઈએ, અર્થોપાર્જનનું લક્ષ્ય આજીવિકા ચલાવવાનું હોય તેમ દીન, દુઃખી-અનાથ-અપંગ ગરીબ લોકોના ઉદ્ધારનું પણ લક્ષ્ય હોવું જરૂરી છે. 'મારી પાસે જો પુરતા પૈસા હોય તો હું દીન-દુઃખીનાં દુઃખ દૂર કરી દઉં....ગરીબોની ગરીબી મિટાવી દઉં....ભૂખ્યાઓ માટે ભોજનશાળા ખોલી દઉં....તરસ્યાઓ માટે પરબો મંડાવું...બેઘર અને આશ્રયવિહોણાં માનવીઓ માટે રહેવાની જગ્યા આપું !'

મનમાં આવી પરમાર્થ અને પરોપકારની તીવ્ર ભાવનાઓ ભરીને જો તમે ન્યાયપુરસ્સર અર્થોપાર્જન કરતા રહો તો એ તમારો અર્થોપાર્જનનો પુરુષાર્થ પણ ગૃહસ્થધર્મ બની જશે. જો ગૃહસ્થ અર્થોપાર્જનનો ઉચિત પુરૂષાર્થ નથી કરતો તો એનો ધર્મપુરુષાર્થ અવરોધાય છે. આવા લોકોએ તો પછી દીક્ષા લઈને સાધુ બની જવું જોઈએ ! ટીકાકાર આચાર્યશ્રીએ કહ્યું છે.

वित्तोवोच्छेयंमि य गिहिणो सीयंति सव्व किरियाओ ।
निखेक्खवस्स उ जुतो सपुण्णो संजमो चेव ।।

એનું જીવન અશાંતિ અને સંતાપથી ભરાઇ જવાનું. ભૌતિક સુખની વિપુલ સામગ્રી એની પાસે હોવા છતાંયે એ શાંતિ, સમતા અને પ્રસન્નતા અનુભવ નહી કરી શકે. તમારા લોકોમાંથી ઘણાંને આવો અનુભવ હશે! જ છે ને આવો અનુભવ ?

**અશુદ્ધ મન–અશુદ્ધ વ્યવહાર :**

ન્યાયનો અર્થ છે શુદ્ધ વ્યવહાર તમારે તમારા વ્યાપાર અથવા નોકરીમાં વ્યવહાર શુદ્ધ રાખવો જોઈએ. પરંતુ જયાં સુધી માણુસનું મન અશુદ્ધ હોય છે ત્યાં સુધી એનો વ્યવહાર શુદ્ધ કેવી રીતે થશે? મનમાં એક બહુ મોટી અશુદ્ધિ ઘર કરી ગઈ છે, એ અશુદ્ધિ છે શ્રીમંત બનવાની વાસના! પૈસાદાર બનવાની તીવ્ર કામના! આ વાસના જ મનુષ્યના વ્યવહારને અશુદ્ધ બનાવે છે. **ધનવાન બનવાની તીવ્ર આકાંક્ષા પુણ્ય–પાપના સિદ્ધાંતોને ભૂલાવી દે છે.** 'મારા પુણ્યકર્મનો ઉદય થશે ત્યારે જ હું પૈસાદાર બની શકીશ' આ સિદ્ધાંતને વાસનાવિવશ મનુષ્ય ભૂલી જાય છે. 'મારા પાપકર્મોનો ઉદય હશે તો હું નિર્ધન જ રહેવાનો,' આ સિદ્ધાત સાવ કોરાણે મૂકાઇ જાય છે, ધનવાન બનવાની તીવ્ર તમન્નાં તરફડતા હૈયામાં! એટલા જ માટે એવા લોકો અર્થોપાર્જનમાં ન્યાય–અન્યાય, નીતિ–અનીતિ, શુદ્ધિ–અશુદ્ધિના ભેદ ભૂલીને, પૈસા કમાવવા આંધળો પુરુષાર્થ કર્યા કરે છે. આનાથી નથી તો એનું વર્તમાન જીવન સુખમય બનતું કે નથી એનું પારલૌકિક જીવન સુખમય બનતું. આ જીવનમાંયે દુઃખ અને આવનારા જીવનમાંયે દુઃખ! ઉભય જીવન દુઃખથી સળગી ઉઠે છે. હજુ પણ ચેતી જાવ. તમારે જો બંને જીવન ન બગાડવા હોય.... બરબાદ ન કરવા હોય તો અન્યાયના માર્ગથી હઠી જાવ....છોડી દો : રસ્તો નહ 'બાવાના બેય બગડયાં' જેવું થશે.

નામનો શેઠ હતો. સોના ચાંદીની એની દુકાન હતી. ખૂબ બેઈમાન અને એક નંબરનો ઠગ હતો એ શેઠ. પૂર્વજન્મમાં ઉપાર્જિત પુણ્ય એની પાસે હતું પણ એની બુદ્ધિ અશુદ્ધ હતી. પુણ્યના કારણે બેઈમાની-દગાબાજી કરવા છતાંયે એણે ઘણા પૈસા કમાવ્યા હતા. લાખો રૂપિયા ભેગા કર્યા હતા. થાય છે આવું પુણ્યકર્મના ઉદયથી. પણ એ પુણ્યકર્મ કંઈ બધાને જીંદગી સુધી ટકતું નથી. જેવું પુણ્યકર્મ પુરૂં થાય કે બધા પૈસા ચાલ્યા જાય. બધી સંપત્તિ હવા થઈ જાય!

લક્ષ્મીદાસને એક જ દીકરો હતો. છોકરો સાવ ભલો-ભોળો હતો. બાપની જેમ બેઈમાની કરતા હજુ એ શીખ્યો નહોતો. લક્ષ્મીદાસના હૈયે આ વાતનો બહુ અજંપો હતો કે એનો આ છોકરો હજુ સુધી ધંધો કરવામાં પાવરધો નથી થયો! સમજી ગયાને તમે, 'પાવરધો નથી થયો' એટલે? હજુ એણે ગ્રાહકોને ઉઠા ભણાવવાની કળા શીખી નહોતી!

### દીકરાની સારી વાત ગમે ખરી?

તમને લોકોને તો આવું નથી થતું ને? માની લો કે તમે બે નંબરનો ધંધો કરો છો. તમે તમારા દીકરાને પણ એવો ધંધો કરવા માટે કહો છો. દીકરો આદર્શવાદી છે. એ ઇન્કાર કરી દે છે. એટલું જ નહી....પણ એ તમને સલાહ-શીખામણ આપે: 'બાપુજી, તમારે આવો ધંધો નહી કરવો જોઇએ. તમે પરમાત્માના દેરાસરે જાઓ છો....ધર્મગુરૂઓ પાસે જાઓ છો....ધર્મની ક્રિયાઓ કરો છો....તમે છોડી દો આ બે નંબરનો ધંધો....!' તમે છોકરાની વાત સાંભળીને નારાજ તો નથી થતા ને?

**સભામાંથી :** નારાજ તો શું ગુસ્સાથી ધમધમી જઈએ!

**મહારાજશ્રી :** દીકરાની સારી પણ વાત શું તમને નથી ગમતી? નથી ગમતી, જો એ તમને પૈસા કમાવાથી રોકે છે! ધંધામાં દખલ કરે છે....! અરે....દીકરો તો ઠીક, જો હું પણ તમને

ગૃહસ્થની આજીવિકાનો વિચ્છેદ થવાથી એની બધી ક્રિયાઓ, એના બધા વ્યવહારો શિથિલ બની જાય છે. જેને અર્થોપાર્જન કરવાની અભિલાષા નથી એણે તો સાધુ થઈ જવું એજ ઉચિત છે.'

તમારો શું વિચાર છે બોલો ? હજુ વિચાર કરવાનો છે ? સારૂં, ત્યારે કાલે વિચાર કરીને આવજો, આજે બસ, આટલું જ !



* ધર્મવિહોણા શ્રીમન્તોને મહત્વ આપીને આપણે આપણા જ સંઘ અને સમાજની ઘોર ખોદી રહ્યા છીએ. દિવસે દિવસે સંઘ અને સમાજના નૈતિક મૂલ્યો વધું ને વધું ઘસાઈ રહ્યાં છે. આના માટે બીજું કોઈ નહી પણ આપણે જ જવાબદાર છીએ!

* સ્વેચ્છયા-સમતાપૂર્વક જો દુઃખ સહન કરવામાં આવે તો આત્મા પર લાગેલાં અનંત-અનંત કર્મો અવશ્ય નષ્ટ થઈ જાય! દુઃખ સહેવામાં જરીયે આર્તધ્યાન કે દીનતભરી લાચારી ના ભળવી જોઇએ.

* ફેશનની પાછળ પાગલ....વ્યસનોમાં વ્યાકુળ અને આંધળા અનુકરણમાં આસક્ત જીવો માટે આ મોક્ષ-માર્ગ છે જ નહીં! ભોગાસક્ત જીવો આ માર્ગને સમજી પણ ના શકે!

# પ્રવચન/૪

મહાન શ્રુતધર આચાર્ય શ્રી હરિભદ્રસૂરિજીએ 'ધર્મબિંદુ' ગ્રંથમાં સામાન્ય ગૃહસ્થધર્મની જે વ્યાખ્યા કરી છે તે ખરેખર મર્મગ્રાહી છે. એમણે સહુ પ્રથમ ગૃહસ્થજીવનના નિર્વાહ માટે અર્થોપાર્જન કેવી રીતે કરવું જોઇએ, આ વાતની ચર્ચા વિસ્તારથી કરી છે. ગૃહસ્થના માટે અર્થોપાર્જન કરવું અનિવાર્ય છે. અર્થોપાર્જન કર્યા વગર ગૃહસ્થજીવનનો નિર્વાહ થઇ શકતો નથી. પણ એ વાત ભૂલવા જેવી નથી કે માત્ર પૈસા કમાવવાથી ગૃહસ્થ સુખી નથી બની જતો. જો એ અન્યાય અને અનીતિથી પૈસા કમાય છે તો

એનું જીવન અશાંતિ અને સંતાપથી ભરાઇ જવાનું. ભૌતિક સુખની વિપુલ સામગ્રી એની પાસે હોવા છતાંયે એ શાંતિ, સમતા અને પ્રસન્નતા અનુભવ નહી કરી શકે. તમારા લોકોમાંથી ઘણાંને આવો અનુભવ હશે! જ છે ને આવો અનુભવ?

### અશુદ્ધ મન–અશુદ્ધ વ્યવહાર :

ન્યાયનો અર્થ છે શુદ્ધ વ્યવહાર તમારે તમારા વ્યાપાર અથવા નોકરીમાં વ્યવહાર શુદ્ધ રાખવો જોઈએ. પરંતુ જ્યાં સુધી માણસનું મન અશુદ્ધ હોય છે ત્યાં સુધી એનો વ્યવહાર શુદ્ધ કેવી રીતે થશે? મનમાં એક બહુ મોટી અશુદ્ધિ ઘર કરી ગઈ છે, એ અશુદ્ધિ છે શ્રીમંત બનવાની વાસના! પૈસાદાર બનવાની તીવ્ર કામના! આ વાસના જ મનુષ્યના વ્યવહારને અશુદ્ધ બનાવે છે. **ધનવાન બનવાની તીવ્ર આકાંક્ષા પુણ્ય-પાપના સિદ્ધાંતોને ભૂલાવી દે છે.** 'મારા પુણ્યકર્મનો ઉદય થશે. ત્યારે જ હું પૈસાદાર બની શકીશ' આ સિદ્ધાંતને વાસનાવિવશ મનુષ્ય ભૂલી જાય છે. 'મારા પાપકર્મોનો ઉદય હશે તો હું નિર્ધન જ રહેવાનો,' આ સિદ્ધાત સાવ કોરાણે મૂકાઇ જાય છે, ધનવાન બનવાની તીવ્ર તમન્નાં તરફડતા હૈયામાં! એટલા જ માટે એવા લોકો અર્થોપાર્જનમાં ન્યાય–અન્યાય, નીતિ–અનીતિ, શુદ્ધિ–અશુદ્ધિના ભેદ ભૂલીને, પૈસા કમાવવા આંધળો પુરુષાર્થ કર્યા કરે છે. આનાથી નથી તો એનું વર્તમાન જીવન સુખમય બનતું કે નથી એનું પારલૌકિક જીવન સુખમય બનતું. આ જીવનમાંયે દુઃખ અને આવનારા જીવનમાંયે દુઃખ! ઉભય જીવન દુઃખથી સળગી ઉઠે છે. હજુ પણ ચેતી જાવ. તમારે જો બંને જીવન ન બગાડવા હોય.... બરબાદ ન કરવા હોય તો અન્યાયના માર્ગથી હઠી જાવ....છોડી દો એ રસ્તો નહીતર 'બાવાના બેય બગડયાં' જેવું થશે.

### ધંધામાં પાવરધો–એટલે? લક્ષ્મીદાસ શેઠ :

એક નાનકડું શહેર હતું. એ શહેરમાં એક લક્ષ્મીદાસ

નામનો શેઠ હતો. સોના ચાંદીની એની દુકાન હતી. ખૂબ બેઈમાન અને એક નંબરનો ઠગ હતો એ શેઠ. પૂર્વજન્મમાં ઉપાર્જિત પુણ્ય એની પાસે હતું પણ એની બુદ્ધિ અશુદ્ધ હતી. પુણ્યના કારણે બેઈમાની-દગાબાજી કરવા છતાંયે એણે ઘણા પૈસા કમાવ્યા હતા. લાખો રૂપિયા ભેગા કર્યા હતા. થાય છે આવું પુણ્યકર્મના ઉદયથી. પણ એ પુણ્યકર્મ કંઈ બધાને જીંદગી સુધી ટકતું નથી. જેવું પુણ્યકર્મ પુરૂં થાય કે બધા પૈસા ચાલ્યા જાય. બધી સંપત્તિ હવા થઈ જાય !

લક્ષ્મીદાસને એક જ દીકરો હતો. છોકરો સાવ ભલો-ભોળો હતો. બાપની જેમ બેઈમાની કરતા હજુ એ શીખ્યો નહોતો. લક્ષ્મીદાસના હૈયે આ વાતનો બહુ અજંપો હતો કે એનો આ છોકરો હજુ સુધી ધંધો કરવામાં પાવરધો નથી થયો ! સમજી ગયાને તમે, 'પાવરધો નથી થયો' એટલે ? હજુ એણે ગ્રાહકોને ઉઠા ભણાવવાની કળા શીખી નહોતી !

### દીકરાની સારી વાત ગમે ખરી ?

તમને લોકોને તો આવું નથી થતું ને ? માની લો કે તમે બે નંબરનો ધંધો કરો છો. તમે તમારા દીકરાને પણ એવો ધંધો કરવા માટે કહો છો. દીકરો આદર્શવાદી છે. એ ઇન્કાર કરી દે છે. એટલું જ નહી....પણ એ તમને સલાહ-શીખામણ આપે : 'બાપુજી, તમારે આવો ધંધો નહી કરવો જોઈએ. તમે પરમાત્માના દેરાસરે જાઓ છો....ધર્મગુરૂઓ પાસે જાઓ છો....ધર્મની ક્રિયાઓ કરો છો....તમે છોડી દો આ બે નંબરનો ધંધો....!' તમે છોકરાની વાત સાંભળીને નારાજ તો નથી થતા ને ?

**સભામાંથી :** નારાજ તો શું ગુસ્સાથી ધમધમી જઈએ !

**મહારાજશ્રી :** દીકરાની સારી પણ વાત શું તમને નથી ગમતી ? નથી ગમતી, જો એ તમને પૈસા કમાવાથી રોકે છે ! ધંધામાં દખલ કરે છે....! અરે....દીકરો તો ઠીક, જો હું પણ તમને

બે નંબરનો ધંધો કરવાની ના પાડું....નહી કરવાનો આગ્રહ કરૂ.... તો કદાચ તમે મારા પર પણ ગુસ્સે થઈ જાવ કેમ ખરૂં ને?

**સભામાંથી :** આપ તો આટલું કહો છો તોયે આપના પ્રત્યે ગુસ્સો નથી આવતો!

**મહારાજશ્રી :** એ તો એટલા માટે, કરણ કે હું તમારામાંથી કોઇને વ્યકિતગત નથી કહેતો! જો હું વ્યકિતગત કહી દઉં કે.... 'તમારા જેવા ભગત માણસે આવા ખોટા ધંધા નહી કરવા જોઇએ તમને આ શોભતું નથી–આવા ધંધા કરવાથી ઘોર પાપ લાગે છે. આત્મા દુર્ગતિમાં ચાલ્યો જશે.' તો કદાચ તમે બીજા દિવસે મારા ઉપાશ્રયમાં આવવાનું પણ બંધ કરી દો! તમારા સ્વાર્થમાં બાધક એવી સારી વાત પણ તમને ગમતી નથી, તમે એને સ્વીકારતા નથી અલબત, લક્ષ્મીદાસના છોકરાએ ક્યારેય લક્ષ્મીદાસને બેઇમાની નહી કરવાની સલાહ નહોતી આપી, પણ છોકરો એટલો બુધ્ધિમાન પણ નહોતો કે એ બેઇમાની કરી શકે! બેઇમાની કરવા માટે પણ બુધ્ધિ જોઇએ! મોટાભાગે બુધ્ધિમાન લોકો જ બેઇમાન જોવા મળે છે!

## ભય ત્યાં અશાન્તિ ભય ત્યાં દુઃખ!

અન્યાય....અનીતિ....અપ્રમાણિકતા....બેઇમાની કરીને લક્ષ્મીદાસે બે લાખ રૂપિયા ભેગા કરી લીધા હતા. પણ એ હંમેશા ચિંતાથી ઘેરાયેલો રહેતો હતો ભયના પડછાયા એને હંમેશા ડરાવતા હતા. એને ચોરોનો ભય સતાવતો હતો....ડાકુઓનો ડર સતાવતો હતો. જ્યાં ભય ત્યાં અશાંતિ! જ્યાં ભય ત્યાં દુઃખ! લોકો પણ જાણી ગયા હતા કે 'લક્ષ્મીદાસે બેઇમાનીથી લાખો રૂપિયા ભેગા કર્યા છે.' લોકોની નજરમાં લક્ષ્મીદાસનું સ્થાન ઉતરી ગયું હતું. લક્ષ્મીદાસની ગણત્રી સજ્જન પુરૂષોમાં થતી નહોતી.

**સભામાંથી :** આ જમાનામાં તો પૈસાદાર જ સજ્જન સનાય છે! નૈતિક–ધાર્મિક સ્તર તો જોવાય છે જ ક્યાં? સમાજમાં અને સંઘમાં પણ પૈસાદારોની જ બોલબાલા છે. બધે પૈસાની પૂજા છે!

**મહારાજશ્રી :** શું આજે જે કંઈ બની રહ્યું છે તે બરાબર છે? ઉચિત છે? બેઈમાન શ્રીમંતોને, દુરાચારી શ્રીમંતોને, ધર્મહીન શ્રીમંતોને ઇજ્જત આપીને, પ્રતિષ્ઠા આપીને....શું સંઘ અને સમાજ સારૂં કામ કરી રહ્યો છે? સંઘ અને સમાજમાં દિવસે દિવસે નૈતિક મૂલ્યોનો નાશ થતો જાય છે. જે વાત વધારે લોકો કરે એ વાત કંઈ મહત્વપૂર્ણ નથી હોતી. 'બધા લોકો બેઇમાની કરે છે....માટે અમે પણ કરીએ છીએ....આજ-કાલતો બેઇમાની કર્યા વગર ચાલતું જ નથી....બધા ધંધા....બધા વ્યવસાય એવા જ થઈ ગયા છે.... ભ્રષ્ટાચાર વ્યાપક બનતો જાય છે.' આવું વિચારે છે ને ભ્રષ્ટાચાર આચરે છે! જો સમાજમાં અને સંઘમાં નૈતિકતાનું મૂલ્યાંકન નહી કરવામાં આવે, ધાર્મિકતાને અભિનંદવામાં નહી આવે, તો સામાન્ય બુદ્ધિવાળા માણસો નૈતિકતા અને ધાર્મિકતા પ્રત્યે આકર્ષિત નહી થાય. સંઘ અને સમાજ જો માત્ર ધનવાનોની જ પ્રશંસા ગાયા કરશે....પૈસાદારોની જ પગચંપી કર્યા કરશેતો સામાન્ય મનુષ્ય ધન-સંપત્તિના પ્રત્યે ખેંચાયા વગર નહી રહે. ધનની કામના કરતાંયે માનની વાસના વધુ પ્રબળ હોય છે. મનુષ્ય, સંઘ અને સમાજમાં પ્રતિષ્ઠા-માન-સન્માનભર્યું સ્થાન તો ઝંખે છે જ. જેવા બનવાથી.... જે કંઈ કરવાથી સંઘ અને સમાજમાં માન-સન્માન મળે એમ હોય, એ બધું જ કરવા માટે એ તૈયાર થઇ જાય છે. આજે જ્યારે બેઇમાની પૈસાદારોને પણ સમાજમાં ઊંચુ સ્થાન મળે છે....ત્યારે સામાન્ય માનવી બેઇમાની કરતા કેમ ખચકાશે? જુના જમાનામાં બેઈમાની નહોતી એવું નથી, કેટલાક લોકો જેમ બેઈમાન હોતા'તા એમ કેટલાક ઇમાનદાર પણ હોતા'તા. આજકાલ તો ઇમાનદારને શોધવા નીકળવું પડે એવું છે? કોઇ વળી લાખમાં એકાદ મળી જાયતો નશીબ! શહેરમાં લક્ષ્મીદાસ જેવા બેઈમાન લોકો હતા, એમ કેટલાક પ્રામાણિક-ઇમાનદાર લોકો પણ એ શહેરમાં વસતા હતા. શહેરમાં એવી પ્રામાણિક માણસોની પ્રતિષ્ઠા હતી. ઈજ્જત હતી, રાજા પણ આવા ઇમાનદારોને આદર આપતો હતો.

બે નંબરનો ધંધો કરવાની ના પાડું....નહી કરવાનો આગ્રહ કરું.... તો કદાચ તમે મારા પર પણ ગુસ્સે થઈ જાવ કેમ ખરું ને?

**સભામાંથી :** આપ તો આટલું કહો છો તોયે આપના પ્રત્યે ગુસ્સો નથી આવતો !

**મહારાજશ્રી :** એ તો એટલા માટે, કરણ કે હું તમારામાંથી કોઈને વ્યકિતગત નથી કહેતો ! જો હું વ્યકિતગત કહી દઉં કે.... 'તમારા જેવા ભગત માણસે આવા ખોટા ધંધા નહી કરવા જોઈએ તમને આ શોભતું નથી–આવા ધંધા કરવાથી ઘોર પાપ લાગે છે. આત્મા દુર્ગતિમાં ચાલ્યો જશે.' તો કદાચ તમે બીજા દિવસે મારા ઉપાશ્રયમાં આવવાનું પણ બંધ કરી દો ! તમારા સ્વાર્થમાં બાધક એવી સારી વાત પણ તમને ગમતી નથી, તમે એને સ્વીકારતા નથી અલબત, લક્ષ્મીદાસના છોકરાએ ક્યારેય લક્ષ્મીદાસને બેઇમાની નહી કરવાની સલાહ નહોતી આપી, પણ છોકરો એટલો બુદ્ધિમાન પણ નહોતો કે એ બેઇમાની કરી શકે ! બેઇમાની કરવા માટે પણ બુદ્ધિ જોઇએ ! મોટાભાગે બુદ્ધિમાન લોકો જ બેઇમાન જોવા મળે છે !

**ભય ત્યાં અશાન્તિ ભય ત્યાં દુઃખ !**

અન્યાય....અનીતિ....અપ્રમાણિકતા....બેઇમાની કરીને લક્ષ્મીદાસે બે લાખ રૂપિયા ભેગા કરી લીધા હતા. પણ એ હંમેશા ચિંતાથી ઘેરાયેલો રહેતો હતો ભયના પડછાયા એને હંમેશા ડરાવતા હતા. એને ચોરોનો ભય સતાવતો હતો....ડાકુઓનો ડર સતાવતો હતો. જ્યાં ભય ત્યાં અશાંતિ ! જ્યાં ભય ત્યાં દુઃખ ! લોકો પણ જાણી ગયા હતા કે 'લક્ષ્મીદાસે બેઇમાનીથી લાખો રૂપિયા ભેગા કર્યા છે.' લોકોની નજરમાં લક્ષ્મીદાસનું સ્થાન ઉતરી ગયું હતું. લક્ષ્મીદાસની ગણત્રી સજ્જન પુરૂષોમાં થતી નહોતી.

**સભામાંથી :** આ જમાનામાં તો પૈસાદાર જ સજ્જન મનાય છે ! નૈતિક–ધાર્મિક સ્તર તો જોવાય છે જ ક્યાં ? સમાજમાં અને સંઘમાં પણ પૈસાદારોની જ બોલબાલા છે. બધે પૈસાની પૂજા છે !

મહારાજશ્રી : શું આજે જે કંઈ બની રહ્યું છે તે બરાબર છે? ઉચિત છે? બેઈમાન શ્રીમંતોને, દુરાચારી શ્રીમંતોને, ધર્મહીન શ્રીમંતોને ઇજ્જત આપીને, પ્રતિષ્ઠા આપીને....શું સંઘ અને સમાજ સારું કામ કરી રહ્યો છે? સંઘ અને સમાજમાં દિવસે દિવસે નૈતિક મૂલ્યોનો નાશ થતો જાય છે. જે વાત વધારે લોકો કરે એ વાત કંઇ મહત્વપૂર્ણ નથી હોતી. 'બધા લોકો બેઇમાની કરે છે....માટે અમે પણ કરીએ છીએ....આજ-કાલતો બેઇમાની કર્યા વગર ચાલતું જ નથી....બધા ધંધા....બધા વ્યવસાય એવા જ થઇ ગયા છે.... ભ્રષ્ટાચાર વ્યાપક બનતો જાય છે.' આવું વિચારે છે ને ભ્રષ્ટાચાર આચરે છે! જો સમાજમાં અને સંઘમાં નૈતિકતાનું મૂલ્યાંકન નહી કરવામાં આવે, ધાર્મિકતાને અભિનંદવામાં નહી આવે, તો સામાન્ય બુદ્ધિવાળા માણસો નૈતિકતા અને ધાર્મિકતા પ્રત્યે આકર્ષિત નહી થાય. સંઘ અને સમાજ જો માત્ર ધનવાનોની જ પ્રશંસા ગાયા કરશે....પૈસાદારોની જ પગચંપી કર્યા કરશેતો સામાન્ય મનુષ્ય ધન-સંપત્તિના પ્રત્યે ખેંચાયા વગર નહી રહે. ધનની કામના કરતાંયે માનની વાસના વધુ પ્રબળ હોય છે. મનુષ્ય, સંઘ અને સમાજમાં પ્રતિષ્ઠા-માન-સન્માનભર્યું સ્થાન તો ઝંખે છે જ. જેવા બનવાથી.... જે કંઈ કરવાથી સંઘ અને સમાજમાં માન-સન્માન મળે એમ હોય, એ બધું જ કરવા માટે એ તૈયાર થઇ જાય છે. આજે જ્યારે બેઇમાની પૈસાદારોને પણ સમાજમાં ઊંચુ સ્થાન મળે છે....ત્યારે સામાન્ય માનવી બેઇમાની કરતા કેમ ખચકાશે? જુના જમાનામાં બેઈમાની નહોતી એવું નથી, કેટલાક લોકો જેમ બેઈમાન હોતા'તા એમ કેટલાક ઇમાનદાર પણ હોતા'તા. આજકાલ તો ઇમાનદારને શોધવા નીકળવું પડે એવું છે? કોઇ વળી લાખમાં એકાદ મળી જાયતો નશીબ! શહેરમાં લક્ષ્મીદાસ જેવા બેઈમાન લોકો હતા, એમ કેટલાક પ્રામાણિક-ઇમાનદાર લોકો પણ એ શહેરમાં વસતા હતા. શહેરમાં એવી પ્રામાણિક માણસોની પ્રતિષ્ઠા હતી. ઈજ્જત હતી, રાજા પણ આવા ઇમાનદારોને આદર આપતો હતો.

બે નંબરનો ધંધો કરવાની ના પાડું....નહી કરવાનો આગ્રહ કરૂં.... તો કદાચ તમે મારા પર પણ ગુસ્સે થઈ જાવ કેમ ખરૂં ને?

**સભામાંથી:** આપ તો આટલું કહો છો તોયે આપના પ્રત્યે ગુસ્સો નથી આવતો!

**મહારાજશ્રી:** એ તો એટલા માટે, કારણ કે હું તમારામાંથી કોઈને વ્યકિતગત નથી કહેતો! જો હું વ્યકિતગત કહી દઉં કે.... 'તમારા જેવા ભગત માણસે આવા ખોટા ધંધા નહી કરવા જોઈએ તમને આ શોભતું નથી–આવા ધંધા કરવાથી ઘોર પાપ લાગે છે. આત્મા દુર્ગતિમાં ચાલ્યો જશે.' તો કદાચ તમે બીજા દિવસે મારા ઉપાશ્રયમાં આવવાનું પણ બંધ કરી દો! તમારા સ્વાર્થમાં બાધક એવી સારી વાત પણ તમને ગમતી નથી, તમે એને સ્વીકારતા નથી અલબત્ત, લક્ષ્મીદાસના છોકરાએ કયારેય લક્ષ્મીદાસને બેઇમાની નહી કરવાની સલાહ નહોતી આપી, પણ છોકરો એટલો બુદ્ધિમાન પણ નહોતો કે એ બેઇમાની કરી શકે! બેઇમાની કરવા માટે પણ બુદ્ધિ જોઇએ! મોટાભાગે બુદ્ધિમાન લોકો જ બેઇમાન જોવા મળે છે!

### ભય ત્યાં અશાન્તિ ભય ત્યાં દુઃખ!

અન્યાય....અનીતિ....અપ્રમાણિકતા....બેઇમાની કરીને લક્ષ્મી દાસે બે લાખ રૂપિયા ભેગા કરી લીધા હતા. પણ એ હંમેશા ચિંતાથી ઘેરાયેલો રહેતો હતો ભયના પડછાયા એને હંમેશા ડરાવતા હતા. એને ચોરોનો ભય સતાવતો હતો....ડાકુઓનો ડર સતાવતો હતો. જ્યાં ભય ત્યાં અશાંતિ! જ્યાં ભય ત્યાં દુઃખ! લોકો પણ જાણી ગયા હતા કે 'લક્ષ્મીદાસે બેઇમાનીથી લાખો રૂપિયા ભેગા કર્યા છે.' લોકોની નજરમાં લક્ષ્મીદાસનું સ્થાન ઉતરી ગયું હતું. લક્ષ્મીદાસની ગણત્રી સજ્જન પુરૂષોમાં થતી નહોતી.

**સભામાંથી:** આ જમાનામાં તો પૈસાદાર જ સજ્જન મનાય છે! નૈતિક–ધાર્મિક સ્તર તો જોવાય છે જ કયાં? સમાજમાં અને સંઘમાં પણ પૈસાદારોની જ બોલબાલા છે. બધે પૈસાની પૂજા છે!

### ગઠીયાની ચાલાકી :

'પણ બાપુજી, તમે નકામી માથાકુટ કરો છો....અત્યારે વળી કોણ નવરૂં છે તે સ્મશાનમાં આવીને બેસી રહે....તમે ખોટા વહેમાઓ છો.' છોકરાએ કહ્યું. લક્ષ્મીદાસ કહે 'બેટા, તું હજુ બાળકબુદ્ધિ છે....તને ખબર ના પડે....આતો રૂપિયા બે લાખનું ઝવેરાત છે.... કંઇ ઉંધુ-ચતું થઇ જાયતો આપણે નાહી નાંખવું પડે! જા....હું કહું છું ને તને, જાને જોઈ આવ બરાબર....સાવચેતી રાખવી સારી!'

પેલો ગઠિયો શેઠની વાત સાંભળે છે. એને થયું....'આતો ખરેખરના ફસાયા! 'જો હું અહીંથી નાસી જાઉં તો લક્ષ્મીદાસને ખ્યાલ આવી જશે કે મેં એને જોઈ લીધો છે અને એ ચોક્કસ પોતાનો માલ કાઢીને પાછો લઈ જશે....તોયે માલ હાથ નહીં લાગે! શું કરૂં ?....' વિચાર કરે છે પેલો ગઠીયો. આખરે એને એક ઉપાય સૂઝયો....બુદ્ધિનો સાવ બારદાન નહોતો! એના મગજમાં અચાનક 'ટયૂબલાઇટ' થઇને એ ત્યાંને ત્યાં લાંબો થઈને સૂઈ ગયો. મડદાની જેમ પડયો રહ્યો....પ્રાણાયામની 'પ્રેકટીસ' કરેલી હશે! પેલો છોકરો એની પાસે આવ્યો. એણે જોયું. એને થયું : 'આ તો સમશાન છે! સમશાનમાં મડદા નહી હોય તો કયાં હશે મડદા? આ પણ કોઈનું મડદું હશે.' છતાંયે ખાતરી કરવા એણે પેલા જીવતા મડદાના નાક આગળ પોતાની હથેળી મૂકી. શ્વાસ તો બંધ જ હતો! એણે માની લીધું કે આતો મડદું જ છે.

### લક્ષ્મીદાસની સાવધાની :

છોકરો પોતાના બાપ પાસે આવ્યો, અને કહ્યુ બાપાને : 'આમ તો સમશાનમાં કોઇ છે નહી....પણ દૂર એક ઝાડ હેઠળ કોઇનું તાજુ મડદું પડેલું છે.' લક્ષ્મીદાસ ચમકયો. એણે પૂછયું : 'મડદું પડયું છે? એનું શરીર એવુંને એવું જ છે કે? બાળ્યું નથી કોઇએ એને! શરીર પર લૂગડા છે?....' ઘણા બધા પ્રશ્નો પૂછી નાંખ્યા એણે. છોકરાએ કહ્યું : 'બાપા મડદું છે તો અખંડ....

લક્ષ્મીદાસ પોતાની સંપત્તિની સુરક્ષાનો વિચાર કરે છે. હવે, એ જમાનામાં બેંકો તો હતી નહી, 'સેફ ડિપોઝીટ વોલ્ટ' પણ નહોતા. લોકો ધનના રક્ષણ માટે જમીનમાં દાટી દેતા હતા ધનને, લક્ષ્મીદાસે પણ પોતાની સંપત્તિ જમીનમાં દાટવાનો વિચાર કર્યો. એણે બે લાખના ઝવેરાતને એક ડબ્બામાં ભરીને પેક કરી દીધું. ઉપર સીલ મારી દીધું. એક દિવસ એણે પોતાના દીકરાને બોલાવીને કહ્યું : 'જો બેટા, મારી આખી જીંદગીની કમાણી, આજ સુધી મહેનત કરીને મેં જે સંપત્તિ ભેગી કરી છે, તે તારા માટે છે. એ સંપત્તિને સુરક્ષિત રાખવાની છે જેથી ભવિષ્યમાં તને કામ લાગે. એ માટે આજે રાત્રે આપણે સ્મશાનમાં જવાનું છે. ત્યાં એ સંપતિને સુરક્ષિત સ્થાને આપણે દાટી દઈશું, ભવિષ્યમાં જ્યારે તને જરૂર પડે ત્યારે કાઢી લેવાની એ સંપત્તિ.' છોકરાએ ધ્યાનથી આખી વાત સાંભળી લીધી

સાંજે ઢળી ગઈ હતી. નગર પર અંધકાર છવાઈ ગયો ત્યારે લક્ષ્મીદાસ છોકરાની સાથે ધનમાલનો દાબડો લઈને નીકળ્યો. એણે ચારે બાજુ જોઇ લીધું કે કોઈ એમને જોતું તો નથીને ? પણ એને ખબર ના રહી કે એજ નગરનો એક પાકો ગઠિયો એમની પાછળ પડી ગયો હતો. જ્યારે બાપ-દીકરો સ્મશાનમાં પહોચ્યા ત્યારે પેલો ગઠિયો એક ઝાડ પાછળ સંતાઇ ગયો. જોકે સ્મશાનમાં યે અંધારૂં તો હતું જ, છતાંયે પેલો ગઠિયો 'આ લક્ષ્મીદાસ શું કરે છે' એનો તાગ કાઢવા મથી રહ્યો હતો. આમે ગઠિયાઓની નજર તેજ હોય છે ! લક્ષ્મીદાસે એક ખાડો ખોદ્યો અને એમાં પેલો દાબડો મૂક્યો. ખાડાને પત્થરોને રેતીથી ભરી નાખ્યો.

પણ શંકાશીલ લક્ષ્મીદાસને જંપ કયાં હતો ? એણે પોતાના છોકરાને કહ્યું : અલ્યા ભવિયા....જરા મસાણનાં એક ચક્કર મારી આવે તો ! કોઇ આપણને જોતું તો નથીને ? આવા વખતે બહુ સાવધાની રાખવી જોઇએ....જા જોઇ આવ....

### ગઠીયાની ચાલાકી :

'પણ બાપુજી, તમે નકામી માથાકુટ કરે છો....અત્યારે વળી કોણ નવરૂં છે તે સ્મશાનમાં આવીને બેસી રહે....તમે ખોટા વહેમાઓ છો.' છોકરાએ કહ્યું. લક્ષ્મીદાસ કહે 'બેટા, તું હજુ બાળકબુદ્ધિ છે....તને ખબર ના પડે....આતો રૂપિયા બે લાખનું ઝવેરાત છે.... કંઈ ઉંધુ-ચતું થઇ જાયતો આપણે નાહી નાંખવું પડે! જા....હું કહું છું ને તને, જાને જોઈ આવ બરાબર....સાવચેતી રાખવી સારી!'

પેલો ગઠિયો શેઠની વાત સાંભળે છે. એને થયું....'આતો ખરેખરના ફસાયા! 'જો હું અહીંથી નાસી જાઉં તો લક્ષ્મીદાસને ખ્યાલ આવી જશે કે મેં એને જોઈ લીધો છે અને એ ચોક્કસ પોતાનો માલ કાઢીને પાછો લઈ જશે....તોયે માલ હાથ નહીં લાગે! શું કરૂં?....' વિચાર કરે છે પેલો ગઠીયો. આખરે એને એક ઉપાય સૂઝયો....બુદ્ધિનો સાવ બારદાન નહોતો! એના મગજમાં અચાનક 'ટ્યૂબલાઇટ' થઇને એ ત્યાંને ત્યાં લાંબો થઈને સૂઈ ગયો. મડદાની જેમ પડયો રહ્યો....પ્રાણાયામની 'પ્રેકટીસ' કરેલી હશે! પેલો છોકરો એની પાસે આવ્યો. એણે જોયું. એને થયું : 'આ તો સમશાન છે! સમશાનમાં મડદા નહી હોય તો કયાં હશે મડદા? આ પણ કોઈનું મડદું હશે.' છતાંયે ખાતરી કરવા એણે પેલા જીવતા મડદાના નાક આગળ પોતાની હથેળી મૂકી. શ્વાસ તો બંધ જ હતો! એણે માની લીધું કે આતો મડદું જ છે.

### લક્ષ્મીદાસની સાવધાની :

છોકરો પોતાના બાપ પાસે આવ્યો, અને કહ્યું બાપાને : 'આમ તો સમશાનમાં કોઇ છે નહી....પણ દૂર એક ઝાડ હેઠળ કોઇનું તાજુ મડદું પડેલું છે.' લક્ષ્મીદાસ ચમકયો. એણે પૂછયું : 'મડદું પડયું છે? એનું શરીર એવુંને એવું જ છે કે? બાળ્યું નથી કોઇએ એને! શરીર પર લૂગડાં છે?....' ઘણા બધા પ્રશ્નો પૂછી નાંખ્યા એણે. છોકરાએ કહ્યું : 'બાપા મડદું છે તો અખંડ....

શરીર પર કપડાં પણ છે, પણ મેં જોયું હતું, શ્વાસ નહોતો ચાલતો તાજો જ મરેલો લાગે છે.' લક્ષ્મીદાસે કહ્યું : લે આ મારો દંડો, લઈને જા....જોરથી ફટકારજે પેલા મડદા પર ! જો જીવતો હશે તો ચીસ પાડશે....કાંતો હલસે, કંઈક તો સળવળાટ થશે જ....' લક્ષ્મીદાસે છોકરાને દંડો આપ્યો. છોકરો દંડો લઈને જાય છે પેલા ગઠિયાના જીવતા મડદા પાસે !

પેલી બાજુ ગઠિયો શેઠની વાત સાંભળે છે. એ વિચારે છે : 'જો મારે માલ મેળવવો છે તો માર ખાવો જ પડશે....મડદું થવાનો અભિનય હૂબહૂ કરી દેખાડવો પડશે.' અને એ એમને એમ પડ્યો રહ્યો. ભલિયાએ આવીને દંડે ઠોક્યો જોરથી....! પણ આ ગઠિયાએ જરીયે ઉંહકારો તો ના કર્યો પણ હલ્યોય નહી ! છોકરો આવ્યો. બાપાની પાસે....ને કહી દીધું : 'નથી જીવતો એ એતો મડદું.... છે મડદું....! મેં પહેલા નહોતું કહ્યું તમને, પણ તમે માનો તો ને !' પણ લક્ષ્મીદાસને ધરપત ના વળી. આમ કેમ માની લેવાય છોકરાની વાત ? એણે કહ્યું : 'બેટા, દંડો મૂકી દે અહી,....આ ચપ્પુ લઈને જા અને એનું નાક કાપી લાવ ! જીવતો હશે તો થોડોજ નાક કાપવા દેશે ?'

## આત્મરક્ષા માટે તકેદારી છે ?

જોઈ લક્ષ્મીદાસની સાવધાની ? ધનમાલની સુરક્ષા માટે કેટલી સાવધાની-સાવચેતી રાખે છે ? આટલી સાવધાની જો તમે લોકો ધર્મ માટે, આત્મ-રક્ષા માટે રાખતા થઈ જાઓ તો કામ થઈ જાય ને ? પણ જેટલો પ્રેમ-જેટલો લગાવ ધન-સંપત્તિ સાથે છે એટલો પ્રેમ અને એટલો લગાવ આત્માની સાથે હોય તો આત્માને સાચવવાનો વિચાર સૂઝેને ? છે બોલો, આત્મા સાથે પ્રેમ ? રાખ્યો છે આત્મા સાથે લગાવ ? કેવી રીતે થાય ? જુઓ, આ માનવ-જીવનમાં આત્માને પાપપિશાચોના પાશમાંથી બચાવી લો. જુના પાપકર્મોનો નાશ કરો અને નવા પાપકર્મો આત્મામાં ના પ્રવેશે

એની તકેદારી રાખો. જો આત્માને પાપોથી ના બચાવ્યો તો તમે દુઃખોથી ક્યારેય નહી બચી શકો. દુઃખોથી બચવું હોય તો આત્માને પાપોથી બચાવી લો. આત્માને બચાવવાનો પુરુષાર્થ ત્યારે જ થવાનો કે જ્યારે તમને આત્મા પ્રત્યે પ્રેમ જાગશે! લક્ષ્મીદાસને પોતાની સંપત્તિ પ્રત્યે અઢળક પ્રેમ હતો માટે તો એને સુરક્ષિત રાખવા માટે ફાંફાં મારે છે.

## માર ખાધા વિના માલ ન મળે!

પેલા ગઠીયાની બહાદુરી પણ કેવી છે? એને લક્ષ્મીદાસનો માલ પડાવી લેવો છે, લક્ષ્મીદાસનો ખજાનો મેળવવો છે, માટે દંડાનો માર પણ સહી લીધો અને નાક પણ કપાવી નાંખ્યું! હાં, પેલો ભલિયો ગયો છરી લઈને અને કાપી નાંખ્યું એનું નાક! ગઠીયાએ મડદાનો અભિનય કેવો ચોટદાર કર્યો....? કારણકે એના મનમાં એક વાત ઘર કરી ગઈ હતી કે 'માર ખાધા વગર માલ મળવાનો નથી! માલ જો જોઈતો હશે તો માર ખાવો જ પડશે.... દુઃખ સહન કર્યા વગર સુખ મળતું નથી!'

જો આ સિદ્ધાંતને આત્મવિકાસની દૃષ્ટિથી અપનાવી લેવામાં આવે તો ધર્મપુરૂષાર્થમાં કેવી પ્રબળતા આવી જાય? તમારે લોકોને ધર્મની આરાધના તો કરવી છે, પણ દુઃખ સહેવા પડે એવી આરાધના નથી કરવી! આરામથી....મઝેથી....જેટલો ધર્મ થઇ શકે ....એટલો કરવાનો! કષ્ટ પડે....દુઃખ પડે, એવો ધર્મ શું તમને પસંદ છે, બોલો? સ્વેચ્છાથી દુઃખ જો સહન કરશો તોજ પાપ-કર્મોનો નાશ થશે. **જરીયે આર્તધ્યાન કર્યા વગર, સમતાપૂર્વક જો દુઃખ સહન કરવામાં આવે તો આત્મા પર લાગેલાં અનંત અનંત જન્મોના પાપોની નિર્જરા થઈ જાય!** જાણો છો ને કે શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ સાડા બાર વર્ષ સુધી ઘોર કષ્ટોને દુઃખો જાણી બુઝીને સહન કર્યા હતાં! મોક્ષ એમ આરામ કરવાથી ને મોજમઝા કરવાથી નથી મળી

જતો ! **મોક્ષનો માલ જો જોઇએ છે તો દુઃખોનો માર હસતા મોઢે ખાવો પડશે !** જો મોક્ષમાં જવું હોય તો વાત છે ! મુક્તિ મેળવવી હોય તો ! સંસારની ચાર ગતિઓમાં જ ભટકવું હોય ને રખડવું હોય તો ખાધે રાખો માલ ! કોણ ના પાડે છે ? જે વ્યક્તિ માનવજીવનમાં વૈષયિક સુખોનો ભોગ-ઉપભોગ કર્યા કરે છે, વૈષયિક સુખોનો ત્યાગ કરતો નથી, એને દુર્ગતિમાં જવું પડે છે અને ઇચ્છા ન હોવા છતાંયે દુઃખોને પરાણે સહવાં પડે છે. તમે કદાચ કહેશો કે 'એમને અમારા પુણ્યકર્મના ઉદયથી સુખ મળ્યાં છે તો પછી અમારે કેમ નહી ભોગવવાનાં ?' આ જ પ્રશ્ન છે ને તમારા મગજમાં ? પણ આ જ અજ્ઞાનતા છે ? આ બહુ મોટી ભ્રમણા છે. મળેલા સુખોને ભોગવવાથી, ફરી ફરી ભોગવવાથી પુણ્યકર્મ સમાપ્ત થઇ જાય છે અને જીવાત્માને પુણ્ય-હીન જીવાત્માને દુર્ગતિમાં ચાલ્યા જવું પડે છે. મળેલા સુખોનો ત્યાગ કરવાથી પુણ્યકર્મ વધે છે અને જીવાત્માને સદ્‌ગતિ પ્રાપ્ત થાય છે. જીવાત્માને વિપુલ સુખ-વૈભવ મળે છે. માટે કહુ છું કે જે સુખ તમને સાંપડયાં છે એ સુખમાં આસકત ના બનો, સુખ-ભોગમાં લીન ના બનો. સુખનો ત્યાગ કરવા માટે તત્પર બનો.

**લક્ષ્મીદાસનું ધન ગયું !**

શેઠ ધનમાલ બચાવવા માટે તત્પર બન્યા છે, અને ડાકૂ શેઠનો માલ ગમે તે રીતે હડપવા માંગે છે. જ્યારે છોકરાએ લોહીથી ખરડાયેલી છરી પિતાના હાથમાં મૂકતા કહ્યું ? 'લ્યો....આ છરી, કાપી નાંખ્યું એનું નાક, અરે, નાક કાપ્યું તોયે જરા પણ એ હલ્યો નહી કે ચાલ્યો નહી....મેં નહોતું કહ્યું કે એ તો મડદું જ છે ! તમે ખોટા વહેમાઓ છો ! હવે તો નિરાંત થઇને તમને ?'

'પણ આ લોહી તો ગરમ લાગે છે....'

'અરે બાપા....છોડોને છેડો, મડદુ તાજું મરેલું છે....લોહી ગરમ છે તો શું થઇ ગયું ? તમારે જે કરવું હોય તે કરો....હવે

હું કંઇ કરવાનો નથી ! એક તો મડદાનું નાક કપાવરાવ્યું ને હજુ તમને શંકા છે? 'સારૂ ત્યારે ! તારી વાત સાચી છે !' શેઠે વિશ્વાસ વ્યકત કર્યો. ખાડાને માટી અને પથરાથી ભરીને ત્યાં એક નિશાન બનાવી બાપ-દીકરો પોતાના ઘેર આવી ગયા. થોડી પળો પછી પેલો ગઠિયો ઉભો થયો, બાજુમાં જઈ વનસ્પતિના છોડવા-માંથી રસ કાઢીને પોતાના નાક પર લગાવી દીધો. લોહી જે વહેતું હતું તે બંધ થઈ ગયું એ ધીમેથી સરકતો સરકતો પેલા ખાડા પાસે ગયો, માટી ને પથરા દૂર કરીને પેલો ઝવેરાતથી ભરેલો દાબડો લઇને કપડામાં વીંટાળી સીધો પોતાના ઘર-ભેગો થઇ ગયો !

લક્ષ્મીદાસનું બેઇમાનીથી....અન્યાયથી કમાવેલું ધન જતું રહ્યું ! એ માને છે કે સ્મશાનમાં એનું ધન સલામત છે, પણ રહે કેવી રીતે સલામત એ ધન? અન્યાય અને અની-તિથી કમાવેલું ધન ક્યારેય સલામત રહી શકતું નથી ! હા, એ ધન-એ ઝવેરાત પેલા ડાકૂ પાસે પણ સલામત નહી રહે ! કારણ કે એણે પણ બેઇમાનીને દગાબાજીથીજ મેળવ્યું છે ને ? થોડીવાર માટે ભલે એ રાજીનો રેડ થઈ જાય પણ એ એની ખૂશી ક્ષણિક હશે. એક દિવસ લક્ષ્મીદાસને સ્મશાનમાં જઇ પોતાના ઝવે-રાતને જોવાની ઇચ્છા થઈ. ગયો એ સ્મશાનમાં....પણ એને ખાડો ખોદવાની તસ્દી લેવી જ ના પડી. કારણ કે ખાડો સાવ ખાલીખમ હતો ! એ પોતાનું માથું કૂટવા લાગ્યો....પોક મૂકીને રડવા માંડયો ! દુકાને ગયો. છોકરાને ઘણી ગાળો સંભળાવી. પોતાની જાતને ધિક્કારવા લાગ્યો. 'અરેરે....હું કેવો મૂર્ખ છું....! મેં પેલા માણસનું નાક કપાવ્યું...અરે એના બદલે ગળા પર જ છરી ફેર-વાવી દીધી હોત તો ? આ મોકાણની વેળા ના આવત ! ચોક્કસ, પેલા નાકકટ્ટોજ મારૂં ઝવેરાત લઇ ગયો હશે....!

**અન્યાય અનીતિથી બંને ભવ બગડે :**

અન્યાયથી....બેઇમાનીથી કમાવેલા પૈસા આ ભવને પરભવ

બન્નેમાં દુઃખી કરે છે. વર્તમાન જીવનમાં દુઃખના ડુંગર તૂટી પડે છે ને આગામી જીવન પણ દુઃખથી ઘેરાઇ જાય છે. આ જીવનમાં બદનામી, સજા, અશાંતિ, ચોરી વગેરે અનિષ્ટો પેદા થાય છે અને અન્યાય-અનીતિ કરવાથી જે પાપકર્મ બંધાય છે, એનાથી આગામી જન્મ પણ દુઃખપૂર્ણ બની રહે છે. જો મનુષ્ય ન્યાયથી-ઈમાનદારીથી અર્થોપાર્જન કરે છે તો વર્તમાન જીવન તો સુખમય બને છે જ અને આગામી જીવન પણ સુખમય બની શકે છે. ન્યાય-નીતિ અને ઇમાનદારીથી અર્થોપાર્જન કરવાવાળાની સંઘ અને સમાજમાં પ્રતિષ્ઠા વધે છે-પ્રસિદ્ધિ મળે છે. મનમાં શાંતિના ફૂલો ખીલે છે, નિર્ભયતા અને પ્રસન્નતા વધુને વધુ સજીવ બને છે. કોઇને શંકા પણ ના થાય કે 'આની પાસે બે નંબરના પૈસા છે. આણે કોઇનો માલ હડપ કર્યો લાગે છે!'

જો તમે ન્યાયથી-નીતિથી પ્રમાણિકતાથી પૈસા કમાવ્યા છે તો તમે એ ધન-સંપત્તિનો ઉપભોગ ખૂબ નિર્ભયતાથી કરી શકો છો. નિર્ભયતા જેવું સુખ દુનિયામાં બીજુ એકે નથી! નિર્ભય મનુષ્ય જ નિરાકુલ હોય છે. એટલેકે આકુળતા-વ્યાકુળતારહિત હોય છે નિરાકુલ મનુષ્યની આંતરપરિણતિ....આંતર વિચારધારા પ્રશસ્ત, પવિત્ર બની રહે છે અને આ જ તો પરમ અને શ્રેષ્ઠ સુખ છે.

### ફેશન વ્યસન અને અનુકરણ :

**સભામાંથી :** આપની વાત સાવ સાચી છે, પણ ન્યાય નીતિથી અર્થોપાર્જન કરવા જઇએ તો ઘરનો ખર્ચો કાઢવોય ભારે પડી જાય! આજે તો ઘરનાં ખર્ચા કેટલા વધી ગયા છે?

**મહારાજશ્રી :** ક્યારેય તમે તમારા જીવનમાં વધુ નહી તો ૬-૮ મહિના માટેય ન્યાય-નીતિથી અર્થોપાર્જન કરવાનો પ્રયોગ કર્યો છે ખરો? વગર પ્રયોગ કર્યે કેમ માની લીધું કે ન્યાય નીતિથી ઓછા રૂપિયા મળે છે? તમે પ્રયોગ તો કરી જુઓ

૧-૨ વર્ષ અથવા ૪-૫ વર્ષ પ્રયોગ કરો. માની લો કે 'લાભાન્તરાય કર્મ''નો ઉદય હશે તો રૂપિયા ઓછા મળશે, તો તમે ખર્ચા ઓછા કરી નાંખજો! આય મુજબ વ્યય કરવો જોઇએ! તમને ખબર છે, કેટલા બધા ફાલતુ-અર્થ વગરના ખર્ચાઓ તમારા જીવનમાં વધી ગયા છે? ફેશન, વ્યસન અને અનુકરણના પાપે આજે લોકોના 'ટેન્સન' વધી ગયા. સતત 'ટેન્સન' તાણમાં જીવનારા લોકો શું ખાક ધર્મ આરાધના કરશે?

ફેશન-વ્યસન અને અનુકરણમાં કેટલા બધા રૂપિયા ખર્ચાઈ જાય છે? પછી એ રૂપિયા મેળવવા માટે ગમે તેવા ખોટા-ખરાબ ધંધા કરવાયે તૈયાર! સાચી વાત છે ને? ઘરની સજાવટ તો 'લેટેસ્ટ ફેશનની!

કપડાં તો ''ફેશનેબલ!'

હેયર-ડ્રેસીંગ તો અલ્ટ્રા મોડર્ન ફેશનની!

જુતાં યે ફેશનેબલ ને હેન્ડબેગ પણ ફેશનેબલ! જાણે ફેશનનો રાફડો ફાટયો છે! જ્યાં જુઓ ત્યાં, ને જેમાં જુઓ તેમાં ફેશનના ભપકા અને ફેશનની રામાયણ! કારણ કે તમારે લોકોને જ્ઞાનીપુરૂષોના માર્ગદર્શન મુજબ તો ચાલવું જ નથી. દુનિયાનું આંધળું અનુકરણ કરવું છે. પશ્ચિમના દેશોનું અનુકરણ કરવું છે! સિનેમાના એકટરને એકટ્રેસોનું અનુકરણ કરવું છે! આવા બધા અનુકરણોના ઉછાળા માટે પૈસા તો ધુમ જોઇએ....કારણ કે ખર્ચા યે ધુમ ને! ન્યાયનીતિ અને પ્રામાણિકતાથી તો સંભવ છે કે આટલા બધા પૈસા ન મળે, જો લાભાંતરાય કર્મનો ઉદય હોય તો!

## સીનેમા ભયાનક પાપ :

કેટલા બધાં વ્યસન પ્રવેશી ગયા છે તમારા લોકોના જીવનમાં? ચા-બીડી અને સિગારેટ કે સિનેમાના વ્યસન તો આજે સામૂલી ગણાય છે. નવા વ્યસનો છેઃ કલબોમાં જઈને જુગાર રમવાનું! પાર્ટીઓમાં જઇને ડ્રીંકસ કરવાનું....છાંટો પાણી લેવાનું!

'નોનવેજિટેરીયન' હોટલોમાં જઈને ઈંડા આમલેટ ને માંસની વાનગીઓ ખાવાનું ! વેશ્યાઓ અને કોલગર્લની સાથે રંગરાગ કરવાના ! આ બધા શુભ (!) કાર્યો કરનારને પૈસા તો પહેલા જોઈએ ને ? રૂપિયા વગર આ બધા વિલાસ શક્ય નથી. આ રૂપિયા કમાવવા માટે પછી ગોરખધંધા કરવા જ પડે ને ! પણ સાચું કહું તો આવા પાપકર્મ કરનારા જીવો માટે....આવા ફેશનની પાછળ પાગલ....વ્યસનોમાં વ્યાકુળ અને અંધાનુકરણ કરનારા જીવો માટે આ મોક્ષમાર્ગ છે જ નહી ! ભોગાસક્ત જીવોને અન્યાય અને અનીતિ ક્યારેય ખૂંચતા જ નથી ! એમને તો બસ, પૈસા પૈસા ને પૈસા જોઈએ ! ગમે તે રીતે....ગમે તે ભોગે ! જો વેશ્યાગૃહ ચલાવવાથી પૈસા મળતા હોય તો એ વેશ્યાગૃહ ચલાવવા પણ તૈયાર થઈ જાય ! આજે તો કેટલાય જૈનો સિનેમાના થિયેટરો પણ ચલાવે છે, એવુ મારા જાણવામાં આવ્યું છે. કેટલો બધો નિંદનીય ધંધો છે, સિનેમાના થિયેટર અને વેશ્યાગૃહ ચલાવવાનો શું તમે નથી જાણતા ?

**સભામાંથી :** વેશ્યાઘર ચલાવવું એતો જાણે કે ખરાબ ધંધો છે જ, પણ સિનેમાના થિયેટર ચલાવવામાં શું ખોટું છે ?

**મહારાજશ્રી :** વેશ્યાના ઘરે જવાની પ્રેરણા ક્યાંથી મળે છે ? સિનેમાનાઘરમાંથી જ ને ? ચોરી બદમાશી ડાકુગીરી....જેવા અનેક પાપોની પ્રેરણા સિનેમાના થિયેટરમાંથી મળે છે. પાપોની પ્રેરણા–પરબ છે સિનેમાના થિયેટરો ! 'ફાઉન્ટેન ઓફ ઓલ સીન્સ !' સમજ્યા ? સિનેમા જેવું બીજું એકે પાપ નથી ! સિનેમાઓએ કરોડો લોકોના શીલ લૂંટયા છે....કરોડો લોકોને ચોર બનાવ્યા છે....ડાકુ બનાવ્યા છે....આવારા અને રખડેલ બનાવ્યા છે. આવા થિયેટરો ચલાવવા એ શું સારો ધંધો છે ? પૈસાના લોભી લોકો જ આવા ધંધા કરી શકે ! દુનિયાના–જીવોનું કેટલું ભયંકર અહિત થાય છે સિનેમા જોવાથી ? આ વિચાર જેમને સ્પર્શ્યો નથી,

એ લોકો જ સિનેમાના થિયેટરો ચલાવી શકે છે. આવો પાપથી ખદબદતો ધંધો કરવાથી માની લો કે તમને લાખ બે લાખ કે દસ લાખ રૂપિયા મળી પણ ગયાં....પણ યાદ રાખજો, એ રૂપિયા ટકવાના નથી ! માની લો કે, થોડા વખત માટે રૂપિયા તમારી પાસે રહી પણ ગયા, છતાંયે એનાથી એ પૈસાથી, તમે કોઇ સત્કાર્ય નહી કરી શકો. એનાથી ખરાબ કામ જ થવાના. ખોટા ધંધાથી મળેલા રૂપિયા ખોટા કામ જ કરાવે છે.

### સેવા-ભક્તિની તીર્થયાત્રા કરો :

ન્યાયનીતિ અને ઇમાનદારીથી કમાવેલા પૈસા મનુષ્યમાં સદ્‌બુદ્ધિ જગવે છે. કમાવવાવાળાનું ચિત્ત સ્વસ્થ અને પ્રસન્ન રહે છે. એનું મન ધર્મની આરાધનામાં ઠરે છે. એને પોતાના પૈસા સારા માર્ગે વાપરવાની ઇચ્છા જાગે છે. પૈસાનો સારામાં સારો ઉપયોગ થાય છે દીન-અનાથ ગરીબ અને રોગી જીવોની સેવા કરવામાં ! બીજો શ્રેષ્ઠ ઉપયોગ થાય છે પરમાત્મભક્તિમાં, સદ્‌ગુરુજનોની સેવા-સુશ્રષામાં અને સાધાર્મિક ભાઈ-બહેનોની ભક્તિમાં ! ગ્રંથકાર આચાર્યશ્રીએ, આ પ્રકારની ભક્તિને જ તીર્થયાત્રા કહીને બિરદાવી છે ! જે તારે તે તીર્થ ! દુઃખથી તારે....ભવસાગરથી તારે એનું નામ છે તીર્થ ! દીન-દુઃખી જીવોની સેવા કરવાથી, એમનો ઉદ્ધાર કરવાથી આપણો આત્મા આ સંસારસાગરની પેલે પાર પહોંચી જાય છે. દુઃખનો દરિયો ઓળંગી જાય છે. પણ જો જો, આ દીન દુઃખીની સેવા વિધિપૂર્વક-બહુમાનપૂર્વક કરવાની છે. એટલે કે એ દીન દુઃખી જીવોની સેવા સદ્‌ભાવ સાથે, સ્નેહપૂર્વક થવી જોઇએ. એમાં તિરસ્કારના ફૂંફાડા કે અહંકારની છાંટ ના ભળવી જોઇએ. પરમાત્માની ગુરુજનોની અને સહધર્મી-જનોની સેવા ભક્તિ પૂજ્યભાવથી સત્કારપૂર્વક, સન્માનસહિત થવી જોઇએ.

### સાધુ-પુરૂષો મોબાઇલ તીર્થ :

આવી અલબેલી તીર્થયાત્રા કરવાથી પારલૌકિક હિત સધાય

છે. ન્યાય-નીતિથી કમાવેલું થોડું પણ ધન, જો આવી અલૌકિક તીર્થયાત્રામાં ખર્ચાય તો તમને એનાથી ખરેખર બહુ મોટો આત્મ-સંતોષ મળશે ! દીન-અનાથ-રોગી-અપંગ જીવોના સહાનુભૂતિ પૂર્વક સહયોગી બનવાથી, સહાય કરવાથી એમના દુઃખી આત્માને કેટલી બધી સાંત્વના મળે છે ? બીજા જીવોને સુખ-શાંતિ ને સમાધિ આપવા જેવું સત્કાર્ય બીજું એકે નથી આ દુનિયામાં !

**"પર ઉપકાર સમો નહી સુકૃત, ધર સમતા સુખકી,**
**પાપ વળી પર-પ્રાણી પીડન, હર હિંસા દુઃખ કી...."**

પરોપકાર જેવું એકે સુકૃત નથી. પરપીડન જેવું કોઇ પાપ નથી ! પર ઉપકાર એ બહુ મોટી તીર્થયાત્રા છે ! દરરોજ ઘેર બેઠા તમે આવી તીર્થયાત્રા કરીને અપૂર્વ પુણ્ય-ધન પ્રાપ્ત કરી શકો છો એવી રીતે, જે પવિત્ર પુરુષો છે, ગુણવાન પુરૂષો છે. સંયમી-ત્યાગી-તપસ્વી સાધક આત્માઓ છે, એનો સત્કાર કરતા રહો....એમની સેવા-ભક્તિમાં રત બનો કારણ કે આવા પુરુષો પણ જંગમ તીર્થરૂપ છે ! 'મોબાઇલ' તીર્થ છે આ પુરૂષો !

**પારિવારિક આવશ્યકતાઓ પહેલા જોજો :**

પણ આ પ્રમાણેની તીર્થયાત્રા કરવામાં એક સાવધાની રાખવાની છે. તમારા પરિવારના પાલનમાં, તમારા પર જેના જેના પાલન-પોષણની, યોગ-ક્ષેમની જવાબદારી છે, એમાં બાધા ન પહોંચવી જોઇએ. માની લો કે, તમે મહીનાના હજાર રૂપિયા કમાઓ છો, તમારા ઘરનો મહીનાનો ખર્ચો આઠસો રૂપિયા છે, હવે તમારી પાસે બસો રૂપિયા બચે છે, તમારે દીન-અનાથ વગેરે માટે અને સાધુ-પુરૂષો માટે બસો રુપિયાથી વધારે રૂપિયા નહી ખર્ચવા જોઇએ. જો તમે વધારે ખર્ચ કરશો તો પરિવારના લોકોને તકલીફ થવાની, આના કારણે એઓ નારાજ થઇ જવાના, એમને ખોટું લાગશે ! બધા લોકોની કંઇ એવી ક્ષમતા નથી હોતી કે જાતે દુઃખ સહીને પણ બીજા જીવોનું સારૂં કરે ! તમારામાં કદાચ હોઈ

શકે આવી ક્ષમતા, તમારી પત્નીમાં ન પણ હોય ? તમારી પત્નીમાં કદાચ હોય તો તમારા બાળકોમાં ન હોય ! આ બાજુ પરિવારવાળાઓના મનની પ્રસન્નતા સાચવવી પણ અત્યંત જરૂરી છે ! નહીંતર એ લોકો તમને સુખે જીવવા નહી દે ! હાં, તમે જો એમને પૂરી સુખ સુવિધા આપશો તો એઓ પણ તમને સુખ-શાંતિ આપશે !

**સભામાંથી** : અરે ! બધી જાતની સુખ સગવડ આપવા છતાંયે શાંતિથી નથી જીવવા દેતા !

**મહારાજશ્રી** : વાહ ! આ તો નવી જ વાત કરી તમે ! હા....કદાચ તમે એમના કરતા વધારે સુખ ભોગવતા હશો, એની ઇર્ષ્યા થતી હશે એમને ! કાં તો જેટલું સુખ એમને મળ્યું છે, તે એમના માટે પર્યાપ્ત નહી હોય ! એમને એમાં સંતોષ નહી થતો હોય ! કારણ કે ભૌતિક સુખોમાં કયારેય તૃપ્તી થતી જ નથી ! અતૃપ્તીની આગ વધુને વધુ ભડકે બળે છે.

મારા કહેવાનો આશય તો એટલો જ છે કે પરિવારવાળાઓની જીવનયાપનની જે આવશ્યક્તાઓ-જરૂરીયાતો છે, એમાં બાધા ના પહોચવી જોઇએ. એ પ્રમાણે તમે દીન-અનાથની સેવા-સુશ્રષા કરતા રહો. ગુણવાન પુરૂષોની ભક્તિ-ઉપાસના કરતા રહો. જો પરિવારના લોકો એમની આવશ્યકતાઓ જરૂરિયાતો પૂરી થવા છતાંયે તમને સત્કાર્ય કરતાં રોકે તો તમે પરિવારની વાત ના સાંભળતા. તમને કદાચ ખોટા હેરાન કરે, તોયે તમારે તમારા રસ્તે ચાલ્યા કરવાનું !

હા, કેટલાય લોકોને એવી આદત હોય છે, એ પોતે દીન-દુઃખી અને અનાથની સેવા કરે નહીં....બીજાને કરવા દે પણ નહી ! પૈસા કમાનાર કમાય છે અને સત્કાર્યમાં વાપરે છે, પણ તેલ બીજાના પેટમાં રેડાય છે ! એઓ કહે છે : 'શું કામ આટલો ખર્ચો કરો છો ? શા માટે ગરીબોને આટલું બધું લુટાવી દો છો ? થોડા રૂપિયા રાખી મૂકો બેંકમાં, આગળ કામ લાગશે ! આ રીતે દર

મહીને જો સાધુમહારાજોની પાછળ સો-બસો રૂપિયા ખર્ચ્યા કરશો તો પછી તમારી પાસે રહેશે શું ? જ્યારે છોકરી મોટી થશે, એના લગ્ન કરવા પડશે ત્યારે શું કરશો ? ક્યાંથી લાવશો પૈસા ?'

કરે છે ને ઘરવાળા આવી વાતો ? તમને કદાચ જચી પણ હશે આવી વાતો ! શું તમે એમને સામે એમ કહો ખરા કે 'પૈસા બચાવવા હોય તો સિનેમા-નાટક જોવાના બંધ કરો....હોટલો ને રેસ્ટોરેંટોમાં રખડવાનું બંધ કરો....પિકનિકને બીજા ફાલતુ ખર્ચાઓ બંધ કરો....દિ' ઉગે ને નવી ફેશનના કપડાં સીવડાવવાનું બંધ કરો....ટાપટીપ ને પફ પાવડરના ખર્ચા બંધ કરો....જે રૂપિયા વધે તે બેંકમાં જમા કરાવી દો....હું તીર્થયાત્રા કરીને-સેવા સુશ્રુષા કરીને પરલોકની બેંકમા જમા કરાવી રહ્યો છું....તમે લોકો દેશની બેંકોમાં જમા કરાવ્યા કરો !' કહો છો ને આવું ? જો કહો તોયે ક્યાં તમારી વાત એઓ માનવાના છે ?

પરિવારના જીવનનિર્વાહમાં ક્ષતિ ના પહોંચે એવી સાવ-ધાની રાખીને તમે આ અભિનવ તીર્થયાત્રામાં થોડા ઘણુ પૈસા-વાપરી શકો છો. અર્થોપાર્જનમાં ન્યાય નીતિ અને ઇમાનદારીને નેવે ના મૂકશો. તમે એટલું તો ચોક્કસ માનજો કે ન્યાય-નીતિના માર્ગે ચાલવાથી તમને જીવનનિર્વાહ માટે જરૂરી પૈસા મળી જશે જ. કારણ કે ન્યાય-નીતિનો ભાવ 'લાભાન્તરાય કર્મ'નો ક્ષયોપશમ કરી દે છે. આ સિદ્ધાંત મારે તમને વિસ્તારથી સમજાવવાનો છે. આજે તો બસ, આટલું જ.

* અન્યાય અને અનીતિથી કમાવેલા પૈસા તમને સુખે જીવવા નહીં દે, તમને એ નિરાંતની નિંદર નહીં લેવા દે. લાખો રૂપિયાની રેલમછેલ પણ તમને અજંપો આપ્યા કરશે અશાંતિની આગમાં તમે રાત દિ' શેકાયા કરશો.
* સ્ત્રીમાં એક વિશેષ પ્રકારની શક્તિ રહેલી છે. માટે તો એને 'શક્તિરૂપા' કહેવાય છે! એ ધારે તો પોતાના પુરૂષને પરમાત્મા બનાવી દે અને ધારે તો હેવાનથીયે હીણો બનાવી દે!
* આજે રાષ્ટ્રની અર્થવ્યવસ્થા એટલી આંટીઘુંટી-ભરી અને અકળાવનારી બની ગઈ છે કે પ્રજા તો ત્રાહિમામ પોકારી ઉઠે છે. દિ' ઉગે ને નવા કરવેરાના કોરડા વીંઝાય છે લોકો પર! આના કારણે કરચોરી કરવામાં લોકો પાપ માનતા જ નથી!

# પ્રવચન/૫

મહાન શ્રુતધર આચાર્યપ્રવરશ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા પોતાના સ્વરચિત ગ્રંથ 'ધર્મબિન્દુ' માં ગૃહસ્થનો સામાન્ય ધર્મ બતાવી રહ્યા છે. ગૃહસ્થજીવનની તમામે તમામ ક્રિયાઓ ન્યાયોચિત હોવી જોઇએ, આ વાત ગ્રંથકાર ખૂબ જ વિસ્તારથી સમજાવી રહ્યા છે.

ગૃહસ્થજીવનની આધારશિલા છે ધન-અર્થ સંપત્તિ. દરેક સદ્‌ગૃહસ્થે પોતાના અને પોતાના પરિવારના જીવન-નિર્વાહ માટે અર્થોપાર્જન કરવું જ પડે છે. પૈસા કમાવવા જ પડે છે. એટલા માટે અર્થોપાર્જનના પુરૂષાર્થને ગૃહસ્થ જીવનનો એક અનિવાર્ય પુરૂષાર્થ માનવો જ પડશે. પણ આ પુરૂષાર્થની દિશા જો ઊંધી છે, ગલત છે, અન્યાય, અનીતિ, પ્રપંચ, જાલસાજી, બેઇમાની વગેરેથી જો આ અર્થપુરૂષાર્થ કરવામાં આવે છે, ધનવાન-પૈસાદાર બનવાની વાસનાથી જો અર્થપુરૂષાર્થ કરાય છે તો પુરૂષાર્થ પાપમય બની જશે. આ પુરૂષાર્થ દુઃખદાયી બની જશે.

માની લો કે, અન્યાય-અનીતિ અને બેઇમાનીથી તમે રૂપિયા મેળવી પણ લીધા....ઘણા બધા રૂપિયા ભેગા કરી લીધા....પણ એ પૈસો તમને સુખે જીવવા નહી દે! શાંતિથી નિરાંતની નીંદર નહી લેવા દે! તમારી પાસે લાખો-કરોડો રૂપિયાઓની રેલમછેલ હોવા છતાંયે તમે ક્યારેય સુખી નહી બની શકો. સુખ તમારાથી ચાર ગાઉ છેટું જ રહેશે!

**અનીતિનું ધન : ઘર નીચે દટાયેલા હાડકા જેવું!**

ગ્રંથકાર આચાર્યશ્રી માત્ર ધર્મગ્રંથોના જ ધુરંધર પંડિત હતા એમ નહી, પણ માનવજીવનને સ્પર્શતા તમામ પાસાઓનું સુવ્યવસ્થિત જ્ઞાન એમની પાસે હતું. એમણે એક સરસ દાખલો ટાંકીને અન્યાયોપાર્જિત ધન સંપત્તિનો તાત્કાલિક નાશ કેમ થાય છે, તે બતાવ્યું છે. એઓ કહે છે: જેમ ઘર બનાવતી વખતે ભૂમિની શુદ્ધિ પર લક્ષ્ય ન અપાય અને કદાચ જમીન નીચે હાડકા વગેરે દટાયેલા પડયા હોય....અને એના પર જો તમે ઘર બાંધો તો એ ઘરમાં રહેવા જનારનું અહિત-અપમંગળ જ થવાનું! એ ઘર એના માટે સુખ આપવાના બદલે દુઃખ આપનાર બની રહેશે. કારણ કે મૂળમાં જ દોષ છે! એમ અન્યાય અને અનીતિથી કમાવેલા પૈસા તમારૂં હિત નહી કરે. એ સંપત્તિ વહેલી મોડી અહિતકર બનશે અથવા તો એ જેવી આવી છે એવી જ ચાલી જશે

મેં પણ એક ગામમાં જોયું હતું, એક મકાન એવું હતું કે એમાં જે કોઇ વ્યક્તિ રહેવા માટે જાય....થોડાક દિવસમાં એના પરિવારના કોઇપણ સભ્યનું કાં તો મૃત્યુ થઇ જાય....કાં એ લાંબી માંદગી, જીવલેણ માંદગીમાં સપડાઇ જાય....ત્રણથી ચાર પરિવારો સાથે આવું બન્યું, બધા ગભરાવા લાગ્યા એ મકાનથી અને એ મકાનના પડછાયાથી ! બધાના માટે એ મકાન 'ભૂતિયું ઘર' બની ગયું ! છેવટે એક ભાઈએ આખું મકાન ખરીદી લીધું ને એને તોડી પાડયું....આમેય મકાન જુનું તો હતું જ....એને એમ કે પાડીને નવું બનાવી લઇશું. જયારે જમીન ખોદવામાં આવી મકાનને પાડયા પછી, ત્યારે એમાંથી ઘણાં જુનાં હાડકાંના ટૂકડાઓ નીકળ્યા. આ હાડકાઓ જોઈને લોકો પેલી બનતી ભૂતિયા ઘટનાઓનું કારણ સમજી ગયા. આવું બનતું હોય છે ઘણી વખતે !

મકાન બનાવવા માટે ક્ષેત્રશુદ્ધિ હોવી અત્યંત જરૂરી છે. અશુદ્ધ ભૂમિ પર બાંધેલા મકાનોમાં રહેવા જનારા દુઃખી દુઃખી થઈ જાય છે. સંતાપ પામે છે. માટે તો આપણા દેશમાં કોઇપણ નવનિર્માણ કરતા પહેલા 'ભૂમિપૂજન'ની એક વિધિ કરવામાં આવે છે. જ્યાં નવું મકાન બાંધવાનું હોય ત્યાંની જમીનનું પૂજન કરવામાં આવે છે. આ કંઈ અમસ્તું કે 'ઓર્થોડોકસી' નથી. આની પાછળ સ્થાપત્ય સિદ્ધાંતના કેટલાક બુનિયાદી નિયમો રહેલા છે. હવે તો જોકે આજનું 'સાયન્સ' પણ આ બધી વાતોને ખચકાટ વગર સ્વીકારે છે. પણ આજે તો એટલા બધા ગોટાળા ને ઘાલમેલ થવા માંડી છે ન પૂછો વાત! અત્યારે તો જ્યાં જગ્યા મળે ત્યાં મકાન કે દુકાન બનાવી દેવાય છે ! ભલેને પછી સ્મશાનમાંયે મફતના ભાવે જગ્યા મળતી હોય તો ત્યાંયે મકાન બાંધી દો તમે લોકો ! ખરૂને ? આવા મકાનોમાં રહેનારાઓને પછી કયાંથી તો સુખ કે શાંતિ મળી શકે ? કયાંથી પછી ચેન મળે !

ક્ષેત્ર-જમીનના પણ પોતાના આગવા પ્રભાવ હોય છે.

ગૃહસ્થજીવનની આધારશિલા છે ધન-અર્થ સંપત્તિ. દરેક સદ્ગૃહસ્થે પોતાના અને પોતાના પરિવારના જીવન-નિર્વાહ માટે અર્થોપાર્જન કરવું જ પડે છે. પૈસા કમાવવા જ પડે છે. એટલા માટે અર્થોપાર્જનના પુરૂષાર્થને ગૃહસ્થ જીવનનો એક અનિવાર્ય પુરૂષાર્થ માનવો જ પડશે. પણ આ પુરૂષાર્થની દિશા જો ઊંધી છે, ગલત છે, અન્યાય, અનીતિ, પ્રપંચ, જાલસાજી, બેઇમાની વગેરેથી જો આ અર્થપુરૂષાર્થ કરવામાં આવે છે, ધનવાન-પૈસાદાર બનવાની વાસનાથી જો અર્થપુરૂષાર્થ કરાય છે તો પુરૂષાર્થ પાપમય બની જશે. આ પુરૂષાર્થ દુઃખદાયી બની જશે.

માની લો કે, અન્યાય-અનીતિ અને બેઇમાનીથી તમે રૂપિયા મેળવી પણ લીધા....ઘણા બધા રૂપિયા ભેગા કરી લીધા....પણ એ પૈસો તમને સુખે જીવવા નહીં દે! શાંતિથી નિરાંતની નીંદર નહીં લેવા દે! તમારી પાસે લાખો-કરોડો રૂપિયાઓની રેલમછેલ હોવા છતાંયે તમે ક્યારેય સુખી નહીં બની શકો. સુખ તમારાથી ચાર વ્હેંત છેટું જ રહેશે!

**અનીતિનું ધન: ઘર નીચે દટાયેલા હાડકા જેવું!**

ગ્રંથકાર આચાર્યશ્રી માત્ર ધર્મગ્રંથોના જ ધુરંધર પંડિત હતા એમ નહીં, પણ માનવજીવનને સ્પર્શતા તમામ પાસાઓનું સુવ્યવસ્થિત જ્ઞાન એમની પાસે હતું. એમણે એક સરસ દાખલો ટાંકીને અન્યાયોપાર્જિત ધન સંપત્તિનો તાત્કાલિક નાશ કેમ થાય છે, તે બતાવ્યું છે. એઓ કહે છે: જેમ ઘર બનાવતી વખતે ભૂમિની શુદ્ધિ પર લક્ષ્ય ન અપાય અને કદાચ જમીન નીચે હાડકા વગેરે દટાયેલા પડ્યા હોય....અને એના પર જો તમે ઘર બાંધો તો એ ઘરમાં રહેવા જનારનું અહિત-અપમંગળ જ થવાનું! એ ઘર એના માટે સુખ આપવાના બદલે દુઃખ આપનાર બની રહેશે. કારણ કે મૂળમાં જ દોષ છે! એમ અન્યાય અને અનીતિથી કમાવેલા પૈસા તમારૂં હિત નહીં કરે. એ સંપત્તિ વહેલી મોડી અહિતકર બનશે અથવા તો એ જેવી આવી છે એવી જ ચાલી જશે

મેં પણ એક ગામમાં જોયું હતું, એક મકાન એવું હતું કે એમાં જે કોઈ વ્યક્તિ રહેવા માટે જાય....થોડાક દિવસમાં એના પરિવારના કોઈપણ સભ્યનું કાં તો મૃત્યુ થઇ જાય....કાં એ લાંબી માંદગી, જીવલેણ માંદગીમાં સપડાઇ જાય....ત્રણથી ચાર પરિવારો સાથે આવું બન્યું, બધા ગભરાવા લાગ્યા એ મકાનથી અને એ મકાનના પડછાયાથી ! બધાના માટે એ મકાન 'ભૂતિયું ઘર' બની ગયું ! છેવટે એક ભાઈએ આખું મકાન ખરીદી લીધું ને એને તોડી પાડયું....આમેય મકાન જુનું તો હતું જ....એને એમ કે પાડીને નવું બનાવી લઇશું. જ્યારે જમીન ખોદવામાં આવી મકાનને પાડયા પછી, ત્યારે એમાંથી ઘણાં જુનાં હાડકાંના ટૂકડાઓ નીકળ્યા. આ હાડકાઓ જોઈને લોકો પેલી બનતી ભૂતિયા ઘટનાઓનું કારણ સમજી ગયા. આવું બનતું હોય છે ઘણી વખતે !

મકાન બનાવવા માટે ક્ષેત્રશુદ્ધિ હોવી અત્યંત જરૂરી છે. અશુદ્ધ ભૂમિ પર બાંધેલા મકાનોમાં રહેવા જનારા દુઃખી દુઃખી થઈ જાય છે. સંતાપ પામે છે. માટે તો આપણા દેશમાં કોઈપણ નવનિર્માણ કરતા પહેલા 'ભૂમિપૂજન'ની એક વિધિ કરવામાં આવે છે. જ્યાં નવું મકાન બાંધવાનું હોય ત્યાંની જમીનનું પૂજન કરવામાં આવે છે. આ કંઈ અમસ્તું કે 'ઓર્થોડોકસી' નથી. આની પાછળ સ્થાપત્ય સિદ્ધાંતના કેટલાક બુનિયાદી નિયમો રહેલા છે. હવે તો જોકે આજનું 'સાયન્સ' પણ આ બધી વાતોને ખચકાટ વગર સ્વીકારે છે. પણ આજે તો એટલા બધા ગોટાળા ને ઘાલમેલ થવા માંડી છે ન પૂછો વાત! અત્યારે તો જ્યાં જગ્યા મળે ત્યાં મકાન કે દુકાન બનાવી દેવાય છે ! ભલેને પછી સ્મશાનમાંયે મફતના ભાવે જગ્યા મળતી હોય તો ત્યાંયે મકાન બાંધી દો તમે લોકો ! ખરૂને ? આવા મકાનોમાં રહેનારાઓને પછી કયાંથી તો સુખ કે શાંતિ મળી શકે ? કયાંથી પછી ચેન મળે ?

ક્ષેત્ર-જમીનના પણ પોતાના આગવા પ્રભાવ હોય છે.

ચોક્કસપણે હોય છે. એક માણસ એક ગામમાં ગરીબીમાં સબડતો જેમ-તેમ દિવસો પસાર કરે છે....ભીખ માગીને પોતાનું પેટિયું રળે છે, જ્યારે એજ માણસ બીજા ગામ કે બીજા શહેરમાં જઈને શ્રીમંત બની જાય છે! ત્યાં એનું નસીબ ખીલી ઉઠે છે પુરબહારમાં પૂનમના ખીલતા ચંદ્રમાની જેમ! ક્ષેત્રનો જેમ પ્રભાવ હોય છે તેમ કેટલાંક પુણ્યકર્મ અને પાપકર્મ પણ એવાં હોય છે કે જે ક્ષેત્રના માધ્યમથી ઉદયમાં આવે! કેટલાંક પુણ્ય-પાપ વળી સમયના માધ્યમથી ઉદયમાં આવતાં હોય છે!

અન્યાયથી અર્થોપાર્જન ના કરો. તમે મને એ તો કહો કે તમે પૈસા કમાઓ છો શા માટે? સુખી થવા માટે જ ને! અર્થોપાર્જન કરવા છતાંયે, ઘણાં બધા રૂપિયાઓ ભેગા કરવા છતાંયે, જો તમને સુખનો એકાદ છાંટોય ના મળે તો એ રૂપિયાઓને શું કરવાના? એ પૈસાને શું કરવાના?

**વર્તમાન કાળની એક ઘટના :**

એક આદર્શવાદી છોકરાની વાત કરૂં તમને. એની માંએ એનું ઘડતર ખૂબ સારા સંસ્કારો આપીને કર્યું હતું. છોકરો ગ્રેજ્યુએટ થઇ ગયો. એક સરકારી દફતરમાં એને સારી 'સર્વિસ પણ મળી ગઈ. સારી પોસ્ટ હતી એની. ધારે તો દરરોજના પચાસ-સો રૂપિયા એ ઉભા કરી શકે! પણ આ તો આદર્શને વરેલો હતો. બેઈમાનીથી એ દસ ગજ છેટે રહેવાનું પસંદ કરતો હતો. અનીતિ પ્રત્યે એને સખત નફરત હતી! એક પૈસાની પણ લાંચ લેવાની વાત નહીં. સરકાર એને જે પગાર આપે એમાં એ સંતુષ્ટ રહે. પણ એની પત્નિને આ આદર્શોની વાતો જરીયે ના ગમે! કારણકે એની નજરમાં સુંદર બંગલો હતો! એની આંખ આગળ સારૂં સોહામણું ફર્નીચર.... સારા કપડાં...સારાં ઘરેણાં....હતાં. એની કલ્પનાની દુનિયામાં તો 'એમ્બેસેડર' કે 'ફીયાટ' કાર હતી. અને આ બધું કંઇ ચાલુ પગારમાં તો મળી ના શકે! એણે પોતાના પતિને લાંચ લેવા માટે-વધુ પૈસા ભેગા કરવા 'પંપીંગ' કરવાનું ચાલુ કર્યું! શરૂઆતમાં

તો પેલા યુવાને બહુ ના ગણકાર્યું, એની વાત પર ધ્યાન ના આપ્યું. પણ પછી તો આ રોજની રામાયણ થઈ ગઇ....જ્યાં પતિ ઘરમાં આવે કે બસ....પત્નીની 'ટેપ' ચાલુ થઇ જાય ! યુવાન દરરોજના આ કકળાટથી કંટાળી ગયો અને છેવટે એણે પોતાની પત્નીની લાંચ લેવાની વાત માની લીધી. જોકે એણે પોતાની પત્નીને ચોખ્ખું સંભળાવી દીધેલું 'જો....હું તને ઠીક કહું છું....આ અન્યાયનો પૈસો આપણને દુઃખી કરશે....સુખે જીવવા નહી દે....માટે હજુ પણ તું માનીજા. જે છે, જેટલું છે એમાંજ મઝેથી જીવ !' પણ પેલી ક્યાં આ બધુ સાંભળે એમ હતી જ ?

**સભામાંથી :** અમારી પણ આજ દશા છે ! સ્ત્રીઓની આકાંક્ષાઓ વધતી જ જાય છે....આવશ્યકતાઓ બેફામ વધી રહી છે....! એમની એ જરૂરિયાતો પૂરી કરવા માટે અમારે અન્યાય અને અનીતિ કરીને પૈસા કમાવા જ પડે ને ?

**પત્નીઓના નામે તમે નહી છૂટી શકો !**

**મહારાજશ્રી :** વાહ....વાહ....શું વાત કરો છો તમે તો ! જાણે તમારી જરૂરિયાતો તો ક્યારેય વધતીજ નથી ! તમારી ઇચ્છાઓ તો જાણે બિલકુલ વધતી નથી ! આ કહેવું છે તમારે ? શું તમારે તમારી સ્ત્રીઓના કારણેજ અન્યાય અને અનીતિથી પૈસા કમાવવા પડે છે ? શું દલીલ છે તમારી ! કેવા ગજબ છો તમે લોકો ! દોષનો ટોપલો નાંખી દીધો સ્ત્રીઓ પર ને પોતે થઇ બેઠા સંતના અવતાર ? હું બહુ સારી રીતે ઓળખું છું તમને ! લાખો રૂપિયા ભરી બેઠા છો તિજોરીમાં, છતાંયે દુકાનની માયા છૂટતી નથી ! વેપારને સંકેલવાની વાત નહી ! બોલો, તમારા ઘરવાળા તમને બે-ચાર બંગલા બાંધી લીધા....બે ત્રણ ગાડી આવી ગઈ, તોયે કહીદે કે 'હવે હું નવા ઘરેણાં નહી માંગુ....હવે મારે નવી સાડીઓ.... નવું મકાન-કે નવી ગાડીઓ નથી જોઇતી !' બોલો તો તો તમે ધંધામાંથી નિવૃત્ત થઈ જાઓને ! પછીતો ધંધામાંથી છૂટા થઇ

ચોકકસપણે હોય છે. એક માણસ એક ગામમાં ગરીબીમાં સબડતો જેમ-તેમ દિવસો પસાર કરે છે....ભીખ માગીને પોતાનું પેટિયું રળે છે, જ્યારે એજ માણસ બીજા ગામ કે બીજા શહેરમાં જઈને શ્રીમંત બની જાય છે! ત્યાં એનું નસીબ ખીલી ઉઠે છે પુરબહારમાં પૂનમના ખીલતા ચંદ્રમાની જેમ! ક્ષેત્રનો જેમ પ્રભાવ હોય છે તેમ કેટલાંક પુણ્યકર્મ અને પાપકર્મ પણ એવાં હોય છે કે જે ક્ષેત્રના માધ્યમથી ઉદયમાં આવે! કેટલાંક પુણ્ય-પાપ વળી સમયના માધ્યમથી ઉદયમાં આવતાં હોય છે!

અન્યાયથી અર્થોપાર્જન ના કરો. તમે મને એ તો કહો કે તમે પૈસા કમાઓ છો શા માટે? સુખી થવા માટે જ ને! અર્થોપાર્જન કરવા છતાંયે, ઘણાં બધા રૂપિયાઓ ભેગા કરવા છતાંયે, જો તમને સુખનો એકાદ છાંટોય ના મળે તો એ રૂપિયાઓને શું કરવાના? એ પૈસાને શું કરવાના?

**વર્તમાન કાળની એક ઘટના :**

એક આદર્શવાદી છોકરાની વાત કરું તમને. એની માંએ એનું ઘડતર ખૂબ સારા સંસ્કારો આપીને કર્યું હતું. છોકરો ગ્રેજ્યુએટ થઈ ગયો. એક સરકારી દફ્તરમાં એને સારી 'સર્વિસ પણ મળી ગઈ. સારી પોસ્ટ હતી એની. ધારે તો દરરોજના પચાસ-સો રૂપિયા એ ઉભા કરી શકે! પણ આ તો આદર્શને વરેલો હતો. બેઈમાનીથી એ દસ ગજ છેટે રહેવાનું પસંદ કરતો હતો. અનીતિ પ્રત્યે એને સખત નફરત હતી! એક પૈસાની પણ લાંચ લેવાની વાત નહીં. સરકાર એને જે પગાર આપે એમાં એ સંતુષ્ટ રહે. પણ એની પત્નિને આ આદર્શોની વાતો જરીયે ના ગમે! કારણકે એની નજરમાં સુંદર બંગલો હતો! એની આંખ આગળ સારૂં સોહામણું ફર્નીચર.... સારા કપડાં...સારાં ઘરેણાં....હતાં. એની કલ્પનાની દુનિયામાં તો 'એમ્બેસેડર' કે 'ફીયાટ' કાર હતી. અને આ બધું કંઇ ચાલુ પગારમાં તો મળી ના શકે! એણે પોતાના પતિને લાંચ લેવા માટે-વધુ પૈસા ભેગા કરવા 'પંપીંગ' કરવાનું ચાલુ કર્યું! શરૂઆતમાં

તો પેલા યુવાને બહુ ના ગણકાર્યું, એની વાત પર ધ્યાન ના આપ્યુ. પણ પછી તો આ રોજની રામાયણ થઈ ગઇ....જ્યાં પતિ ઘરમાં આવે કે બસ....પત્નીની 'ટેપ' ચાલુ થઇ જાય! યુવાન દરરોજના આ કકળાટથી કંટાળી ગયો અને છેવટે એણે પોતાની પત્નીની લાંચ લેવાની વાત માની લીધી. જોકે એણે પોતાની પત્નીને ચોખ્ખું સંભળાવી દીધેલું 'જો....હું તને ઠીક કહું છું....આ અન્યાયનો પૈસો આપણને દુઃખી કરશે....સુખે જીવવા નહી દે....માટે હજુ પણ તું માનીજા. જે છે, જેટલું છે એમાંજ મઝેથી જીવ!' પણ પેલી ક્યાં આ બધુ સાંભળે એમ હતી જ?

**સભામાંથી :** અમારી પણ આજ દશા છે! સ્ત્રીઓની આકાંક્ષાઓ વધતી જ જાય છે....આવશ્યકતાઓ બેફામ વધી રહી છે....! એમની એ જરૂરિયાતો પૂરી કરવા માટે અમારે અન્યાય અને અનીતિ કરીને પૈસા કમાવા જ પડે ને?

**પત્નીઓના નામે તમે નહી છૂટી શકો!**

**મહારાજશ્રી :** વાહ....વાહ....શું વાત કરો છો તમે તો! જાણે તમારી જરૂરિયાતો તો કયારેય વધતીજ નથી! તમારી ઈચ્છાઓ તો જાણે બિલકુલ વધતી નથી! આ કહેવું છે તમારે? શું તમારે તમારી સ્ત્રીઓના કારણેજ અન્યાય અને અનીતિથી પૈસા કમાવવા પડે છે? શું દલીલ છે તમારી! કેવા ગજબ છો તમે લોકો! દોષનો ટોપલો નાંખી દીધો સ્ત્રીઓ પર ને પોતે થઇ બેઠા સંતના અવતાર? હું બહુ સારી રીતે ઓળખું છું તમને! લાખો રૂપિયા ભરી બેઠા છો તિજોરીમાં, છતાંયે દુકાનની માયા છૂટતી નથી! વેપારને સંકેલવાની વાત નહી! બોલો, તમારા ઘરવાળા તમને બે-ચાર બંગલા બાંધી લીધા....બે ત્રણ ગાડી આવી ગઈ, તોયે કહીદે કે 'હવે હું નવા ઘરેણાં નહી માંગુ....હવે મારે નવી સાડીઓ.... નવું મકાન-કે નવી ગાડીઓ નથી જોઈતી!' બોલો તો તો તમે ધંધામાંથી નિવૃત્ત થઈ જાઓને! પછીતો ધંધામાંથી છૂટા થઇ

પેલા યુવાને પોતાની સાયકલ મારી મૂકી દવાખાના તરફ. દવાખાનાની બહાર જ એની પત્ની ઉભી હતી. જતાવેંત પેલાએ પૂછ્યું : 'બાબાને કેમ છે ?' પત્ની રડી પડી. હીબકા ભરતાં ભરતાં એણે કહ્યું 'ડોકટર કહે છે કે ભગવાનની ઈચ્છા હશે તો જ છોકરો બચી શકશે. અમે અમારાથી બનતું બધું જ કરી રહ્યા છીએ.'

## બાબાને કોણે બચાવી લીધો ?

યુવાને પળભરમાં મનમાં કશુંક વિચારીને નિર્ણય કર્યો. એણે પત્નીને કહ્યું : 'તું ચિંતા ના કર. અહી ઉભી રહે, અથવા બાબા પાસે બેસજે. હું હમણાં જ આવું છું.' કહીને સાયકલ પર ચઢીને એ ચાલ્યો શહેર તરફ. જે ભાઈ પાસે એણે લાંચ લીધેલી એની પાસે જઈને પેલા બસો રૂપિયા એના હાથમાં પાછા મૂકીને માફી માંગી. એક પળ પણ થોભ્યા વિના પાછો સાયકલ પર સવાર થઈને દવાખાને આવી ગયો. પહોંચતાવેંત જ એની પત્નીએ કહ્યું. 'બાબાને હવે સારું છે.' ભાનમાં આવી ગયો છે.' યુવાને આંખ મીંચીને ઉંડો શ્વાસ લીધો. એણે હાથ જોડીને પરમાત્માની ક્ષમા માંગી. પત્ની તો જોઈ જ રહી એની સામે. એને આમાં કંઈ ગતાગમ પડી નહી. એટલામાં ડોકટરે આવીને કહી દીધું, યુ આર રીયલી લકી....તમારા બાબાને તમે હવે ઘેર લઈ જઈ શકો છો ! ભગવાને એને બચાવી લીધો !'

બાબાને લઈને પતિ–પત્ની ઘેર આવ્યા. જમ્યા પછી પત્નીએ પૂછ્યું : તમે દવાખાને આવીને તરત પાછા ક્યાં ગયા હતા ? ને ભગવાન પાસે માફી શની માંગી ? યુવાને કહ્યું : 'હું ગયો' તો બાબાની દવા લેવા માટે !'

'બાબાની દવા ? કેવી દવા ? ક્યાં છે એ દવા ? તમે આમ ઉખાણું કેમ કરો છો ? મને કંઈ સમજાતું નથી, સાચું કહો ને ?' ને પેલા યુવાને માંડીને બધી વાત કરી ત્યારે પેલીની

આંખો પલળી ગઇ. એણે કહ્યું : 'તમે બહુ સારું કર્યું'....આપણે સુખી છીએ....મારે વધારે પૈસા નથી જોઇતા....હવે તમને ક્યારેય લાંચ-રુશ્વત લેવા માટે નહી કહું....મને માફ કરી દો....તમારા આદર્શો જ મારી સાચી મૂડી છે....' પેલા યુવાનના હૈયે આનંદની કેવી હેલી ચઢી હશે?

જો જો હોં....આ કંઇ જોડેલી કે બનાવેલી વાત નથી....પણ બનેલી સાચી ઘટના છે. આના પરથી પણ જો તમે કંઇક સમજી શકો તો સારું છે! પણ મને લાગે છે, તમે વળી બીજું જ કંઇક વિચારતા હશો! ખરું ને?

**સભામાંથી :** સાચું છે આપનું અનુમાન. અમે લોકો તો એ વિચારીએ છીએ કે 'આવું તો ક્યારેકને કો'કના જીવનમાં બની જાય, અમને તો આવો કોઈ અનુભવ નથી!'

**મહારાજશ્રી :** એટલે કે તમને કોઈ અનુભવ થશે પછી જ તમે અન્યાય અને અનીતિ છોડવાના? ખરું ને? મને તો લાગે છે કે તમને આનાથીયે વધારે કડવા અનુભવ થશે તોયે તમે અન્યાય અનીતિનો રસ્તો નહી છોડો! જ્યાં સુધી અન્યાયથી રૂપિયા મળતા રહેશે....અનીતિથી પૈસા પ્રાપ્ત થતા રહેશે, ત્યાં સુધી તો તમે ન્યાયનીતિની વાત માનવાના છો જ નહી! બીજાના અનુભવો તમારી ઊંઘ ઉડાડવા માટે પૂરતા નથી, કેમ? ઠીક છે થવા દો ત્યારે એવા વિનાશકારી અનુભવો! કર્યા કરો ત્યાં સુધી અન્યાય અને અનીતિ! વધારે તો શું કહું તમને લોકોને?

### પાપાનુબંધી પુણ્યનો ઉદય :

સંભવ છે કે પ્રબળ પાપાનુબંધી પુણ્યોદય હશે તો અન્યાયોપાર્જિત દ્રવ્ય-સંપત્તિ જિંદગીપર્યંત નષ્ટ નહી થાય....તમારી પાસે જ રહેશે. છતાંયે એના ભયાનક પરિણામ તો તમારે ભવાંતરમાંયે ભોગવવા જ પડશે. ચોક્કસ ભોગવવા પડશે. એમાંથી તમે બચી નહી શકો! પ્રબળ

.બોને ? અન્યાય અને અનીતિ, ઘાલમેલને 'પોલીસી' કરવાનું છોડી દેશોને ?

હા, હોય છે....એવી કેટલીક સ્ત્રીઓ કે જે પોતાના શ્રીમાન-જીને પૈસા કમાવવા માટે ગમે તે તિકડમ્ લડાવવા માટે મજબૂર કરે છે. પણ દરેક સ્ત્રી એવી નથી હોતી. બીજી બાજુ જો બુદ્ધિશાળીને સમજુ સ્ત્રી ધારી લે કે 'મારે મારા પતિને અન્યાય-અનીતિના પૈસા નથી કમાવા દેવા,' તો એ આ કામ જરૂર કરી શકે.

**માત્ર વર્તમાન જીવનના જ વિચારો :**

**સભામાંથી** ? અમને પણ આવું કહે છે... અમે માનતા નથી એમની વાત !

**મહારાજશ્રી :** હા....હવે આવ્યાને ઠેકાણે ? પણ જો એ વિચક્ષણ હશે, બુદ્ધિશાળી હશે, તો પોતાનો પ્રયત્ન છોડશે નહી. ગમેતે ઉપાયે એકને એક દિવસ એ તમને ચોકકસ ન્યાય-નીતિના માર્ગે દોરી લાવશે. સ્ત્રીમાં એક વિશેષ પ્રકારની શકિત રહેલી છે. માટેતો એને 'શકિતરૂપા' કહેલી છે. એ ધારે તો પુરુષને દેવ બનાવી શકેને એ ધારે તો પુરુષને હેવાનથી પણ હીણો બનાવી દે. પણ આજે તો વ્યસન અને ફેશનના નશાએ સ્ત્રી અને પુરુષ દરેકને કર્તવ્યના માર્ગથી ભ્રષ્ટ કરી દીધા છે. વિકાર અને વાસનાને વિવશ પડેલા સ્ત્રી-પુરુષો અન્યાય અને અપ્રમાણિકતાના માર્ગે આંધળી દોટ મૂકી રહ્યા છે. ગમેતે ભોગે આપણે તો બસ પૈસા પેદા કરવા છે. કારણકે જો પાસે પૈસા હશે તોજ બંગલો બાંધી શકાશે....તોજ કાર આવી શકશે....તોજ કલબો અને સોસાયટીઓમાં સારી પેઠે હરીફરી શકાશે, આપણો સામાજિક મોભો વધશે.... સમાજમાં આપણે પૂછાઈશું....આપણાં છોકરા માટે સારા ઘરની છોકરી મળી રહેશે....આપણી છોકરીને સારૂં ઘર અને સારો વર મળી શકશે. આવા વિચારોના વા વંટોળમાંજ અટવાયેલા રહો છો ને ? માત્ર વર્તમાન જીવનનોજ વિચાર કરો છો. અને એ પણ સાવ

છીછરો ને અયોગ્ય, પરિપક્વ કે પ્રૌઢ નહી ! પછી પરલોકનો વિચાર તો આવે જ ક્યાંથી કે 'આગલા ભવમાં હું ક્યાં જન્મીશ ? ત્યાં મને કેવા સુખ મળશે ? કેવા દુઃખ મળશે ?' આવા વિચારો તો નહી, પણ વર્તમાન જીવનને સુખી કરવાના પણ સાચા ને યોગ્ય વિચારો નથી આવતા ? અન્યાયથી, અનીતિથી, જુઠ-ફરેબીથી કમાવેલું ધન વર્તમાન જીવનને પણ દુઃખની ઝંઝામાં ઝીંકી દે છે.

**ન્યાય-નીતિની વાતો વાહિયાત !!**

પેલા યુવાને પોતાની પત્નીને સમજાવવા માટે ઘણા પ્રયત્નો કર્યા....પણ પેલી ના માની. એણે તો હજારો ને લાખો રૂપિયાઓના સપના જોયા હતા ! 'જો પતિ બેઈમાનીથી પણ વધારે રૂપિયા કમાવી શકતા હોય તો એમણે કમાવા જ જોઈએ અને આજે કોણ તો બેઈમાની નથી કરતું ? ઇમાનદારીનું પૂંછડું પકડી રાખવાથી કંઈ 'લીવીંગ સ્ટાન્ડર્ડ' ઉંચુ નથી આવવાનું એમ તો પછી ગરીબીને અછતમાં સબડયા કરો....' આ હતી પેલી સ્ત્રીની વિચારધારા ! વિપુલ ધનસંપત્તિમાં એને સુખના સાત સમંદર દેખા દેતા'તા ! ન્યાય-નીતિ અને પ્રમાણિકતાની વાતો એને મન દમ વગરની વાહિયાત વાતો હતી.

પેલા યુવાને દુઃખતા દિલે પણ પોતાની પત્નીની વાત માની લીધી. એ ગયો પોતાની ઓફિસે. એજ દિવસે એક ભાઇ પાસેથી એણે બસો રૂપિયાની લાંચ લીધી, એક ફાઇલને આગળ ખસેડવા માટે ! રૂપિયા ખીસામાં નાખી દીધા. દિલમાં ખોટુ કર્યાની લાગણી સળવળે છે....કંઇક અશુભ કે અણકલ્પ્યુ થવાની આશંકા એને ઘેરી વળે છે.

**લાંચ લીધી અને બાબો બીજા માળથી પડયો....**

સાંજે જ્યારે ઓફિસેથી છૂટીને ઘેર પહોંચે છે, ઘરે પહોંચતા જોયું તો ઘર બંધ છે. બહાર તાળું લટકે છે. પાડોશમાં પૂછતાં જવાબ મળ્યો કે 'તમારો બાબો બપોરે બીજે માળેથી પડી ગયો નીચે. તમારા પત્ની એને લઈને દવાખાને ગયા છે.'

પેલા યુવાને પોતાની સાયકલ મારી મૂકી દવાખાના તરફ. દવાખાનાની બહાર જ એની પત્ની ઉભી હતી. જતાવેંત પેલાએ પૂછ્યું : 'બાબાને કેમ છે ?' પત્ની રડી પડી. હીબકા ભરતાં ભરતાં એણે કહ્યું ' ડોકટર કહે છે કે ભગવાનની ઈચ્છા હશે તો જ છોકરો બચી શકશે. અમે અમારાથી બનતું બધું જ કરી રહ્યા છીએ.'

## બાબાને કોણે બચાવી લીધો ?

યુવાને પળભરમાં મનમાં કશુંક વિચારીને નિર્ણય કર્યો. એણે પત્નીને કહ્યુ : ' તું ચિંતા ના કર. અહી ઉભી રહે, અથવા બાબા પાસે બેસજે. હું હમણાં જ આવું છું.' કહીને સાયકલ પર ચઢીને એ ચાલ્યો શહેર તરફ. જે ભાઈ પાસે એણે લાંચ લીધેલી એની પાસે જઈને પેલા બસો રૂપિયા એના હાથમાં પાછા મૂકીને માફી માંગી. એક પળ પણ થોભ્યા વિના પાછો સાયકલ પર સવાર થઈને દવાખાને આવી ગયો. પહોંચતાવેંત જ એની પત્નીએ કહ્યું. 'બાબાને હવે સારું છે.' ભાનમાં આવી ગયો છે.' યુવાને આંખ મીંચીને ઉંડો શ્વાસ લીધો. એણે હાથ જોડીને પરમાત્માની ક્ષમા માંગી. પત્ની તો જોઈ જ રહી એની સામે. એને આમાં કંઈ ગતાગમ પડી નહી. એટલામાં ડોકટરે આવીને કહી દીધું, યુ આર રીયલી લકી....તમારા બાબાને તમે હવે ઘેર લઈ જઈ શકો છો ! ભગવાને એને બચાવી લીધો !'

બાબાને લઈને પતિ–પત્ની ઘેર આવ્યા. જમ્યા પછી પત્નીએ પૂછ્યું : તમે દવાખાને આવીને તરત પાછા કયાં ગયા હતા ? ને ભગવાન પાસે માફી શેની માંગી ? યુવાને કહ્યું : ' હું ગયો ' તો બાબાની દવા લેવા માટે !'

' બાબાની દવા ? કેવી દવા ? કયાં છે એ દવા ? તમે આમ ઉખાણાં કેમ કરો છો ? મને કંઈ સમજાતું નથી, સાચું કહો ને ?' ને પેલા યુવાને માંડીને બધી વાત કરી ત્યારે પેલીની

આંખો પલળી ગઇ. એણે કહ્યું : 'તમે બહુ સારું કર્યું'....આપણે સુખી છીએ....મારે વધારે પૈસા નથી જોઇતા....હવે તમને ક્યારેય લાંચ-રુશ્વત લેવા માટે નહી કહું....મને માફ કરી દો....તમારા આદર્શો જ મારી સાચી મૂડી છે....' પેલા યુવાનના હૈયે આનંદની કેવી હેલી ચઢી હશે?

જો જો હોં....આ કંઇ જોડેલી કે બનાવેલી વાત નથી....પણ બનેલી સાચી ઘટના છે. આના પરથી પણ જો તમે કંઇક સમજી શકો તો સારું છે! પણ મને લાગે છે, તમે વળી બીજું જ કંઇક વિચારતા હશો! ખરું ને?

**સભામાંથી :** સાચું છે આપનું અનુમાન. અમે લોકો તો એ વિચારીએ છીએ કે 'આવું તો ક્યારેકને કો'કના જીવનમાં બની જાય, અમને તો આવો કોઈ અનુભવ નથી!'

**મહારાજશ્રી :** એટલે કે તમને કોઈ અનુભવ થશે પછી જ તમે અન્યાય અને અનીતિ છોડવાના? ખરું ને? મને તો લાગે છે કે તમને આનાથીયે વધારે કડવા અનુભવ થશે તોયે તમે અન્યાય અનીતિનો રસ્તો નહી છોડો! જ્યાં સુધી અન્યાયથી રૂપિયા મળતા રહેશે....અનીતિથી પૈસા પ્રાપ્ત થતા રહેશે, ત્યાં સુધી તો તમે ન્યાયનીતિની વાત માનવાના છો જ નહી! બીજાના અનુભવો તમારી ઊંઘ ઉડાડવા માટે પૂરતા નથી, કેમ? ઠીક છે થવા દો ત્યારે એવા વિનાશકારી અનુભવો! કર્યા કરો ત્યાં સુધી અન્યાય અને અનીતિ! વધારે તો શું કહું તમને લોકોને?

### પાપાનુબંધી પુણ્યનો ઉદય :

સંભવ છે કે પ્રબળ પાપાનુબંધી પુણ્યોદય હશે તો અન્યાયોપાર્જિત દ્રવ્ય-સંપત્તિ જિંદગીપર્યંત નષ્ટ નહી થાય....તમારી પાસે જ રહેશે. છતાંયે એના ભયાનક પરિણામ તો તમારે ભવાંતરમાંયે ભોગવવા જ પડશે. ચોક્કસ ભોગવવા પડશે. એમાંથી તમે બચી નહી શકો! પ્રબળ

પાપાનુબંધી પુણ્યના ઉદયમાં મારી વાત તમારા ગળે નહી ઉતરે ! કારણ કે પાપાનુબંધી પુણ્યનો ઉદય મનુષ્યની બુદ્ધિને મલીન કરી નાંખે છે ! મલીન બુદ્ધિમાં જ્ઞાનીપુરુષોની વાતો જચવી અશકય હોય છે. સાચી ને સારી પણ વાત જો બુદ્ધિ નિર્મળ હોય, સ્વચ્છ હોય તો જ ઉતરે છે. પાપાનુબંધી પુણ્યના પાપે તો આજે મોટાભાગના લોકોની બુદ્ધિ ભ્રષ્ટ કરી નાંખી છે !

## દ્રૌપદી અને ભીષ્મપિતા વચ્ચેનો પ્રસંગ :

મહાભારતની એક સરસ મજાની વાર્તા છે. બહુ સમજવા જેવી વાત છે ! ભીષ્મપિતામહ પાંડવોને ઉપદેશ આપી રહ્યા છે, બાણોની શય્યા પર પોઢયા પોઢયા. પાંડવોની સાથે દ્રૌપદી પણ ત્યાં ઉભાં છે. ઉપદેશના વચનો બધા સાંભળી રહ્યા છે....સાંભળતાં ને સાંભળતા અચાનક દ્રૌપદીના ચહેરા પર હાસ્ય ફરકી ગયું ભીષ્મની નજર ગઈ દ્રૌપદી તરફ. એમણે પૂછયું : 'કેમ બેટી, તું અત્યારે હસી શા માટે ? ના ના....ખાસ કંઈ નથી....આ તો અમસ્તું જ હસવું આવી ગયું''....એમ કહીને દ્રૌપદીએ વાતને ટાળવા પ્રયત્ન કર્યો. ભીષ્મે કહ્યું 'ના બેટી, જે હોય તે તારે કહેવું તો પડશે.... સાચે સાચું કહી દે....' ભીષ્મનો આવો અતિ આગ્રહ જોઇને દ્રૌપદી વિનયથી બોલ્યા : 'પૂજ્યવર, આપ અમારા પિતામહ છો....અમારા માટે આદરણીય છો....આપનો ઉપદેશ અમારે સાંભળવો–સ્વીકારવો જ જોઇએ, પણ મને એક વાત બહુ વિચિત્ર લાગે છે કે જ્યારે ભરી–રાજસભામાં કૌરવો મારી લાજ લુંટવા માટે ઉતરી આવ્યા'તા, દુઃશાસન મારા ચીર ખેંચ્યે જતો હતો ત્યારે આપ બિલકુલ મૌન બેઠા હતા. ત્યાં આપે કોઈ ઉપદેશ ન આપ્યો કે સત્યનો પક્ષ ના લીધો ! તો શું જ્ઞાન માત્ર ઉપદેશ આપવા માટે જ છે ? જીવનની સાથે એનો કોઇ જ સંબંધ જ નથી ? મને આપના આવા આચરણ વગરના ઉપદેશ પર હસવું આવી ગયું !'

ભીષ્મ પિતામહે ખુબ જ સ્વસ્થતાથી જવાબ આપતા કહ્યું :

'વત્સે તારુ કહેવું બિલ્કુલ સાચું છે. જ્ઞાન માત્ર ઉપદેશ આપવા માટે નથી જ, વ્યવહારમાં-આચરણમાં ઉતારવા માટે છે. અલબત્, તારા સંકટ વખતે રાજસભામાં મને જ્ઞાન તો હતું જ પણ દુર્યોધનનું અન્યાયપૂર્ણ અન્ન ખાઇ ખાઇને મારી બુદ્ધિ એટલી તો મલીન થઈ ગઈ હતી કે એ જ્ઞાન મારા વ્યવહારમાં ન ઉતરી શક્યું....અને હું તમાશો જોતો જ રહ્યો....પણ અત્યારે અર્જુનના આ બાણોએ મારા શરીરમાંથી પેલા દુષિત અન્નથી બનેલા લોહીને કાઢી નાંખ્યું છે, એ નીકળી ગયું, હવે હું નિર્વિકાર છું! મારી બુદ્ધિ અત્યારે શુદ્ધ છે. હું અત્યારે પૂર્ણ શાંત છું!'

## જેવું ખાય અન્ન તેવું થાય મન!

સમજાય છે ભીષ્મ પિતામહની વાત તમને? અન્યાયથી ઉપાર્જિત ધન-વૈભવનો ઉપભોગ કરવાથી મનુષ્યની બુદ્ધિ મલીન થઇ જાય છે. મલીન બુદ્ધિવાળો મનુષ્ય સદ્ધર્મનું આચરણ નથી કરી શકતો. રાજસભામાં જ્યારે દુઃશાસન દ્રૌપદીના ચીર ખેંચી રહ્યો હતો એ વખતે ભીષ્મ ત્યાં બેઠેલા જ હતા, પણ એઓ દુઃશા-સનના આવા કુકૃત્યનો વિરોધ ના કરી શક્યા! મૌન રહ્યા ને તમા-શાના સાક્ષી બન્યા રહ્યા વિરોધ કરે કેવી રીતે? એઓ દુર્યો-ધનના આશ્રિત હતા ને? દુર્યોધનનું અન્ન ખાતા હતા ને? સુખ-સગવડ....મહેલ-મહેલાતો બધું જ અન્યાયોપાર્જિત હતું ને? અરે! દુર્યોધન પોતે અન્યાય-અનીતિનું પૂતળું હતો ને?

'જેવું ખાય અન્ન તેવું થાય મન.' સાંભળી છે આ કહેવત? આ કંઈ અમથું જોડકણું નથી! સાવ સાચી ને સમજણ ભરી વાત છે. તમે જેવું અન્ન ખાશો, તમારા મનમાં એવા જ વિચારો પેદા થવાના. એટલા માટે તો આપણા ભારતના તમામ ધર્મોએ આહા-રની શુદ્ધિ પર ખૂબ જ ભાર મૂક્યો છે. જૈનધર્મમાં તો આહાર-શુદ્ધિને બહુ મહત્વના એકમ તરીકે સ્થાન અપાયું છે. પણ દુર્ભાગ્ય છે કે આજે આપણા જૈનો પણ આહારશુદ્ધિને અભરાઇ પર

મૂકીને જે તે ખાતાને જે-તે પીતા થઈ ગયા છે!

**સભામાંથી :** જેમ અન્યાયોપાર્જિત પૈસાનો ઉપભોગ કર-વાથી, ઉપભોગ કરનારની બુદ્ધિ મલીન થાય છે, તેમ અન્યાયથી કમાવેલ પૈસા જો દેરાસરો બાંધવામાં વપરાય તો શું એનો દુષ્ટ પ્રભાવ દેરાસરો પર પણ પડે ખરો ?

**મહારાજશ્રી :** જિનમંદિરનું નિર્માણ ન્યાયથી ઉપાર્જિત દ્રવ્યથી જ થવું જોઇએ. શાસ્ત્રોમાં પણ આવું જ વિધાન છે! અન્યાયોપાર્જિત દ્રવ્ય જે મંદિરમાં વપરાયું છે, એ દેરાસરમાં પરમાત્મ-ભક્તિના ભાવો એટલા નહી ઉલટે, જેટલા ન્યાયોપાર્જિત દ્રવ્યથી નિર્મિત દેરાસરમાં ઉછળશે. આજકાલ ઘણાં બધા લોકો પૂછે છે કે 'દેરાસરમાં જવા છતાંયે મન પરમાત્મામાં ચોંટતું નથી....ત્યાંયે મનની ચંચળતા એવી ને એવી રહે છે,' વગેરે....અલબત, આ રોગમાં બીજા પણ અનેક કારણો હોઇ શકે, છતાંયે દેરાસરમાં વપરાયેલું અશુદ્ધ દ્રવ્ય પણ એમાં ભાગ ભજવે છે જ!

બીજી વાત એ પણ છે કે આજે કેટલા લોકો પાસે ન્યાયથી કમાવેલી સંપત્તિ હશે? ધનવાનોને, શ્રીમંતોને જઇને જરા પૂછી આવો કે શું એમની પાસે જે પૈસા છે, તે ન્યાયથી પેદા કરેલા છે કે અન્યાય-અનીતિથી ઉપાર્જેલા છે? એટલું વળી સારૂં છે કે અન્યાયથી ઉપાર્જિત પૈસા પણ સત્કાર્યમાં વાપરવાની ઇચ્છા જાગે છે! સારા કાર્યોમાં પોતાના પૈસા વાપરવાની ઇચ્છા કંઈ બધાને નથી થતી! પાપાનુંબંધી પુણ્યથી જે સંપત્તિ મળે છે તે તો મનુ-ષ્યના મનને બગાડે જ છે, બુદ્ધિને વિકૃત કરી દે છે, એનાથી મનુષ્ય ઉન્માર્ગે જતો રહે છે. એની સંપત્તિ ખરાબ કાર્યોમાં જ વપરાય છે. પુણ્યના ઉદયથી ભલે પૈસા મળ્યા, વૈભવ મળ્યો પણ એનો ઉપયોગ એ પાપાચરણમાં જો કરે છે તો એ પુણ્યનો ઉદય પાપાનુબંધી થઇ ગયો!

## પુણ્યના બે પ્રકાર :

પુણ્યોદય બે પ્રકારનો હોય છે. પુણ્યાનુબંધી અને પાપાનુબંધી. નિર્મળ, પવિત્ર બુદ્ધિવાળાઓનો પુણ્યોદય પુણ્યાનુબંધી હોય છે. મલીન અને અપવિત્ર બુદ્ધિવાળાઓનો પુણ્યોદય પાપાનુંબંધી હોય છે, પવિત્ર બુદ્ધિ મનુષ્યને સારા કાર્યો માટે પ્રેરણા આપે છે, જ્યારે મલીનબુદ્ધિ મનુષ્યને ઉંધા રસ્તે દોરી જાય છે.

જો મનુષ્યનું પાપાનુબંધી ઉદયમાં આવે છે તો પવિત્ર ને નિર્મળ બુદ્ધિ પર મલીનતાનું આવરણ છવાઇ જાય છે. એવી રીતે પુણ્યાનુંબંધી પુણ્યનો ઉદય થવાથી મલીન બુદ્ધિવાળો મનુષ્ય પણ પવિત્ર પ્રજ્ઞાવંત બની જાય છે! આતો કર્મનો પ્રભાવ છે! હાં, બુદ્ધિ પર પણ કર્મોનો પ્રભાવ હોય છે!

જો તમે અન્યાય–અનીતિ કરતા હો, અન્યાય–અનીતિ કરવાનું તમારા દિલમાં દુઃખ પણ ના હોય, અને ' મારે અન્યાય–અનીતી નહી કરવા જોઈએ મારો વ્યવહાર મારે શુદ્ધ રાખવો જોઇએ, ' આવો વિચાર પણ તમને નથી આવતો તો સમજી લ્યો કે ગૃહસ્થધર્મનું પહેલું પગથિયું પણ તમે સર કરી શક્યા નથી.

## તમારા પાપોદયથી આવી સરકાર મળી છે!

તમારા દુર્ભાગ્યની તો વાત જ શું કરૂ? તમને સરકાર પણ એવી જ મળી છે! અર્થવ્યવસ્થા એટલી બધી આંટીઘુંટી ભરી અને અકળાવનારી બની ગઈ છે કે પ્રજા હેરાન–પરેશાન થઇ ગઇ છે. એટલા બધા ' ટેક્સ નાખ્યા છે સરકારે કે, મનુષ્યનું ન્યાયનીતિના રસ્તે ચાલવું મુશ્કેલ બની ગયું છે. દિ' ઉગે ને નવા ' ટેકસો'ના ફરફરિયા બહાર પડે છે. લાખ રૂપિયા કમાનાર પાસેથી સરકાર ૬૫ હજાર આંચકી લેવા માંગે છે! કોણ આપશે સરકારને ૬૫ હજાર? એટલા માટે જુઓ, આજે મોટાભાગના વેપારીવર્ગ ' ટેક્સ 'ની ચોરી કરતો થઈ ગયો છે. ' ટેક્સ 'ના રૂપિયા બચાવવા માટે

અનીતિ આચરે છે. સરકારમાં બેઠેલા નેતાઓ શું આ બધું નથી જાણતા? જાણે છે....અરે એમનામાંના જ ઘણા નેતાઓ ટેક્સ બચાવવાની વેતરણમાં રહે છે! આવી 'બોગસ' અર્થવ્યવસ્થાવાળું રાજ્યશાસન મળવું, એ પણ આપણા પાપકર્મનો જ ઉદય છે!

આ બધી વાતોનો સાર એટલો જ કે તમે તમારી જરૂરિયાતો ઘટાડી દો. ઓછાથી ઓછામાં જીવતા શીખો. પૈસાદાર બનવાની લાલસા છોડી દો, તો જ તમે ન્યાય અને નીતિના માર્ગે ચાલી શકશો.

બીજી વાત એ છે કે તમે જો વેપારી છો તો તમારે ગ્રાહકની સાથે અન્યાય ન કરવો જોઇએ. ગ્રાહકોની સાથે દગાબાજી નહી કરવી જોઈએ. માલમાં ભેળસેળ નહી કરવી જોઇએ. સરકારની સાથે માનો કે તમે પ્રમાણિકપણે ન વર્તી શકો, પણ પ્રજાની સાથે, લોકોની સાથે તો બેઇમાની ના કરો! જો તમે પ્રજાની સાથે અન્યાય કરશો તો પ્રજા પણ તમારી જોડે અન્યાય જ કરવાની! તમે બીજાને લૂંટશો તો ક્યારેક કોઈ તમને પણ ખંખેરી નાંખશે!

## જેવું આપો તેવું લ્યો!

એક ગામ હતું ગામમાં એક શેઠની દુકાન હતી. દુકાનમાં અનાજ–મસાલો–મરચા–ગોળ–ઘી વગેરે વેચાતું હતું. એક અભણ બાઇ આજ દુકાનેથી અનાજ–ગોળ વગેરે ખરીદતી હતી. એક દિવસ એને શેઠની દુકાનેથી એક કિલો ગોળ ખરીદ્યો, ગોળ લઈને એ તો એને ઘેર જતી રહી. આ બાજુ શેઠના ઘેર એ દિવસે કંઇ મહેમાનો આવ્યા હશે, ઘેર બધી રસોઇ તૈયાર થઇ ગઇ મહેમાનો જમવા બેઠા. ઘી ખૂટ્યું. શેઠે છોકરોને ઘી લેવા પેલી બાઈને ઘેર મોકલ્યો એ બાઇને ઘેર ગાય-ભેંસો હતી. ચોખ્ખા ઘી–દહી–છાસ વગેરે એને ત્યાં મળતાં હતા. શેઠનાં છોકરાએ પેલી બાઇ પાસે જઇને એક કિલો ઘી માંગ્યું. બાઇ પાસે વજન કરવાનું સાધન

નહોતું. એણે તો શેઠે આપેલો ગોળ ત્રાજવામાં મૂકીને ઘી જોખી આપ્યું એક કિલો !

છોકરો ઘી લઈને ઘેર પહોંચ્યો. શેઠ પણ રાહ જોતા બેઠા હતા. એમણે તરત જ ત્રાજવું લઈને એક કિલોનું વજન મૂકીને ઘી જોખ્યું, ઘી બે છટાંક ઓછું નીકળ્યું ! શેઠ તો ધૂંવા-પૂંવા થઇ ગયા....એમણે છોકરાને કહ્યું : ' જા, જઈને પેલી બાઈને અબીહાલ તેડી લાવ....ધોળે દિવસે આવી બેઈમાની ? હું નહી ચલાવી લઉં !' અને છોકરો જઈને તેડી આવ્યો પેલી બાઈને. શેઠે તો બાઈને જોતા જ ઉધડો લીધો : ' આટલી બધી બેઇમાની ? પૈસા પૂરા એક કિલોના લેવાના અને ઘી ઓછું આપવાનું !'

પેલી બાઈએ ઠંડા કાળજે કહ્યું : ' શેઠ....સાચું ખોટું તો ભગવાન જાણે....પણ જુઓ, મારી પાસે તો વજન કરવાનું સાધન છે જ નહીં. મેં તો આજે સવારે તમારી દુકાનેથી જે એક કિલો ગોળ લીધો હતો. એનાથી જોખીને જ આ ઘી આપ્યું છે. તમે જેટલો ગોળ આપ્યો હશે....એટલું જ ઘી તમને મળ્યું....!'

શેઠના ઘરે બેઠેલા મહેમાનો એક બીજાની સામે આંખો મીચકારીને હસવા લાગ્યા. શેઠનું મોંઢું તો સૂકાયેલા કોકમ જેવું થઇ ગયું....! કાપો તો લોહી ના નીકળે ! ખરેખર તો શેઠે જ બેઇમાની કરી હતી. એમણે જ પેલી બાઈને ગોળ ઓછો આપ્યો હતો, પૈસા તો પૂરા એક કિલોના જ લીધા હતા !

**એક-બીજાનું શોષણ કરવાની હરિફાઈ :**

આ તો મત્સ્ય ગલાગલ ન્યાય છે ! જાણો છો એ ન્યાય ! એક માછલું બીજા માછલાને ગળી જાય તો એનાથી યે મોટું માછલું વળી એને ગળી જાય ! એવું જ અહીં બની રહ્યું છે ને ! નાનો વેપારી મોટા વેપારીથી ઠગાય છે....તો વળી એનાથી મોટો વેપારી

એને ઊંઠાં ભણાવી દે છે ! માની લો કે તમે કપડાના વેપારી છો. તમારી પાસે ઘીનો વેપારી આવે છે...કાપડ લેવા, તમે એની સાથે દગો કર્યો હવે તમે ઘી લેવા એની દુકાને ગયા. એણે તમારી સાથે દગો કર્યો ! પછી એ ઘીનો વેપારી અનાજ ખરીદવા અનાજવાળાની દુકાને ગયો, ત્યાં એ ઠગાયો ! એ અનાજનો વેપારી દવાની દુકાને ગયો તો દવાના વેપારીએ એને લૂંટયો....! દવાનો વેપારી ઝવેરીને ત્યાં ગયો તો ઝવેરીએ એને ખંખેર્યો....આવું જ વિષચક્ર ચાલી રહ્યું છે ને તમારા સંસારમાં ? આના કારણે સમગ્ર માનવતા જાણે મરી પરવારવા બેઠી છે, એકબીજાનું શોષણ કરવાની હરિફાઇ ચાલી છે !

શું મળે છે આનાથી તમને, એ તો કહો ? તમે તમારી આત્મશાંતિ ગુમાવી દીધી. વિશ્વાસના પારસ્પરિક સંબંધો રહેંસાઈ ગયા....ધર્મની આરાધના મુરઝાઈ ગઈ....બુદ્ધિની પવિત્રતા નષ્ટ થઇ ગઈ....કેટલું બધું ગુમાવી દીધું છે તમે લોકોએ ? કયારેય આ અંગે વિચાર્યું છે ખરૂ ? પણ તમારે તો ઘણાં બધા રૂપિયા ભેગા કરવા છે ! રૂપિયા મળતા હોય ને જો પત્નીપણુ કદાચ ખોવાઈ જાય, તો તમને એની બહુ પરવા નહીં ને ! પાંડવોએ જુગાર રમવામાં જ દ્રૌપદીને દાવ પર મૂકી દીધી હતી ને ? પણ તમે લોકો તો જુગાર નહી જ રમતા હો !

**સભામાંથી :** આમ જો કે રસ્તામાં બેસીને કે ઘરમાં નથી રમતા, કૂલબમાં જઇને કયારેક રમી લઇએ !

**મહારાજશ્રી :** શું વાત કરો છો ? કૂલબમાં જુગાર રમવાં જાઓ છો ? તમે લોકો તો જૈન છો ને ? પોતાને જૈન તરીકે ઓળખાવો છો અને જુગાર રમો છો ? શા માટે જૈનત્વને બદનામ કરો છો ? જો આવા ગોરખધંધા જ કરવા હોય તો પોતાની જાતને જૈન તરીકે ઓળખાવવાનું રહેવા દો ને ! શું તમારે જુગાર રમીને લખપતિ બની જવું છે ? ધ્યાન રાખજો, લખપતિ હશો તો ખખ-

પતિ થઈ જશો ! બહુ ખરાબ ધંધો છે આ, પોતે તો બરબાદ થવાના જ, સાથે-સાથે પરિવારને પણ બરબાદ કરી દેશો.

## બે ખરાબ ધંધા : જુગાર અને દાણચોરી :

જેમ જુગાર રમવો એ ખરાબ ધંધો છે, એમ દાણચોરીનો ધંધો પણ ખૂબજ ખરાબ છે. આજે તો મોટા મોટા શહેરોમાં આ વ્યાપાર બહુ ફેલાતો જાય છે ! ખરેખર તો આ ચોરીનો જ ધંધો છે. અનીતિથી ભરેલો આ ધંધો છે. આ ધંધામાં તો ઊંચા સમાજના સારા કહેવાતા માણસો પણ પ્રવેશ્યા છે ! કેટલાક લોકો-એ આ ધંધામાંથી લાખો રૂપિયા ભેગા પણ કર્યા છે....આ જોઈને બીજાઓના મનમાં પણ આ ધંધાનું આકર્ષણ જાગે છે. લોકો તો ગતાનુગતિક છે.

પણ આનું પરિણામ સારૂં નથી ! દાણચોરોની જિંદગી કેટલી 'ટેન્શન' ભરી અને બહાવરી હોય છે, આ હું બહું સારી રીતે જાણું છું. મેં એવા કેટલાક દાણચોરોના જીવનને જોયું છે ! પાસે લાખો રૂપિયા હોવા છતાંયે એઓ હંમેશા અશાંતને અવ-સાદથી ભરેલા હોય છે. એમના મોટા ભાગના પૈસા ખોટા કામોમાં જ ખર્ચાઇ જાય છે. ક્યારેક ને ક્યારેક એમની સંપત્તિ નષ્ટ થઈને જ રહેશે ! એમને કોઇ બચાવનાર નહી મળે !

જે 'ધંધા'માં અનીતિ-અન્યાય અને બેઈમાની કરવી પડતી હોય....એવા ધંધા ન કરો. એવી નોકરી ના કરો. માનશો મારી વાત ? ખોટા રસ્તે પૈસા કમાવવાની ઘેલછા છોડી દો. સીધા રસ્તે, સાચા રસ્તે ચાલો. ન્યાય-નીતિના રસ્તે ચાલતાં જેટલા રૂપિયા મળે, એટલામાં ગુજરાન કરવાનું શીખો. તમારા પરિવારને પણ આ બધી વાતો સમજાવતા રહો. આ વાતો તમે નહી માનો અને ખોટા ધંધા કર્યા કરશો તો જીવન હારી જશો. અંતિમ સમયે

પસ્તાવાનો પાર નહી રહે....! પરલોકનું જીવન બરબાદ થઈ જશે.... તિર્યંચયોનિ અને નરકયોનિમાં જો પહોંચી ગયા તો શું થશે? વિચારો....ખૂબજ શાંતિથી વિચારવાની જરુર છે. ઘેટાની જેમ ગતાનુગતિક ચાલ્યા કરશો તો દુર્ગતિની ઉંડી ખીણુમાં ફેંકાઈ જશો. ધન-સંપત્તિ વગેરે બધું જ અહી રહી જશે અને આત્મા ભયંકર દુઃખોની જવાળામાં ઝીંકાઈ જશે.

ધન-સંપત્તિ તીવ્ર આસક્તિમાંથી મુક્ત થયા વગર ન્યાય નીતિના રસ્તે ચાલવું બહુ મુશ્કેલ છે. આજે બસ, આટલું જ.



* પૈસા મેળવવા માટે કોઇ જાપ-ધ્યાન કે હોમ-હવન કરવાની આવશ્યકતા નથી. કોઈ બાધા-આખડી કે માનતા માનવાની જરૂર નથી....જરૂર છે માત્ર ન્યાય-નીતિના માર્ગે દૃઢતાથી ડગલા ભરવાની !

* પરિગ્રહસંજ્ઞા-પૈસા ભેગા કરવાની લાલસા જીવાત્માને ક્રૂર બનાવી દે છે. એનું કાળજું કઠોર-નઠોર બની જાય છે. અને કઠોર બનેલા હૈયામાં ક્યારેય આત્મ વિશુદ્ધિના ફૂલો નથી ખીલી શકતા !

* જિનશાસનની રક્ષા માત્ર ભાષણ ફાડવાથી કે છાપાના ચોપાનીયા છીપાવ્યે રાખવાથી નથી થઈ જતી, એ માટે જોઇએ કર્તવ્યપાલનની આગવી સમર્પિતા અને સર્વસ્વ લુંટાવાની તૈયારી !

# પ્રવચન/૬

મહાન શ્રુતવારિધિ પૂજ્ય આચાર્યદેવશ્રી હરિભદ્રસૂરીશ્વરજી આપણને 'ધર્મબિન્દુ' ગ્રંથના માધ્યમથી ગૃહસ્થ જીવનનો સામાન્ય-ધર્મ વિસ્તારથી સમજાવી રહ્યા છે.

સહુ પહેલાં એમણે અર્થોપાર્જનની ચર્ચા છેડી છે. અન્યાય, અનીતિ અને બેઇમાનીથી અર્થોપાર્જન કરવાનો રસ્તો ખોટો છે, અયોગ્ય છે, અને અર્થપ્રાપ્તિમાં અન્તતોગત્વા પ્રતિબંધક બને છે, આ વાત જુદા જુદા દાખલા દલીલોથી સિદ્ધ કરીને આગળ કહે છે કે ન્યાય-નીતિ એજ અર્થપ્રાપ્તિ સાચો ને સારો ઉપાય છે !

અર્થપ્રાપ્તિ માટેનો આ બહુ જ રહસ્યમય ઉપાય છે !

## ધન-પ્રાપ્તિનો સાચો માર્ગ :

અર્થપ્રાપ્તિ કરવા માટે બીજા કોઈ મંત્રજાપ કરવાની જરૂર નથી, કોઈ દેવ-દેવીની માનતા માનવાની કે ભોગ ચઢાવવાની આવ-શ્યકતા નથી, આવશ્યક્તા છે માત્ર ન્યાય-નીતિના માર્ગે દૃઢતા-પૂર્વક ચાલવાની ! દુર્ભાગ્ય તો તમારું ત્યાં છે કે તમે લોકો અન્યાય, અનીતિ અને ચોરીથી પૈસાની ટંકશાળ પાડવા માંગો છો, અને એમાં સફળતા મેળવવા માટે દેવ-દેવીની ખૂશામત કર્યા કરો છો ! જાત જાતના ને ભાતભાતના મંત્રો જપ્યા કરો છો !

**સભામાંથી :** જો આપ આ પ્રમાણે અન્યાય-અનીતિનો વિરોધ કરશો અને અમે કદાચ અન્યાય અનીતિ છોડી દઈશું, તો પછી અમને પૈસા ક્યાંથી મળશે ? પૈસા વગર જીવન-નિર્વાહ કેમ થશે ? મનની સ્વસ્થતા કેમ ટકશે ? અને આ બધું નહી હોય તો ધર્મની આરાધના કેમ થશે ?

## આજે સહુને શ્રીમંત થવું છે !

**મહારાજશ્રી :** તમે લોકો, પહેલાં થોડા વખત માટે અન્યાય અનીતિનો ત્યાગ કરો તો ખરા ? થોડો અનુભવ કરો. માત્ર કલ્પનાના જાળાં ગૂંથ્યા કરવાથી કંઈ નહી થાય ! ન્યાય અને નીતિ પરની શ્રદ્ધા નષ્ટ થઈ ગઈ છે. અન્યાય-અનીતિ અને બેઈમાની પરની શ્રદ્ધા દિવસે દિવસે દૃઢ થતી જાય છે. હું તમને એ વિશ્વાસ આપવા માગું છું કે ન્યાય-નીતિથી વ્યાપાર કરશો તો જીવન-નિર્વાહ થશે જ, મનને સમાધિ પણ મળશે જ. અને ધર્મની આરાધનામાં જરીયે ઉણપ નહી આવે. પણ તમે લોકો સાચું કહો, શું જીવન-નિર્વાહ કરવા માટે જ પૈસા કમાવા છે ? ના રે ના....તમને લોકોને પૈસાદાર બનવાના અભરખા છે ! તમારે શ્રીમંત બનવું છે ! સરસ મઝાનો બંગલો બાંધવો છે, લાખ બે લાખનું

ફર્નીચર વસાવવું છે, એક બે કાર ખરીદવી છે. સારામાં સારા કપડાં જોઈએ છે....મોંઘામાં મોંઘા ઘરેણા વસાવવાં છે. દુનિયાની આંખે ચઢવું છે ! આ પૈસાદાર થયા વગર થવાનું નથી ! શ્રીમંત બનવા માટે પુણ્યકર્મ જોરદાર જોઈએ ! જો ન્યાય નીતિના રસ્તે પુણ્યકર્મ ઉદયમાં ન આવે તો એને શોધવા અન્યાય અને અનીતીનો રસ્તો તમે લ્યો છો ! શોધો છો ને પુણ્યને ?

## પાપાનુબંધી પુણ્યોદયથી બુદ્ધિભ્રષ્ટતા :

આ માત્ર મનની માયાજાળ છે. પુણ્યકર્મનો ઉદય આવી જાય તોયે શું ? જે પુણ્યનો ઉદય પાપકર્મો બંધાવે છે, જે પુણ્યનો ઉદય ખોટા માર્ગે ખેંચી જાય છે....જે પુણ્યોદય જીવાત્માને દુર્ગતિમાં ઝીંકી દે છે, એવા પુણ્યોદયને શું કરવાનો ? પૂર્વજન્મમાં ઉપાર્જન કરેલા પાપાનુબંધી પુણ્યકર્મનો કદાચ અહીં ઉદય થાય અને તમે અન્યાય-અનીતિ કરીને પૈસા મેળવી પણ લ્યો, પણ એ તમારા પૈસા તમારી આગળ અનર્થોની હારમાળા ઉભી કરી દેશે. પાપાનુબંધી પુણ્યના ઉદયથી જેમ મનુષ્યને અનેક જાતનાં દુન્યવી દુઃખ-સુખ-સગવડતાઓ સાંપડે છે તેમ એની બુદ્ધિ પર કાળુ-ધબ અંધારૂં છવાવા માંડે છે એની બુદ્ધિ-વિવેકવિહોણી બની જાય છે. વિવેકહીન માણસ ખોટા રસ્તે ચઢી જ જાય....બુદ્ધિની ભ્રષ્ટતા માણસને સંપત્તિમાં તીવ્ર આસક્ત બનાવી દે છે.

જાણો છો પરિગ્રહને ? પરિગ્રહ પાપ છે કે પુણ્ય, કહો જોઈએ વારૂ ? તમારી સ્થાવર-જંગમ [ચળ-અચળ-સંપત્તિ] શું છે ? એ તમને પરિગ્રહ જણાય છે ? પરિગ્રહ એટલે પાપ ! તમારી સંપતિ પાપ છે, આ વાત તમારા ભેજામાં ઉતરે છે ખરી ? ધ્યાન રાખજો, આ પરિગ્રહ સંજ્ઞા તો ડાકણ છે ડાકણ ! આ ડાકણની દાઢમાં આખું વિશ્વ સપડાયેલું છે. ચારે બાજુ એની આણ વર્તે છે, ઉપાધ્યા શ્રી યશોવિજયજીએ જ્ઞાનસારમાં કહ્યું છે કે :

'परिग्रह-ग्रहः कोऽयं विडम्बित जगत्त्रय ?'

અર્થપ્રાપ્તિ માટેનો આ બહુ જ રહસ્યમય ઉપાય છે !

**ધન-પ્રાપ્તિનો સાચો માર્ગ :**

અર્થપ્રાપ્તિ કરવા માટે બીજા કોઈ મંત્રજાપ કરવાની જરૂર નથી, કોઈ દેવ-દેવીની માનતા માનવાની કે ભોગ ચઢાવવાની આવ-શ્યકતા નથી, આવશ્યકતા છે માત્ર ન્યાય-નીતિના માર્ગે દૃઢતા-પૂર્વક ચાલવાની ! દુર્ભાગ્ય તો તમારૂં ત્યાં છે કે તમે લોકો અન્યાય, અનીતિ અને ચોરીથી પૈસાની ટંકશાળ પાડવા માંગો છે, અને એમાં સફળતા મેળવવા માટે દેવ-દેવીની ખૂશામત કર્યા કરો છો ! જાત જાતના ને ભાતભાતના મંત્રો જપ્યા કરો છો !

**સભામાંથી :** જો આપ આ પ્રમાણે અન્યાય-અનીતિનો વિરોધ કરશો અને અમે કદાચ અન્યાય અનીતિ છોડી દઈશું, તો પછી અમને પૈસા ક્યાંથી મળશે ? પૈસા વગર જીવન-નિર્વાહ કેમ થશે ? મનની સ્વસ્થતા કેમ ટકશે ? અને આ બધું નહી હોય તો ધર્મની આરાધના કેમ થશે ?

**આજે સહુને શ્રીમંત થવું છે !**

**મહારાજશ્રી :** તમે લોકો, પહેલાં થોડા વખત માટે અન્યાય અનીતિનો ત્યાગ કરો તો ખરા ? થોડો અનુભવ કરો. માત્ર કલ્પનાના જાળાં ગૂંથ્યા કરવાથી કંઈ નહી થાય ! ન્યાય અને નીતિ પરની શ્રદ્ધા નષ્ટ થઈ ગઈ છે. અન્યાય-અનીતિ અને બેઈમાની પરની શ્રદ્ધા દિવસે દિવસે દૃઢ થતી જાય છે. હું તમને એ વિશ્વાસ આપવા માગું છું કે ન્યાય-નીતિથી વ્યાપાર કરશો તો જીવન-નિર્વાહ થશે જ, મનને સમાધિ પણ મળશે જ. અને ધર્મની આરાધનામાં જરીયે ઉણપ નહી આવે. પણ તમે લોકો સાચું કહો, શું જીવન-નિર્વાહ કરવા માટે જ પૈસા કમાવા છે ? ના રે ના....તમને લોકોને પૈસાદાર બનવાના અભરખા છે ! તમારે શ્રીમંત બનવું છે ! સરસ મઝાનો બંગલો બાંધવો છે, લાખ બે લાખનું

ફર્નીચર વસાવવું છે, એક બે કાર ખરીદવી છે. સારામાં સારા કપડાં જોઈએ છે....મોંઘામાં મોંઘા ઘરેણા વસાવવાં છે. દુનિયાની આંખે ચઢવું છે ! આ પૈસાદાર થયા વગર થવાનું નથી ! શ્રીમંત બનવા માટે પુણ્યકર્મ જોરદાર જોઈએ ! જો ન્યાય નીતિના રસ્તે પુણ્યકર્મ ઉદયમાં ન આવે તો એને શોધવા અન્યાય અને અનીતીનો રસ્તો તમે લ્યો છો ! શોધે છો ને પુણ્યને ?

**પાપાનુબંધી પુણ્યોદયથી બુદ્ધિભ્રષ્ટતા :**

સમજાતું નથી કે આ પરિગ્રહ નામનો કયો ગ્રહ છે, જેણે આખા વિશ્વને વિડમ્બિત કરી રાખ્યું છે! પરિગ્રહની પરિભાષા કરતા મહર્ષિ જનોએ કહ્યું છે: मूच्छावुत्तो परिग्गहो **મૂર્છા-મમત્વ એજ પરિગ્રહ છે.** તમને જે જે વ્યકિત પરમમત્વ છે એ તમારા માટે પરિગ્રહ છે. હવે તમે તમારી જાતની સાક્ષીએ વિચારી લો કે કઈ કઈ વસ્તુ પર, કઈ કઈ વ્યકિત પર તમને મમતા છે! જે વસ્તુના પ્રત્યે મમત્વ-આસક્તિ બંધાઇ જાય છે એને મેળવવા માટે મનુષ્ય શું નથી કરતો? મળેલી વસ્તુને ટકાવી રાખવા, ખોવાઈ ન જાય, એના માટે શું શું કરે છે? જે વસ્તુ પર તમને ઊંડી મમતા હોય એ વસ્તુ કદાચ જતી રહે....નાશ પામી જાય ....તો તમારા હૈયામાં શું થશે?

**સભામાંથી:** 'હાર્ટ એટેક' આવી જાય!

**મહારાજશ્રી :** પરિગ્રહની સંજ્ઞાથી પીડિત-વ્યથિત માણસોને જ મોટાભાગે હૃદયરોગ લાગુ પડતો હોય છે! પાગલપણુ આ જ લોકોમાં મોટા ભાગે જોવા મળે છે! જો આવા ગંભીર રોગથી બચવું હોય તો પરિગ્રહની સંજ્ઞાને તોડી દો ....નષ્ટ કરી દો.

ધનસંપત્તિ પ્રત્યે પ્રચુર મમતા-આસક્તિના કારણે માણસ ધનસંપત્તિ મેળવવા અન્યાય અને અનીતિ આચરે છે. બેઇમાની અને ધાલમેલથી વેપાર કરે છે. પૈસાની પછવાડે પાગલ માણસ અન્યાય-અનીતિના દુરગામી પરિણામોનો વિચાર નથી કરી શકતો. પૈસાની આસક્તિ માણસની સદ્બુદ્ધિ. સૂક્ષ્મબુદ્ધિને, દીર્ઘદર્શિતાને નષ્ટ કરી દે છે.

## વાસનાને નાથનારી વિચારધારા :

...ની તીવ્ર આસક્તિ-લાલસા જેના હૈયામાં હોય છે.
...વત્ર વિચારો નથી ટકી શકતા. પુણ્યકર્મના ઉદયથી
...પતિ ચંચળ હોય છે, વિનાશી હોય છે, અલ્પજીવી

હોય છે. 'મારે આવી ચંચળ સંપત્તિ પર મમતા નહીં રાખવી જોઈએ....આવી ક્ષણિક સંપત્તિના પ્રત્યે મારે રાગી નહીં બનવું જોઈએ. જડ ભૌતિક સંપત્તિનો રાગ જીવાત્માને દુર્ગતિમાં ધકેલી દે છે. પશુયોનિમાં પછાડી દે છે. આગળ ઉપર દુર્ગતિની પરંપરા ચાલુ થઈ જાય છે....મારે હવે દુર્ગતિઓની દાઢમાં નથી સપડાવું ....દુર્ગતિના દુઃખો મારે નથી જોઈતા...હવે ભૌતિક સંપત્તિ પર હું રાગ નહીં કરૂ....હવે હું પરિગ્રહ સંજ્ઞાને પરવશ નહીં બનું....' આ છે પવિત્ર વિચારધારા! બોલો, વહે છે ને તમારા હૈયામાં આ વિચારધારા? પરિગ્રહ સંજ્ઞાના દારુણ વિપાકોને પિછાણી શકે એવી દીર્ઘદૃષ્ટિ છે ને તમારી પાસે? પરિગ્રહસંજ્ઞાની કુટિલતાને ઓળખી લે, એવી સૂક્ષ્મ બુદ્ધિ, તમારી પાસે સલામત છે ને?

એક વાત ક્યારેય ના ભૂલશો કે ભૌતિક સંપત્તિની મમતા એટલે કે પરિગ્રહસંજ્ઞા, એ સંજ્ઞા મંદ-મંદતર થયા વગર ન્યાય-નીતિનું પાલન શક્ય જ નથી- અન્યાય અને અનીતિ નહીં કરવાનો ગમે એટલો જોરદાર ઉપદેશ અમે આપીએ તમને, પણ જ્યાં સુધી તમારી પરિગ્રહસંજ્ઞા દૃઢ છે, પ્રબળ છે....ત્યાં સુધી અમારા ઉપદેશોની જરા જેવી યે અસર નહીં થાય!

## પૈસા કમાવવાના ખોટા રસ્તા છોડશો ખરા?

તમે લોકો પરિગ્રહને તો સુખનું સાધન માની બેઠા છો ને? ભલે ને પછી આંખો મીચીને હોઠ ફફડાવતા હો 'કે પરિગ્રહ પાપ છે....' પણ તમે માનો છો પરિગ્રહને પુણ્યકર્મનું ફળ? પુણ્ય-કર્મના ઉદયથી જે જે વૈષયિક સુખો તમને મળ્યા છે....વૈષયિક સુખોના સાધનો મળ્યાં છે, એના પ્રત્યે તમે તીવ્રરૂપેણ આસક્ત બન્યા છો. તમારી એ માન્યતા બહુ પ્રબળ બની ગઈ છે કે 'અમારી પાસે જેટલા વધારે પૈસા હશે એટલા જ સુખના સાધનો અમને વધુ મળશે, માટે વધુને વધુ પૈસા ભેગા કરી લ્યો. પૈસા કમાવામાં વળી નીતિ-અનીતિના વેવલાવેડાં શું કરવાનાં? જે રીતે....જે રસ્તે પૈસા

સમજાતું નથી કે આ પરિગ્રહ નામનો કયો ગ્રહ છે, જેણે આખા વિશ્વને વિડમ્બિત કરી રાખ્યું છે! પરિગ્રહની પરિભાષા કરતા મહર્ષિ જનોએ કહ્યું છે: **मूच्छावुत्तो परिग्गहो मूર્છા-મમત્વ એજ પરિગ્રહ છે.** તમને જે જે વ્યક્તિ પરમમત્વ છે એ તમારા માટે પરિગ્રહ છે. હવે તમે તમારી જાતની સાક્ષીએ વિચારી લો કે કઈ કઈ વસ્તુ પર, કઈ કઈ વ્યક્તિ પર તમને મમતા છે! જે વસ્તુના પ્રત્યે મમત્વ–આસક્તિ બંધાઇ જાય છે એને મેળવવા માટે મનુષ્ય શું નથી કરતો ? મળેલી વસ્તુને ટકાવી રાખવા, ખોવાઈ ન જાય, એના માટે શું શું કરે છે? જે વસ્તુ પર તમને ઊંડી મમતા હોય એ વસ્તુ કદાચ જતી રહે....નાશ પામી જાય ....તો તમારા હૈયામાં શું થશે ?

**સભામાંથી :** 'હાર્ટ એટેક' આવી જાય !

**મહારાજશ્રી :** પરિગ્રહની સંજ્ઞાથી પીડિત–વ્યથિત માણસોને જ મોટાભાગે હૃદયરોગ લાગુ પડતો હોય છે ! પાગલપણુ આ જ લોકોમાં મોટા ભાગે જોવા મળે છે ! જો આવા ગંભીર રોગથી બચવું હોય તો પરિગ્રહની સંજ્ઞાને તોડી દો ....નષ્ટ કરી દો.

ધનસંપત્તિ પ્રત્યે પ્રચુર મમતા–આસક્તિના કારણે માણસ ધનસંપત્તિ મેળવવા અન્યાય અને અનીતિ આચરે છે. બેઇમાની અને ઘાલમેલથી વેપાર કરે છે. પૈસાની પછવાડે પાગલ માણસ અન્યાય–અનીતિના દુરગામી પરિણામોનો વિચાર નથી કરી શકતો પૈસાની આસક્તિ માણસની સદબુદ્ધિ. સૂક્ષ્મબુદ્ધિને, દીર્ઘદર્શિતાને નષ્ટ કરી દે છે.

## પરિગ્રહની વાસનાને નાથનારી વિચારધારા :

ધનવૈભવની તીવ્ર આસક્તિ-લાલસા જેના હૈયામાં હોય છે. એના હૈય પવિત્ર વિચારો નથી ટકી શકતા. પુણ્યકર્મના ઉદયથી પ્રાપ્ત થનાર સંપતિ ચંચળ હોય છે, વિનાશી હોય છે, અલ્પજીવી

હોય છે. 'મારે આવી ચંચળ સંપત્તિ પર મમતા નહી રાખવી જોઈએ....આવી ક્ષણિક સંપત્તિના પ્રત્યે મારે રાગી નહી બનવું જોઈએ. જડ ભૌતિક સંપત્તિનો રાગ જીવાત્માને દુર્ગતિમાં ધકેલી દે છે. પશુયોનિમાં પછાડી દે છે. આગળ ઉપર દુર્ગતિની પરંપરા ચાલુ થઇ જાય છે....મારે હવે દુર્ગતિઓની દાઢમાં નથી સપડાવું ....દુર્ગતિના દુઃખો મારે નથી જોઇતા...હવે ભૌતિક સંપત્તિ પર હું રાગ નહી કરૂ....હવે હું પરિગ્રહ સંજ્ઞાને પરવશ નહી બનું....' આ છે પવિત્ર વિચારધારા ! બોલો, વહે છે ને તમારા હૈયામાં આ વિચારધારા ? પરિગ્રહ સંજ્ઞાના દારુણ વિપાકોને પિછાણી શકે એવી દીર્ઘદૃષ્ટિ છે ને તમારી પાસે? પરિગ્રહસંજ્ઞાની કુટિલતાને ઓળખી લે, એવી સૂક્ષ્મ બુદ્ધિ, તમારી પાસે સલામત છે ને ?

એક વાત કયારેય ના ભૂલશો કે ભૌતિક સંપત્તિની મમતા એટલે કે પરિગ્રહસંજ્ઞા, એ સંજ્ઞા મંદ-મંદતર થયા વગર ન્યાય-નીતિનું પાલન શકય જ નથી- અન્યાય અને અનીતિ નહી કરવાનો ગમે એટલો જોરદાર ઉપદેશ અમે આપીએ તમને, પણ જ્યાં સુધી તમારી પરિગ્રહસંજ્ઞા દૃઢ છે, પ્રબળ છે....ત્યાં સુધી અમારા ઉપદેશોની જરા જેવી યે અસર નહીં થાય !

## પૈસા કમાવવાના ખોટા રસ્તા છોડશો ખરા ?

તમે લોકો પરિગ્રહને તો સુખનું સાધન માની બેઠા છો ને ? ભલે ને પછી આંખો મીચીને હોઠ ફફડાવતા હો 'કે પરિગ્રહ પાપ છે....' પણ તમે માનો છો પરિગ્રહને પુણ્યકર્મનું ફળ ? પુણ્ય-કર્મના ઉદયથી જે જે વૈષાયિક સુખો તમને મળ્યા છે....વૈષયિક સુખોના સાધનો મળ્યાં છે, એના પ્રત્યે તમે તીવ્રરૂપેણ આસક્ત બન્યા છો. તમારી એ માન્યતા બહુ પ્રબળ બની ગઇ છે કે 'અમારી પાસે જેટલા વધારે પૈસા હશે એટલા જ સુખના સાધનો અમને વધુ મળશે, માટે વધુને વધુ પૈસા ભેગા કરી લ્યો. પૈસા કમાવામાં વળી નીતિ-અનીતિના વેવલાવેડાં શું કરવાનાં ? જે રીતે....જે રસ્તે પૈસા

પેદા થાય, બસ કમાવી લેવાના....' છે ને આવી વિચારધારા તમારી? બોલો હવે આવી વિચારધારાવાળાઓ પર અમારા ઉપદેશની શું અસર થવાની? કશીજ નહી, પથ્થર પર પાણી!

એક ગામમાં અમે ગયા....એક શ્રીમંત ભાઈ મારી પાસે આવ્યા. એમની સાથે મારે વાત થઈ એમાંથી મને જાણવા મળ્યું કે 'આ ભાઈનો ધંધો ન્યાય-નીતીનો નથી!' અલબત ધર્મક્રિયાઓ એ નિયમિત કરતો હતો પણ અન્યાય અનીતિ છોડવાની એની તૈયારી નહોતી. અન્યાય અનીતિ કરવાથી હૈયું ક્રૂર બની જાય છે. મેં પેલા ભાઇને કહ્યુ કે, 'અન્યાય અને અનીતિ કરવાથી તમારૂં હૈયું કોમળ નહી રહે ક્રૂર બની જશે, અને ક્રૂર બનેલા હૈયામાં વળી ધર્મ ટકશે કયાંથી? માટે તમે આ ખોટો ધંધો છોડી દો. આ ગલત રસ્તો મકી દો.' જયારે મેં એની ધર્મક્રિયાઓની પ્રશંસા ન કરી બલ્કે ઉપરથી એને અનીતિ અને બેઈમાની છોડવાનો આદેશ આપ્યો, એને મારી વાત ન ગમી. ઉઠીને હેંડતો થઇ ગયો....। જે રસ્તેથી પૈસા મળતા હોય....એ રસ્તો ખોટો રસ્તો હોય અને અમે એ રસ્તો છોડવાની વાત કરીએ તો શું તમને અમારી વાત ગમશે? શું તમે આ એ રસ્તો છોડી દેવાના ખરા?

### પરિગ્રહ સંજ્ઞામાંથી ક્રૂરતા જન્મે છે :

પરિગ્રહસંજ્ઞાની સહુથી મોટી ખરાબી આજ છે કે એ જીવાત્માને ક્રૂર બનાવી દે છે. હૃદયના ક્રૂરતા-કઠોરતા કયારેય પણ આત્મવિશુદ્ધિનાં ફૂલો નથી ખીલવવા દેતી. આત્મદૃષ્ટિનો ઉઘાડ થતો નથી એ ક્રૂરતાના કાળાડિબાંગ અંધકારમાં!

### ઉદાયીરાજાની હત્યાનું મૂળ કારણ :

ઓળખો છો ને પેલા વેષધારી વિનયરત્નમુનિને? શા માટે એણે ઉધાયી રાજાની હત્યા કરી હતી? પૈસા માટે! ઉદાયી-રાજાના શત્રુરાજાએ ઘોષણા કરી હતી જે કોઇ ઉદાયીરાજાની

હત્યા કરશે એને હું ભારે ઇનામ આપીશ.' એક યુવાનને આ ઇનામ મેળવવાની ચળ ઉપડી! મને લાખો રૂપિયા મળી જશે. જો હું ઉદાયીરાજાને ખતમ કરી દઉં તો! લાખો રૂપિયાઓની લાલચમાં લપટાયેલા પેલા યુવાને ઉદાયીરાજાની હત્યા કરવાનું નક્કી કર્યું અને કાવતરૂં ઘડયું. એણે જાણી લીધુ કોઈના દ્વારા કે રાજાનો હાડોહાડ વિશ્વાસ કોના પર છે અને કયાં આગળ રાજા નિઃશસ્ત્ર બનીને જાય છે. એને ખબર પડીકે 'ઉદાયીરાજા જૈનાચાર્ય શ્રી કાલિકસૂરીજીનો અનન્ય ભકત છે અને એને પોતાના એ ગુરુદેવ પર ભારોભાર શ્રદ્ધા છે. પર્વના દિવસોમાં રાત્રિનો સમય એ રાજા કાલિકસૂરીના સાન્નિધ્યમાં જ વીતાવે છે.

## વિનયનો અભિનય : ઓઘામાં છરી !

પેલા યુવાને કાલિકસૂરીજીના શિષ્ય થવાનું વિચાર્યું. પહોંચી ગયો એ કાલિકસૂરીજીની પાસે અને થઇ ગયો વૈરાગી! વૈરાગી હોવાનો એવો ફાંકડો દેખાવ કર્યો કે કાલિકસૂરી જેવા મહાન જ્ઞાની આચાર્યદેવ પણ એના અભિનયને પારખી ન શકયા! એમણે આપી દીધી પેલા યુવાનને દીક્ષા અને પોતાનો ચેલો બનાવી દીધો એ યુવાનની યોજનાના પહેલા પાસા તો પોબાર પડયા!

એણે ખૂબ સાવધાની અને હોંશિયારીથી પોતાના રજોહરણમાં કે જે સાધુએ જીવરક્ષા માટે સતત પોતાની સાથે–પાસે રાખવાનું હોય છે, એમાં એક છરી છુપાવીને રાખી લીધી. જો કે સાધુના આચાર મુજબ દરરોજ દિવસમાં બે વાર રજોહરણ ઓઘાનું પડિલેહણ કરવાનું હોય છે. પેલો કરે પડિલેહણની ક્રિયા, પણ એટલી કાળજીથી કરે કે સાથેના કોઇ સાધુને ગંધ સરખીયે નથી આવી શકતી કે આ ઓઘામાં કંઇક છુપાવીને રાખે છે!

દીક્ષાના પહેલા જ દિવસથી પેલો યુવાન સાધુ કાલિકસૂરીજીનો ખૂબ વિનય કરે છે, ખૂબ સેવા કરે છે. કાલિકસૂરીજી એના પર ખૂબ

પ્રસન્ન થઈ ગયા અને એનું નામ રાખ્યું વિનયરત્ન! વિનય જાદુઇ લાકડી જેવો છે! વિનયથી વધીને બીજું કોઇ કામણ નથી! વિનયરત્ને વિનયથી કાલિકસૂરીજીને ખૂશ-ખૂશ કરી નાખ્યા. આચાર્યનો વિશ્વાસ પણ મેળવી લીધો. આચાર્યનો વિશ્વાસ મેળવવો, એ તો એના માટે બહુ અગત્યની વાત હતી. કારણકે પર્વતિથિના દિવસે જ્યારે રાજા ઉદાયી પૌષધ કરવાના હોય, આચાર્યશ્રી પોતાના વિશ્વાસપાત્ર શિષ્યને લઈને રાજમહેલમાં જતા હતા અને રાત્રિ ત્યાંજ વીતાવતા હતા. રાજમહેલમાં રાજાએ પોતાની પૌષધશાળા બનાવી હતી, એમાં આચાર્ય ભગવંત સ્થિરતા કરતા હતા અને ઉદાયી રાજા ત્યાં પૌષવ્રત ધારણ હતા.

**ઉદાયીની હત્યા થઈ ગઈ :**

આમને આમ બાર વર્ષ વીતી ગયાં. વિનયરત્નને રાજમહેલમાં જવાનો 'ચાન્સ' ના મળ્યો તે ના જ મળ્યો. એક દિવસ જ્યારે આચાર્ય મહારાજે એને પોતાની સાથે રાજમહેલમાં આવવાનું જણાવ્યું ત્યારે એની ખુશીનો પાર ના રહ્યો. એનું હૈયું નાચવા લાગ્યું. આચાર્ય મહારાજ એને લઇ ગયા સાથે રાજમહેલમાં વિનયરત્નને આજે પોતાની મૂંઝિલ મળતી લાગે છે. આજે એને પોતાની યોજના અંતિમ ચરણમાં લાગે છે. સંધ્યાના સમયે રાજા ઉદાયીએ પૌષધવ્રત ધારણ કરી લીધું. પૌષધમાં આમેય કોઇ પણ જાતના શસ્ત્ર-અસ્ત્ર પાસે રાખી શકાતા નથી. રાજા પૂર્ણરુપેણ નિઃશસ્ત્ર હતા. રાત્રિના સમયે ધર્મક્રિયા અને ધર્મધ્યાન કરીને રાજા નિદ્રાધીન બની ગયા. આચાર્યદેવ પણ સૂઈ ગયા. એક માત્ર વિનયરત્નની આંખોમાં ઊંઘ નથી. જો કે, એ સૂવાનો ડોળ કરે છે, પણ વાસ્તવામાં એ ઊંઘતો નથી. કેવી રીતે ઉંઘે? જે દિવસની, જે સમયની એને પ્રતીક્ષા હતી એ દિવસ અને એ સમય અત્યારે આંખ આગળ ઉભા હતા! એની કલ્પનામાં તો લાખો રૂપિયાના અંબાર નાચે છે! પરિગ્રહ-સંજ્ઞાએ એને સખત રીતે ભરડી લીધો

હતો. એનું હૈયું એકદમ ક્રુર બની ગયું હતું. બાર-બાર વર્ષથી ઉદાયીરાજાની હત્યાની યોજના એ બનાવતો રહ્યો હતો.

ધીમે રહીને એ ઊભો થયો. રજોહરણમાંથી છરી કાઢી. ઓરડામાં અંધારૂં હતું. બિલ્લી પગે એ પહોંચ્યો રાજા પાસે એને હળવે રહીને રાજાના ગળા પર છરી ફેરવી દીધી. ચીસ પાડવા કે આંખો ખોલવા જેટલો સમય પણ એણે ન આપ્યો. હત્યા કરીને છરી ત્યાંજ પડતી મૂકીને એ પોતે રાજમહેલની બહાર નીકળી ગયો ....નગર છોડીને રાતના અંધારામાં ઓઝલ બની ગયો.

ઉદાયીરાજા કે જે રાજર્ષિની અવસ્થામાં હતો, એની આવી નિર્મમ હત્યા કરીને એ ભાગી છૂટયો. કોણે કરાવી આ નિર્મમ હત્યા ? પરિગ્રહસંજ્ઞાઓ જ ! પરિગ્રહસંજ્ઞાઓ આચાર્યદેવની સાથે છલના કરવી....સાધુતાનો દંભ કરાવ્યો....વિશ્વાસઘાતનું ઘોર પાપ કરાવ્યું....રાજાની હત્યા કરાવરાવી. આવી ભયાનક છે પરિગ્રહની વાસના.

છરીથી રાજાનું ગળું કપાઇ ગયું હતું. લોહીની ધારા વહી રહી હતી. લોહીથી આચાર્યશ્રીનો સંથારો ભીનો બન્યો. આચાર્યદેવ એકદમ ઝબકીને જાગી ગયા. અંધારૂં હતું, કશું જ સ્પષ્ટ દેખાતું નહોતું. હાથ ફેરવીને જોયું, તો હાથ લોહીથી ખરડાઇ ગયો હતો. એમણે 'વિનયરત્ન' 'વિનયરત્ન' કરીને બૂમ પાડી, પણ વિનયરત્ન હોય તો બોલે ને ? જ્યારે કોઇ જ જવાબ ન મળ્યો.... એનો સંથારો પણ ખાલી પડયો હતો, અચાર્યદેવ ઉભા થયા.... અને રાજા ઉદાયી તરફ ધ્યાનથી જોયું તો તેઓ સ્તબ્ધ રહી ગયા....! 'રાજાની હત્યા ? કોણે કરી હશે ?' એઓ વિચારવા લાગ્યા. જ્યારે વિનયરત્ન આવ્યો જ નહી ઘણીવાર થવા છતાંયે, ત્યારે આચાર્યદેવે આખી વાત સમજી ગયા ! 'વિનયરત્ન વેષમાં એ કોઇ ઉદાયીનો શત્રુ જ હશે....હું દગાનો શિકાર બની ગયો ! પણ હવે શું થશે ? સવારે જયારે રાજમહેલમાં અને નગરમાં રાજાની હત્યાની

પ્રસન્ન થઈ ગયા અને એનું નામ રાખ્યું વિનયરત્ન ! વિનય જાદુઇ લાકડી જેવો છે ! વિનયથી વધીને બીજું કોઇ કામણ નથી ! વિનયરત્ને વિનયથી કાલિકસૂરીજીને ખૂશ-ખૂશ કરી નાખ્યા. આચાર્યનો વિશ્વાસ પણ મેળવી લીધો. આચાર્યનો વિશ્વાસ મેળવવો, એ તો એના માટે બહુ અગત્યની વાત હતી. કારણકે પર્વતિથિના દિવસે જ્યારે રાજા ઉદાયી પૌષધ કરવાના હોય, આચાર્યશ્રી પોતાના વિશ્વાસપાત્ર શિષ્યને લઈને રાજમહેલમાં જતા હતા અને રાત્રિ ત્યાંજ વીતાવતા હતા. રાજમહેલમાં રાજાએ પોતાની પૌષધશાળા બનાવી હતી, એમાં આચાર્ય ભગવંત સ્થિરતા કરતા હતા અને ઉદાયી રાજા ત્યાં પૌષવ્રત ધારણ હતા.

**ઉદાયીની હત્યા થઈ ગઈ :**

આમને આમ બાર વર્ષ વીતી ગયાં. વિનયરત્નને રાજમહેલમાં જવાનો 'ચાન્સ' ના મળ્યો તે ના જ મળ્યો. એક દિવસ જ્યારે આચાર્ય મહારાજે એને પોતાની સાથે રાજમહેલમાં આવવાનું જણાવ્યું ત્યારે એની ખુશીનો પાર ના રહ્યો. એનું હૈયું નાચવા લાગ્યું. આચાર્ય મહારાજ એને લઇ ગયા સાથે રાજમહેલમાં વિનયરત્નને આજે પોતાની મંઝિલ મળતી લાગે છે. આજે એને પોતાની યોજના અંતિમ ચરણમાં લાગે છે. સંધ્યાના સમયે રાજા ઉદાયીએ પૌષધવ્રત ધારણ કરી લીધું. પૌષધમાં આમેય કોઇ પણ જાતના શસ્ત્ર-અસ્ત્ર પાસે રાખી શકાતા નથી. રાજા પૂર્ણરુપેણ નિઃશસ્ત્ર હતા. રાત્રિના સમયે ધર્મક્રિયા અને ધર્મધ્યાન કરીને રાજા નિદ્રાધીન બની ગયા. આચાર્યદેવ પણ સૂઈ ગયા. એક માત્ર વિનયરત્નની આંખોમાં ઊંઘ નથી. જો કે, એ સૂવાનો ડોળ કરે છે, પણ વાસ્તવામાં એ ઊંઘતો નથી. કેવી રીતે ઉંઘે? જે દિવસની, જે સમયની એને પ્રતીક્ષા હતી એ દિવસ અને એ સમય અત્યારે આંખ આગળ ઉભા હતા! એની કલ્પનામાં તો લાખો રૂપિયાના અંબાર નાચે છે! પરિગ્રહ-સંજ્ઞાએ એને સખત રીતે ભરડી લીધો

હતો. એનું હૈયું એકદમ ક્રૂર બની ગયું હતું. બાર-બાર વર્ષથી ઉદાયીરાજાની હત્યાની યોજના એ બનાવતો રહ્યો હતો.

ધીમે રહીને એ ઊભો થયો. રજોહરણમાંથી છરી કાઢી. ઓરડામાં અંધારૂં હતું. બિલ્લી પગે એ પહોંચ્યો રાજા પાસે એને હળવે રહીને રાજાના ગળા પર છરી ફેરવી દીધી. ચીસ પાડવા કે આંખો ખોલવા જેટલો સમય પણ એણે ન આપ્યો. હત્યા કરીને છરી ત્યાંજ પડતી મૂકીને એ પોતે રાજમહેલની બહાર નીકળી ગયો ....નગર છોડીને રાતના અંધારામાં ઓઝલ બની ગયો.

ઉદાયીરાજા કે જે રાજર્ષિની અવસ્થામાં હતો, એની આવી નિર્મમ હત્યા કરીને એ ભાગી છૂટયો. કોણે કરાવી આ નિર્મમ હત્યા ? પરિગ્રહસંજ્ઞાઓ જ ! પરિગ્રહસંજ્ઞાઓ આચાર્યદેવની સાથે છલના કરવી....સાધુતાનો દંભ કરાવ્યો....વિશ્વાસઘાતનું ઘોર પાપ કરાવ્યું....રાજાની હત્યા કરાવરાવી. આવી ભયાનક છે પરિગ્રહની વાસના.

છરીથી રાજાનું ગળું કપાઇ ગયું હતું. લોહીની ધારા વહી રહી હતી. લોહીથી આચાર્યશ્રીનો સંથારો ભીનો બન્યો. આચાર્યદેવ એકદમ ઝબકીને જાગી ગયા. અંધારૂં હતું, કશું જ સ્પષ્ટ દેખાતું નહોતું. હાથ ફેરવીને જોયું, તો હાથ લોહીથી ખરડાઇ ગયો હતો. એમણે 'વિનયરત્ન' 'વિનયરત્ન' કરીને બૂમ પાડી. પણ વિનયરત્ન હોય તો બોલે ને ? જ્યારે કોઇ જ જવાબ ન મળ્યો.... એનો સંથારો પણ ખાલી પડયો હતો, આચાર્યદેવ ઉભા થયા.... અને રાજા ઉદાયી તરફ ધ્યાનથી જોયું તો તેઓ સ્તબ્ધ રહી ગયા....! 'રાજાની હત્યા ? કોણે કરી હશે ?' એઓ વિચારવા લાગ્યા. જ્યારે વિનયરત્ન આવ્યો જ નહી ઘણીવાર થવા છતાંયે, ત્યારે આચાર્યદેવે આખી વાત સમજી ગયા ! 'વિનયરત્ન વેષમાં એ કોઇ ઉદાયીનો શત્રુ જ હશે....હું દગાનો શિકાર બની ગયો ! પણ હવે શું થશે ? સવારે જ્યારે રાજમહેલમાં અને નગરમાં રાજાની હત્યાની

વાત ફેલાશે ત્યારે હત્યાનો આરોપ મારા પર જ આવવાનો...
'જૈનાચાર્યે રાજાની હત્યા કરી દીધી!' આનાથી મારા ધર્મની
નિંદા થશે....લોકોને સાધુઓ પરથી વિશ્વાસ ઉઠી જશે....ઘોર અનર્થ
સાધ્વીને સંયમનું પાલન કરવું દુષ્કર બની જશે....ઘોર અનર્થ
થઇ જશે....'

**જિનશાસન માટે આચાર્યનું બલિદાન :**

કાલિકસૂરીજી ગંભીરતાથી વિચારે છે : 'દુનિયા વિનયરત્નને
નથી જાણતી. દુનિયા મને જાણે છે. કાલિકસૂરીને ઓળખે છે.
રાતના સમયે રાજા પાસે બીજુ કોઇ બહારથી તો આવ્યું જ નથી,
એના સાક્ષી છે રાજમહેલના ચોકીદારો. આરોપ–કલંક મારા પર જ
આવશે....આનાથી પરમાત્મા જિનેશ્વરદેવનું શાસન કલંકિત બનશે.
ના....ના........આ તો ન જ થવું જોઇએ.' જિન–શાસનની નિંદા તો
ન જ થવી જોઇએ.' આ વાત આચાર્ય મહારાજને બહુ ગંભીર
જણાઇ. જિનશાસનને નિંદામાંથી બચાવી લેવાનો એક જ ઉપાય
એમને સૂઝયો....અને એ ઉપાય હતો પોતાની જાતના બલિદાનનો !

'આ છરીથી જો હું આત્મહત્યા કરી લઉં તો જિનશાસનની
નિંદાથી બચી શકશે....લોકો માનશે કે કોઇ દુષ્ટ માણસે રાજા અને
આચાર્ય બંનેની હત્યા કરી નાંખી !'

આચાર્યદેવ પોતાના શરીરના પ્રત્યે પણ નિઃસ્પૃહ હતા. શરીર
પર એમને મમતા ન્હોતી, આસક્તિ ન હતી, એમણે છરી લીધી હાથમાં
અને પરમાત્માનું શરણુ સ્વીકારીને એક જ ઝાટકે આત્મહત્યા કરી
લીધી. ધર્મશાસનને નિંદામાંથી બચાવવા આપી દીધું પોતાની જાતનું
બલિદાન !

જિનશાસનની પરંપરામાં આવા આવા મહાન આચાર્યો
ગયા છે. આચાર્ય, પોતાની જવાબદારીને પૂરી સભાનતાથી
...રનાર મહાસત્ત્વશાળી વ્યક્તિત્વ ધરાવતા હોય છે. શરીરના
...રૂ નિઃસ્પૃહ ! નિર્મમ....! શરીર પર પણ જરીયે રાગ

નહી....કોઇ આસક્તિ નહીં. જો શરીર પર મમતા હોત કાલિકસૂરિજીને, તો શું કરત એઓ? આવા ભવ્ય બલિદાનનો ઈતિહાસ ના રચાત! શરીરનો મોહ હોત તો એઓ વિચારત કે શું કરશું હવે? જે થવાનું હતું તે થઈ ગયું....પેલા વિનયરત્ને વિશ્વાસઘાત કર્યો....સાધુના વેષમાં એ ડાકુ નીકળ્યો. હત્યા કરીને નાસી ગયો....હવે સવારે રાજપરિવારને હું સાચી હકીકત જણાવીશ....લોકોને સાચું સમજાવવા પ્રયત્ન કરીશ....જે થવાનું હોય છે, એ તો થઇને જ રહે છે....કોઇ એને મિથ્યા કરી શકતું નથી બહુ મોટી દુર્ઘટના થઇ ગઇ....'

## જિનશાસનની રક્ષાના નામે અપભ્રાજના :

નિઃસત્વ....નિર્બળ અને દેહાસક્ત માણસ પહેલા પોતાની સુરક્ષાનો વિચાર કરે છે....સિદ્ધાન્તોનો સહારો લઇને આત્મવંચનાના ડોળ કરે છે. કર્તવ્યપાલન જવાબદારીનું પાલન કરવા માટે મનુષ્યમાં સત્વ જોઇએ....નિઃસ્પૃહતા અને નિર્મમતા જોઇએ. જિનશાસનની રક્ષા ખાલીમાલી ભાષણો આપવાથી કે છાપાના ચોપાનિયા છપાવવાથી નથી થતી! આજે પેમ્ફલેટબાજી તો ફેશન થઈ પડી છે....કંઈ જરા થયું કે કાઢો પેમ્ફલેટ! કંઈ જરા પોતાની માન્યતા વિરૂદ્ધ થયું કે પાના ભરી ભરીને છાપામાં મોટી જાહેરાતો.... સૂચનાઓ....નિવેદનો! આ રોગ ખતરનાક છે. આમાં ઘણી વખતે શાસનની રક્ષા કરતાં જાણે અજાણ્યે શાસનની અપભ્રાજના થઈ જતી હોય છે.

## વિશ્વાસમાં ધૈર્ય પ્રગટે છે.

ધન-સંપત્તિની મમતા મનુષ્યના વર્તમાન જીવન અને પારલૌકિક જીવન-બંને જીવનની નષ્ટ-ભ્રષ્ટ કરી દે છે. અન્યાય-અનીતિથી ધનપ્રાપ્તિનો કરવાનો પુરૂષાર્થ પરિગ્રહસંજ્ઞા કરાવરાવે છે. 'ધનપ્રાપ્તિનો સાચો ઉપાય છે ન્યાય-નીતિ.' આ સાચી સમજણ,

વાત ફેલાશે ત્યારે હત્યાનો આરોપ મારા પર જ આવવાનો... 'જૈનાચાર્યે રાજાની હત્યા કરી દીધી!' આનાથી મારા ધર્મની નિંદા થશે....લોકોને સાધુઓ પરથી વિશ્વાસ ઉઠી જશે....ઘોર અનર્થ સાધ્વીને સંયમનું પાલન કરવું દુષ્કર બની જશે....ઘોર અનર્થ થઇ જશે....'

**જિનશાસન માટે આચાર્યનું બલિદાન :**

કાલિકસૂરીજી ગંભીરતાથી વિચારે છે : 'દુનિયા વિનયરત્નને નથી જાણતી. દુનિયા મને જાણે છે. કાલિકસૂરીને ઓળખે છે. રાતના સમયે રાજા પાસે બીજુ કોઇ બહારથી તો આવ્યું જ નથી, એના સાક્ષી છે રાજમહેલના ચોકીદારો. આરોપ–કલંક મારા પર જ આવશે....આનાથી પરમાત્મા જિનેશ્વરદેવનું શાસન કલંકિત બનશે. ના....ના........આ તો ન જ થવું જોઇએ.' જિન–શાસનની નિંદા તો ન જ થવી જોઇએ.' આ વાત આચાર્ય મહારાજને બહુ ગંભીર જણાઇ. જિનશાસનને નિંદામાંથી બચાવી લેવાનો એક જ ઉપાય એમને સૂઝયો....અને એ ઉપાય હતો પોતાની જાતના બલિદાનનો।

'આ છરીથી જો હું આત્મહત્યા કરી લઉં તો જિનશાસનની નિંદાથી બચી શકશે....લોકો માનશે કે કોઇ દુષ્ટ માણસે રાજા અને આચાર્ય બંનેની હત્યા કરી નાંખી!'

આચાર્યદેવ પોતાના શરીરના પ્રત્યે પણ નિઃસ્પૃહ હતા. શરીર પર એમને મમતા નહોતી, આસક્તિ ન હતી, એમણે છરી લીધી હાથમાં અને પરમાત્માનું શરણુ સ્વીકારીને એક જ ઝાટકે આત્મહત્યા કરી લીધી. ધર્મશાસનને નિંદામાંથી બચાવવા આપી દીધું પોતાની જાતનું બલિદાન!

જંગલના રસ્તે દોડવા લાગી. દલાલને થોડી ફાળ પડી. એણે ડ્રાઈવરને ગાડી ઊભી રાખવા માટે આગ્રહ કર્યો પણ ડ્રાઈવરે ગાડી ઉભી ના રાખી. પેલો સજ્જન દેખાતો ગૃહસ્થ કે દર અસલમાં જે એક નંબરનો ગુંડો હતો, એણે ખિસ્સામાંથી રિવોલ્વર કાઢીને દલાલની સામે તાકી....કહ્યું : 'બોલ્યો વગર મૂંગો મૂંગો બેસી રહે....જો જરીયે ચૂં–ચા કરી તો ખોપરી નાળિયેરની જેમ વધેરાઈ જશે.'

**દલાલ સાથે દગો :**

દલાલને તો સાપ સૂંઘી ગયો....! એના જીવનમાં આવી ભયંકર ઘટના પહેલ–વહેલી જ બની રહી હતી. ગાડી જંગલમાં એક મકાન આગળ આવીને ઊભી રહી ગઈ. ડાકુએ દલાલને ગાડીમાંથી બંદૂકની અણીએ હેઠે ઉતાર્યો અને મકાનની અંદર લઈ ગયો, ત્રણ મજલાંનું એ મકાન હતું. દલાલને ત્રીજા માળે પેલો ડાકુ લઈ ગયો. અને કહ્યું : 'તુ અહીં બેસ, હું થોડી જ વારમાં આવું છું.'

ડાકૂ નીચે ઉતરી ગયો. દલાલ પોતાના મનમાં વિચાર કરે છે : 'હવે અહીંથી ભાગી છૂટવું બહું મુશ્કેલ છે....આ બાજુ બજારમાં જ્યારે વ્યાપારી મને નહી જુએ ત્યારે એ શું વિચારશે ? જે પાર્ટીનો માલ મારી પાસે છે, એ પાર્ટી મારા માટે કેવું વિચારશે ? મારી પ્રામાણિકતા અને નીતિમત્તા પર એને શંકા જવાની બીજા નીતિમાન માણસો પર પણ એનો વિશ્વાસ ડગી જશે....બહું મોટો અનર્થ થઈ જશે ! આ ડાકૂ મારો માલ ભલે લઈ લે પણ મને જો અહીંથી હેમખેમ જવા દે, તો હું એનો અહેસાન માનીશ, પણ એ વાત બિલ્કુલ શક્ય નથી લાગતી. આ ડાકૂ મને જીવતો જવા નહી દે.'

એ વિચારે છે....આજુબાજુ નજર ફેરવે છે. ત્રીજા માળે માત્ર એક જ બારી છે, એણે બારીમાંથી નીચે જોયું તો પાછળ મોટું જંગલ હતું. જંગલમાંથી એક રોડ પસાર થતો હતો. એના દિમાગમાં એક ઝબકારો થયો. પણ જો યોજના સફળ ના થાય તો

પરિગ્રહ સંજ્ઞાની બેહોશીમાં જીવાત્મા મેળવી નથી શકતો. સ્વીકારી નથી શકતો.

ધનપ્રાપ્તિનો સાચો માર્ગ ન્યાય-નીતિનો જ છે. જોઈએ વિશ્વાસ અને ધીરતા! અલબત્ વિશ્વાસમાંથી જ ધૈર્યના ધબકાર સાંપડે છે. વિશ્વાસ વિખેરાઈ જાય તો ધૈર્ય પણ ઘરબાઇ જાય છે!

લગભગ ચાળીશ વર્ષ જુની આ વાત છે. જો કે છે આ બિલ્કુલ સાચી ને વાસ્તવિક ઘટના. મુંબઇમાં આ ઘટના બની હતી. મુંબઇના ઝવેરી બજારમાં એક યુવાન ઝવેરાતની દલાલી કરતો હતો. એ 'જવેલરી'નો 'બ્રોકર' હતો. ખૂબ પ્રામાણિક હતો. ક્યારેય એણે બેઇમાની કે દગાબાજી કરી નહોતી. બજારમાં એની સારી એવી સાખ હતી. મોટા મોટા વેપારીઓ આ યુવાનને લાખો રૂપિયાનું ઝવેરાત વેચવા માટે આપતા હતા. આ યુવાન દલાલી પણ ઇમાનદારીથી જ લેતો હતો.

એક દિવસ એક વ્યાપારી પાસેથી લાખ રૂપિયાનો એક હાર લઇને બીજા વ્યાપારીને ત્યાં આપવા જતો હતો. રસ્તામાં એક અજાણ્યો પણ દેખાવે સજ્જન લાગતો માણસ ભેટી ગયો. એણે કહ્યું : ભાઈ મેં તમારી બહુ પ્રશંસા સાંભળી છે. તમે ખુબ ન્યાય-નીતિથી વ્યાપાર કરો છો. મારે એક હારની જરૂરિયાત છે. જો તમે અપાવી શકો એમ હોય તો....દલાલી તમે જે માંગશો તે હું તમને આપી દઇશ, આ યુવકે કહ્યું : 'મારી પાસે એક હાર છે; જો તમારે જોઇએ તો એની કિંમત આપીને હાર તમે લઈ જાઓ!'

પેલા ગૃહસ્થે કહ્યું : 'હારની પસંદગી મારી પત્નિ કરવા માંગે છે....તમે મારે ઘેર આવો....ત્યાં મારી પત્નિ હાર જોઇને પસંદ કરી લેશે. હું પૈસા તમને આપી દઇશ.'

દલાલે વાત માની લીધી. તરત જ ભાડાની ટેકસી કરીને બંને એમાં બેસી ગયા, ગાડી દોડવા લાગી....અંધેરીથી આગળ

જંગલના રસ્તે દોડવા લાગી. દલાલને થોડી ફાળ પડી. એણે ડ્રાઇવરને ગાડી ઊભી રાખવા માટે આગ્રહ કર્યો પણ ડ્રાઇવરે ગાડી ઊભી ના રાખી. પેલો સજ્જન દેખાતો ગૃહસ્થ કે દર અસલમાં જે એક નંબરનો ગુંડો હતો, એણે ખિસ્સામાંથી રિવોલ્વર કાઢીને દલાલની સામે તાકી....કહ્યું : 'બોલ્યો વગર મૂંગો મૂંગો બેસી રહે....જો જરીયે ચૂં–ચા કરી તો ખોપરી નાળિયેરની જેમ વધેરાઈ જશે.'

**દલાલ સાથે દગો :**

દલાલને તો સાપ સૂંઘી ગયો....! એના જીવનમાં આવી ભયંકર ઘટના પહેલ-વહેલી જ બની રહી હતી. ગાડી જંગલમાં એક મકાન આગળ આવીને ઊભી રહી ગઇ. ડાકુએ દલાલને ગાડીમાંથી બંદૂકની અણીએ હેઠે ઉતાર્યો અને મકાનની અંદર લઇ ગયો, ત્રણ મજલાંનું એ મકાન હતું. દલાલને ત્રીજા માળે પેલો ડાકુ લઈ ગયો. અને કહ્યું : 'તુ અહીં બેસ, હું થોડી જ વારમાં આવું છું.'

ડાકૂ નીચે ઉતરી ગયો. દલાલ પોતાના મનમાં વિચાર કરે છે : 'હવે અહીંથી ભાગી છૂટવું બહું મુશ્કેલ છે....આ બાજુ બજારમાં જ્યારે વ્યાપારી મને નહી જુએ ત્યારે એ શું વિચારશે? જે પાર્ટીનો માલ મારી પાસે છે, એ પાર્ટી મારા માટે કેવું વિચારશે? મારી પ્રામાણિકતા અને નીતિમત્તા પર એને શંકા જવાની બીજા નીતિમાન માણસો પર પણ એનો વિશ્વાસ ડગી જશે....બહું મોટો અનર્થ થઇ જશે! આ ડાકૂ મારો માલ ભલે લઇ લે પણ મને જો અહીંથી હેમખેમ જવા દે, તો હું એનો અહેસાન માનીશ, પણ એ વાત બિલ્કુલ શક્ય નથી લાગતી. આ ડાકૂ મને જીવતો જવા નહી દે.'

એ વિચારે છે....આજુબાજુ નજર ફેરવે છે. ત્રીજા માળે માત્ર એક જ બારી છે, એણે બારીમાંથી નીચે જોયું તો પાછળ મોટું જંગલ હતું. જંગલમાંથી એક રોડ પસાર થતો હતો. એના દિમાગમાં એક ઝબકારો થયો. પણ જો યોજના સફળ ના થાય તો

પરિગ્રહ સંજ્ઞાની બેહોશીમાં જીવાત્મા મેળવી નથી શકતો. સ્વીકારી નથી શકતો.

ધનપ્રાપ્તિનો સાચો માર્ગ ન્યાય–નીતિનો જ છે. જોઇએ વિશ્વાસ અને ધીરતા! અલબત્ વિશ્વાસમાંથી જ ધૈર્યના ધબકાર સાંપડે છે. વિશ્વાસ વિખેરાઈ જાય તો ધૈર્ય પણ ધરબાઇ જાય છે!

લગભગ ચાળીશ વર્ષ જુની આ વાત છે. જો કે છે આ બિલ્કુલ સાચી ને વાસ્તવિક ઘટના. મુંબઇમાં આ ઘટના બની હતી. મુંબઇના ઝવેરી બજારમાં એક યુવાન ઝવેરાતની દલાલી કરતો હતો. એ 'જવેલરી'નો 'બ્રોકર' હતો. ખૂબ પ્રામાણિક હતો. ક્યારેય એણે બેઇમાની કે દગાબાજી કરી નહોતી. બજારમાં એની સારી એવી સાખ હતી. મોટા મોટા વેપારીઓ આ યુવાનને લાખો રૂપિયાનું ઝવેરાત વેચવા માટે આપતા હતા. આ યુવાન દલાલી પણ ઇમાનદારીથી જ લેતો હતો.

એક દિવસ એક વ્યાપારી પાસેથી લાખ રૂપિયાનો એક હાર લઇને બીજા વ્યાપારીને ત્યાં આપવા જતો હતો. રસ્તામાં એક અજાણ્યો પણ દેખાવે સજ્જન લાગતો માણસ ભેટી ગયો. એણે કહ્યું : ભાઈ મેં તમારી બહુ પ્રશંસા સાંભળી છે. તમે ખુબ ન્યાય–નીતિથી વ્યાપાર કરો છો. મારે એક હારની જરૂરિયાત છે. જો તમે અપાવી શકો એમ હોય તો....દલાલી તમે જે માંગશો તે હું તમને આપી દઇશ, આ યુવકે કહ્યું : 'મારી પાસે એક હાર છે; જો તમારે જોઇએ તો એની કિંમત આપીને હાર તમે લઈ જાઓ!'

પેલા ગૃહસ્થે કહ્યું : 'હારની પસંદગી મારી પત્નિ કરવા માંગે છે....તમે મારે ઘેર આવો....ત્યાં મારી પત્નિ હાર જોઇને પસંદ કરી લેશે. હું પૈસા તમને આપી દઇશ.'

દલાલે વાત માની લીધી. તરત જ ભાડાની ટેકસી કરીને બંને એમાં બેસી ગયા, ગાડી દોડવા લાગી....અંધેરીથી આગળ

જંગલના રસ્તે દોડવા લાગી. દલાલને થોડી ફાળ પડી. એણે ડ્રાઇવરને ગાડી ઊભી રાખવા માટે આગ્રહ કર્યો પણ ડ્રાઇવરે ગાડી ઉભી ના રાખી. પેલો સજ્જન દેખાતો ગૃહસ્થ કે દર અસલમાં જે એક નંબરનો ગુંડો હતો, એણે ખિસ્સામાંથી રિવોલ્વર કાઢીને દલાલની સામે તાકી....કહ્યું : 'બોલ્યો વગર મૂંગો મૂંગો બેસી રહે....જો જરીયે ચૂં-ચા કરી તો ખોપરી નાળિયેરની જેમ વધેરાઈ જશે.'

**દલાલ સાથે દગો :**

દલાલને તો સાપ સૂંઘી ગયો....! એના જીવનમાં આવી ભયંકર ઘટના પહેલ-વહેલી જ બની રહી હતી. ગાડી જંગલમાં એક મકાન આગળ આવીને ઊભી રહી ગઇ. ડાકુએ દલાલને ગાડીમાંથી બંદૂકની અણીએ હેઠે ઉતાર્યો અને મકાનની અંદર લઇ ગયો, ત્રણ મજલાંનું એ મકાન હતું. દલાલને ત્રીજા માળે પેલો ડાકુ લઈ ગયો. અને કહ્યું : 'તુ અહીં બેસ, હું થોડી જ વારમાં આવું છું.'

ડાકૂ નીચે ઉતરી ગયો. દલાલ પોતાના મનમાં વિચાર કરે છે : 'હવે અહીથી ભાગી છૂટવું બહું મુશ્કેલ છે....આ બાજુ બજારમાં જ્યારે વ્યાપારી મને નહી જુએ ત્યારે એ શું વિચારશે ? જે પાર્ટીનો માલ મારી પાસે છે, એ પાર્ટી મારા માટે કેવું વિચારશે ? મારી પ્રામાણિકતા અને નીતિમત્તા પર એને શંકા જવાની બીજા નીતિમાન માણસો પર પણ એનો વિશ્વાસ ડગી જશે....બહું મોટો અનર્થ થઇ જશે ! આ ડાકૂ મારો માલ ભલે લઇ લે પણ મને જો અહીથી હેમખેમ જવા દે, તો હું એનો અહેસાન માનીશ, પણ એ વાત બિલ્કુલ શક્ય નથી લાગતી. આ ડાકૂ મને જીવતો જવા નહી દે.'

એ વિચારે છે....આજુબાજુ નજર ફેરવે છે. ત્રીજા માળે માત્ર એક જ બારી છે, એણે બારીમાંથી નીચે જોયું તો પાછળ મોટું જંગલ હતું. જંગલમાંથી એક રોડ પસાર થતો હતો. એના દિમાગમાં એક ઝબકારો થયો. પણ જો યોજના સફળ ના થાય તો

જાનનો ખતરો હતો ! પણ સાહસ કર્યા વગર તો સિદ્ધિનાં સપના સાકાર બનતા નથી. એણે સાહસ કરીને સંકલ્પ કરી લીધો. લાખ રૂપિયાનો માલ એટલે કે પેલો હાર હજુ એના કોટના ખીસ્સામાં જ હતો.

## દલાલને માર્ગ સુઝે છે :

એ પાણી પીવાના બહાને નીચે આવ્યો. ત્યાં પેલો ડાકુ જમી રહ્યો હતો. એણે પૂછ્યું : 'કેમ અલ્યા, નીચે શા માટે આવ્યો !' આણે કહ્યું : 'મને બહુ તરસ લાગી છે, મારે પાણી પીવું છે.' નોકરે પાણીનો ગ્લાસ આપ્યો ! આણે પાણી પીધું ને પાછો ઉપર જવા લાગ્યો. પેલો ડાકુ તો જમવામાં જ મશગૂલ હતો. પેલા દલાલે ઉપર જઈને પહેલા માળનાં બારણાં બંધ કર્યાં, બહુ ધીમેથી જરીયે અવાજ ન થાય એવી રીતે. પછી બીજા માળનાં પણ દરવાજા એવી જ રીતે બંધ કર્યાં. અને ત્રીજા માળે પહોંચીને ત્યાંના બારણાં પણ બંધ કરી દીધા. હવે કોઈને નીચેથી ઉપર આવી ના શકાય !

દલાલે ત્રીજા માળની બારીમાંથી નીચે કૂદી પડવાની તૈયારી કરી લીધી. ઝવેરાતનો હાર બરાબર કોટમાં પેક કરી લીધો. નીચે ન પડી જાય એ રીતે એને ગોઠવી દીધો. અને પછી ભગવાનનું નામ લઈને કૂદી પડ્યો.

જુઓ, આ પ્રામાણિક દલાલનું નશીબ કેવું તેજ છે ? જ્યારે એ નીચે પડ્યો ત્યારે એ વખતે એક ટ્રક કે જેમાં અનાજ ભરેલું હતું, ત્યાંથી પસાર થઈ. કોઈ પારસી બાવાની ટ્રક હતી. દલાલ સીધો જ પેલી ટ્રકમાં પડ્યો ! 'ધબાંગ'....કરતો અવાજ થયો....ટ્રકનો ડ્રાઈવર ગભરાણો....જંગલ હતું. અચાનક ટ્રકમાં કોઈના પડવાનો અવાજ !....પેલો પારસી બાવો તો ડ્રાઈવરને કહે....'ટ્રક ઉભી ના રાખીશ....સ્પીડ વધારી દે....ગાડીને સીધી મુંબઈ ભેગી કરી નાંખ !'

### દલાલ બચી જાય છે :

ડ્રાઇવરે ગાડીની સ્પીડ વધારી દીધી. પેલો દલાલ તો ટ્રકમાં પડતાંની સાથે જ બેભાન થઈ ગયો હતો. પારસી બાવો ગભરાઇ રહ્યો હતો....'શી ખબર....ટ્રકમાં શું પડયું છે? કોણ પડયું છે?' એણે ટ્રક લઇ જઇને સીધો જ પાયધુની પોલીસચોકી આગળ ઉભી કરી દીધી. ડ્રાઇવર અને ક્લીનર બંને ટ્રક પર ચઢયા....ગભરાતાં ગભરાતાં....જોયું તો કોઇ માણસ બેભાન પડયો છે, બંનેએ પેલા દલાલને ઉચકીને નીચે ઊતાર્યો. એને ભાનમાં લાવ્યો. પછી પૂછ્યું : 'તેમ કોણ છો? અમારી ટ્રકમાં કયાંથી ટપકી પડયા?'....ઘણા બધા પ્રશ્નોની ઝડી વરસાવી દીધી. પેલો દલાલ કહે....'ભાઈ, પહેલા મને બજારમાં જવા દે....મારૂં કામ પતાવી આવું....પછી બધી વાત કરૂં છું આવીને!'

દલાલ ગયો સીધો ઝવેરીને ત્યાં! સાંજ પડી ગઈ હતી જે વ્યાપારીનો માલ હતો એને જઇને માલ પાછો આપી દીધો, ને કહી દીધું.' 'આ તમારો માલ સંભાળી લ્યો.... હું આ માલ નહી વેચી શકું!'

પેલો પારસી બાવો પણ સાથે હતો. દલાલે ત્યાંજ પેલા વેપારી-ઝવેરી અને પારસીબાવા આગળ પોતાની આખી વીતક-કથા કહી સંભળાવી....ઝવેરી ને પેલો પારસી તો આ વાતો સાંભળીને અવાક્ જ રહી ગયા! દલાલે હાથ જોડીને પેલા પારસીબાવાનો ઉપકાર માન્યો. જો હું તમારી ટ્રકમાં ન પડત તો કદાચ ત્યાં જ મારા રામ રમી જાત! પારસીબાવો કહે : 'ભાઇ, ઉપકાર તો ભગવાનનો માનો....એ ઉપરવાળાએ જ તમને સહાય કરી છે.' ઝવેરી કહે : 'તમારી નીતિમત્તા અને પ્રમાણિકતાની આ જીત છે. તમારી ન્યાયપરાયણતાએ જ તમને બચાવ્યો છે.'

### ન્યાયપરાયણતાથી નિર્ભયતા :

ન્યાયનીતિ અને પ્રામાણિકતા પર તમને વિશ્વાસ થશે ખરો? ગ્રંથકાર મહર્ષિ તો ધનપ્રાપ્તિનો ઉપાય ન્યાય અને નીતિ

જ ચીંધે છે! તમે ધૈર્યથી ન્યાય–નીતિના માર્ગે ચાલતા રહો.... તમને ચોક્કસ પૈસા મળશે જ....હાં, ઉતાવળા ના થશો....ન્યાય–નીતિની સાથે તમારૂં નસીબ ભી જોઇશે જ ને! 'લાભાન્તરાય' કર્મનો ક્ષયોપશમ પણ જોઇશે જ! બેશક, ન્યાયનીતિથી લાભાન્તરાય કર્મ તૂટે છે જરૂર, પણ સમય વીતી શકે....દેર થઈ શકે, અંધેર નહી થાય! એની ખાત્રી રાખજો....

અર્થપ્રાપ્તિના વિષયમાં જ્ઞાનીપુરૂષોએ કેટલુ સચોટ ને સાચું માર્ગદર્શન આપી દીધું છે! અર્થપુરૂષાર્થને ગૃહસ્થજીવનનો સામાન્ય ધર્મ બનાવવા માટે ન્યાય–સંપન્નતાનો આદર કરવો નિતાંત આવશ્યક છે. ન્યાયસંપન્નતા તો ચિત્તશાંતિ અને આંતર આનંદ મેળવવા માટે પણ એટલા જ જરૂરી છે. ન્યાયસંપન્નતાથી તમે નિર્ભય બન્યા રહેશો. અને નિર્ભયતા એ તો બહુ મોટું સુખ છે! આંતર સુખ છે.

ન્યાયપરાયણતાથી 'લાભાન્તરાય' કર્મનો નાશ કેવી રીતે થાય છે, એ હવે પછી આપણે વિચારીશું. આજે બસ, આટલું જ



* જરૂરિયાતો જો ઘટાડશો તો ન્યાય નીતિથી તમે તમારી આજીવિકા મજેથી ચલાવી શકશો.

* આત્મા અને કર્મનો સંયોગ એજ સંસાર છે. આત્મા જ્યારે કર્મોના પાશથી મુક્ત બને છે બસ, એજ મોક્ષ છે, નિર્વાણ છે,

* અજ્ઞાનતા એ જીવાત્માનો સહુથી મોટો દુશ્મન છે. અજ્ઞાનતા જીવ પાસે ન કરવાના કામો કરાવરાવે છે. અને દુઃખની હારમાળ ઉભી કરી દે છે.

* જીવનમાં જો કંઇ કરવા જેવું છે તો તે કર્મોના કાટમાળ નીચે દટાયેલા આત્માને બહાર કાઢીને ઉજળો કરવાનો છે. આ જ સાચું કર્તવ્ય છે.

## પ્રવચન/૭

**મ**હાન શ્રુતધર મનીષીપુરૂષ આચાર્યશ્રી હરિભદ્રસૂરિશ્વરજી , ધર્મબિન્દુ ' ગ્રન્થમાં ગૃહસ્થ જીવનનો સામાન્યધર્મ પ્રરૂપી રહ્યા છે....એમાં આપણે, પહેલા ધર્મ 'ન્યાયસંપન્ન, વૈભવ ' વિષે વિચારી રહ્યા છીએ.

ગૃહસ્થે ન્યાય નીતિ અને પ્રમાણિકતાપૂર્વક પૈસા કમાવવા માટે પ્રયત્નો કરવા જોઇએ. ' આજે લોકો એમ કહેતા સંભળાય છે કે

'ન્યાય-નીતિથી જો વ્યાપાર કરીએ છીએ તો અમારી જરૂરિયાત મુજબ અમને પૈસા નથી મળી શકતા.'

પહેલી મોંકાણ જ એ છે કે તમારા લોકોની જરૂરિયાતો દિવસે દિવસે વધી રહી છે....જુની વાર્તાઓના રાજકુમાર માટે એમ કહેવાતું કે એ દિવસે ન વધે એટલો રાત્રે વધે ને રાત્રે ન વધે એટલો દિવસ વધે! બસ એવું જ કંઈક બન્યું છે તમારી જરૂરિયાતો માટે! દિવસે ન વધે એટલી રાત્રે વધે અને રાત્રે ન વધે એટલી દિવસે વધે! એ આવશ્યકતાઓને મેળવવા તમારે રોજ રોજ આવક પણ વધારવી જોઈએ! ન્યાય-નીતિથી આવક વધારવામાં તમને અસફળતા મળે છે ત્યારે તમે અન્યાય અનીતિથી પૈસા મેળવવા માટે પ્રયત્ન કરો છો અને એક જાતના દુશ્ચક્રમાં અટવાઇ જાઓ છો. ખરેખર, ઉલઝી ગયા છો ને ઇચ્છાઓનાં જાળામાં? ચિંતાઓ અને અશાંતિ વધી ગઈ છે ને?

## સુખ-દુ:ખનો આધાર કર્મો :

જરી સ્વસ્થ દિમાગથી વિચારો કે જો અન્યાય અને અનીતિથી પૈસા વધારે મળતા હોત તો આ સંસારમાં બધા જ પૈસાદાર હોત! નિર્ધન અહીં હોત કોણ? બધાજ અન્યાય-અનીતિ કરનારા પૈસાવાળા હોત! માત્ર ન્યાય-નીતિથી વેપાર કરનારા જ ગરીબ હોત. પણ શું છે એવું સંસારમાં? દેખાય છે આવું જગતમાં ક્યાંયે? પૈસા-પ્રાપ્તિનો મૂળ આધાર-એનું મૂળભૂત કારણ જુદું જ છે. આજે મારે તમને એ 'કારણ'ની પહેચાન કરાવવી છે. મૂળભૂત આધાર તરફ તમારૂં ધ્યાન દોરવું છે. એ કારણ સમજાવવા માટે મારે તમને 'કર્મનો સિદ્ધાંત' સમજાવવો પડશે. કદાચ તમે લોકો કર્મના સિદ્ધાંતોથી પરિચિત નહી હો! જીવ માત્રના સુખ-દુ:ખનો આધાર આ કર્મો છે.

અનાદિકાળથી દરેક જીવાત્મા કર્મોથી આવૃત છે, કર્મોથી અભિભૂત છે.

**સભામાંથી :** પણ સાહેબ, આત્માને કર્મો લાગ્યા ક્યારે ?

**મહારાજશ્રી :** જે પ્રમાણે આત્મા અનાદિ છે, એજ રીતે આત્મા અને કર્મોનો સંયોગ પણ અનાદિ છે. આત્મા ક્યારેય કર્મ રહિત બની શકે છે....એ વિશુદ્ધ થઈ શકે છે ! પણ સબૂર....આત્માને કર્મરહિત કરવો એ કંઈ ખાવાના ખેલ નથી ! અનેક જન્મોના જન્મો એ પુરૂષાર્થમાં પસાર થઈ જાય છે !

આમ તો કર્મો અનંત છે, પણ એના મુખ્ય પ્રકાર આઠ છે.

(૧) જ્ઞાનાવરણ
(૨) દર્શનાવરણ
(૩) મોહનીય
(૪) અંતરાય
(૫) નામ
(૬) ગોત્ર
(૭) આયુષ્ય
(૮) વેદનીય

## કર્મોની પરાધીનતા :

આત્માના 'અનંતજ્ઞાન' વગેરે સ્વાભાવિક ગુણો આ કર્મોના કારણે આવૃત્ત છે, આત્મા પોતે પૂર્ણજ્ઞાની છે, કેવળજ્ઞાની છે. પણ જ્ઞાનાવરણ કર્મના વાદળા નીચે આત્માનો જ્ઞાનસૂરજ આવરાયેલો છે, માટે આપણને આત્મા અજ્ઞાની લાગે છે. આત્માનો પોતાનો ગુણ છે. અનંતદર્શન-પૂર્ણ જાગૃતિ ! પણ દર્શનાવરણ કર્મથી અભિભૂત બનવાના કારણે એ નિદ્રા અંધાપો....મૂઢતા વગેરે દોષોનો શિકાર બન્યો છે. આત્મા સ્વયં તો વીતરાગ જ છે પણ મોહનીય કર્મના પ્રભાવ નીચે એને રાગ-દ્વેષ-મોહ વગેરે વેઠવા પડે છે. આત્મા અનંત શક્તિથી સંપન્ન છે. છતાંયે અંતરાય કર્મના આવ-રણ હેઠળ એને દીનતા-દુર્બલતાના શિકાર બનવું પડે છે. આત્મા

અનામી અરુપી હોવા છતાંયે નામ કર્મથી આબદ્ધ હોવાના કારણે એને યશ અપયશ-સારા-નરસા સૌભાગ્ય-દુર્ભાગ્ય બધા જ દોષોના ભાજન બનવું પડે છે. અશરીરી હોવા છતાં શરીરના પિંજરમાં કેદ રહેવું પડે છે. આત્માના નિજી સ્વરૂપમાં ઉંચ-નીચ જેવું કંઇ જ નથી....પણ ગોત્ર કર્મના પાપે એને ઉંચપણું અને નીચપણું ભોગવવું પડે છે. આત્માને વળી કયાં જન્મ મૃત્યુ છે! એણે કયાં જીવન છે? પણ આયુષ્ય કર્મની આંટીમાં અટવાઇને એને જન્મ જીવન અને મૃત્યું અપનાવવા પડે છે. આત્મામાં કોઈ સુખ દુઃખના દ્વન્દ્વો નથી પણ વેદનીય કર્મના કારણે આત્મા સુખ-દુઃખના સર-વાળા-બાદબાકી કર્યા જ કરે છે.

**સભામાંથી :** આવી રીતે તો સંસારની દરેક વાત કર્મને આધીન લાગે છે.

**મહારાજશ્રી :** છે જ. આત્મા અને કર્મના સંયોગથી જ સંસાર ઉભો થયો છે। સંસાર છે શું ? કર્મથી આવરાયેલો આત્મા એજ તો સંસાર છે ! સંસારના જીવો સાથે જે કંઈ સારી-નરસી ઘટનાઓ થાય છે...જે કાંઇ બને છે, બગડે છે, તે બધું જ કર્મ-જન્ય પરિણામ છે. બધી પરિસ્થિતિઓ કર્મજનિત છે. જે માણસ આ તત્વજ્ઞાનને સારી રીતે નથી જાણતો એ તો પછી જીવાત્મામાં જ કર્તાપણાની કલ્પના કરી કરીને દુઃખી થશે. 'મેં આવું કર્યું ! એણે આમ કર્યું ! ' આ પ્રમાણે રાગદ્વેષની ગ્રંથિઓમાં ગૂંચવાયા કરશે. રાગ-દ્વેષમાં ઉલઝીને કર્મબંધ કરતો રહેશે. અનાદિકાળથી જીવાત્મા આ ભૂલને દોહરાવે છે. પણ જો કર્મના સિદ્ધાન્તને વાસ્તવિકરૂપમાં સમજી લેવાય તો આ ભૂલને ભૂંસી નાખવાના ઉપાયો પણ મળી આવે.

**અંતરાય કર્મની સમજ :**

આ આઠ કર્મોમાં જે અંતરાય કર્મ છે તે વળી પાંચ જાતનું છે. (૧) દાનાંતરાય (૨) લાભાંતરાય (૩) ભોગાંતરાય

(૪) ઉપભોગાંતરાય અને (૫) વીર્યાન્તરાય. બહુ સમજવા જેવાં છે આ પાંચે અંતરાયકર્મો.

**પહેલું છે દાનાંતરાય કર્મ !**

તમારી પાસે દેવા લાયક વસ્તુ હોય....અને સામે લેનાર વ્યક્તિ પણ યોગ્ય હોય, છતાંયે તમને આપવાનું મન પણ ના થાય તો એમાં કારણભૂત આ દાનાંતરાય કર્મ આપવાની ઈચ્છા નથી થવા દેતું. 'હું આપું' આવી ભાવનાને પેદા ના થવા દે ! લેવાવાળો સારો હોય કે ખરાબ, સુપાત્ર હોય કે કુપાત્ર, એને તો દેવાની ઈચ્છા જ ન જાગે, દુનિયા આવા લોકોને કંજુસ–મખ્ખીચૂસ વગેરે વગેરે શબ્દોથી નવાજે છે ! પણ દુનિયાના લોકોને એ ખબર નથી કે કૃપણતા-કંજુસાઈને જન્મ આપનાર જો કોઈ હોય તો તે છે દાનાંતરાય કર્મ ! જો તમે લોકો આ તત્વજ્ઞાનને પચાવી લો તો કોઈપણ કંજુસ–કૃપણ માણસ પ્રત્યે તમારા હૈયામાં તિરસ્કાર નહી જન્મે ! એવા જીવો પ્રત્યે તમારા દિલમાં દયાની ભાવના જ વહેતી રહેશે. 'કેવો દાનાંતરાય કર્મનો ઉદય નડે છે એને, કે આપવા યોગ્ય વસ્તુ પાસે છે છતાંયે આપવાની આરાધના એ નથી કરી શકતો !'

**સભામાંથી :** આવું દાનાંતરાય કર્મ માણુસ બાંધે કેવી રીતે ?

**મહારાજશ્રી :** બીજો કોઈ માણુસ દાન આપે છે અને તમે એને અટકાવો છો દેતાં....તો તમને દાનાંતરાય કર્મ બંધાશે. દાન દેનારની ઈર્ષ્યા કરો તોયે આ કર્મ બંધાય છે. દાન દીધાં પછી વસવસો કરો કે 'હાય...હાય....આ મેં કયાં દાન આપી દીધું ? ન આપ્યું હોત તો સારૂં હતું....'તો પણ આ કર્મ બંધાઈ જાય....આપેલું પાછું લ્યો, તો આ કર્મ બંધાય. જે લોકો આ તત્વજ્ઞાન નથી જાણુતા એ લોકો આવું બધું કર્યા કરે છે અને દાનાંતરાય કર્મ બાંધી બાંધીને ભટકે છે.

સાવધ રહેજો, અજ્ઞાનતા એ તો આત્માનો મોટો દુશ્મન

છે. અજ્ઞાનદશામાં જીવાત્મા આવા કર્મો બાંધી તો લે છે પણ પાછળથી દુઃખી દુઃખી થઇ જાય છે... દાનાંતરાય કર્મના ઉદયથી જીવાત્મા કૃપણ બને છે. એટલું નહીં.... એની પાસે જે કંઈ માલ-મિલ્કત હોય એના પર ગાઢ આસક્ત બની જાય છે. મમત્વવાળો બની જાય છે આ આસક્તિ અને મમતા જીવાત્માને સંસારમાં રઝળાવે છે. કૃપણતાની સાથે આસક્તિ-મમતા તો જોડાયેલી જ હોય છે.

**બીજું અંતરાય કર્મ છે લાભાંતરાય :** લાભ એટલે પ્રાપ્તિ! પ્રાપ્તિ-મેળવવામાં અટકાવનાર છે આ કર્મ. આ કર્મ જો વળગેલું હોય તો માણસ એનું ઇચ્છિત-અભિપ્સિત મેળવી ના શકે. તમે પૈસા મેળવવા માટે તનતોડ મહેનત કરો છો, છતાંયે જો તમને પૈસા નથી મળતા તો માનજો કે અત્યારે લાભાંતરાય કર્મ તમને ઘેરી બેઠું છે. તમે ઇચ્છો છો.... મકાન.... દુકાન કપડાં સ્ત્રી વગેરે મેળવવા માટે, પણ જો આ સુખના સાધનો તમને નથી મળી શકતાં એક યા બીજા બહાને, તો સમજવાનું કે લાભાંતરાય કર્મ ઉદયમાં છે.

જે માણસ આ તત્વજ્ઞાનને નથી જાણતો અથવા જાણીને પણ નથી માનતો, એ આવા પ્રસંગે બીજાના ઉપર જ તુટી પડે છે.... પોતાની ખીજ સામી વ્યક્તિ પર ઉતારે છે. 'આણે મને પૈસા ન મેળવવા દીધા. આણે નારદવેડા કરીને મને મકાન ન લેવા દીધું.... કેટલું સસ્તામાં મળતું હતું? પણ આ ભાઇને શી ખબર શું સૂઝયું; કે જઇને ભીડાવી આવ્યા પેલાને....અને પેલો ના પાડી બેઠો મકાન આપવા માટે!' અરે! મારા તો 'એંગેજ' નક્કી જ હતાં પેલી છોકરી જોડે, પણ આ મારા દુશ્મને ઉંધુચતું ભરાવીને તોડાવી દીધાં મારા સગપણ!....' આવી રીતે એ બીજા જીવોને દોષિત ગણી ગણીને વલોપાત કર્યા કરે!

જો તમારૂં લાભાન્તરાય કર્મ ઉદયમાં હશે તો તમે લાખ

માથા પછાડો કે મહેનત કરો પણ તમને મનમાંગ્યા પૈસા કે રૂપિયા નહી જ મળે. વહેલી સવારથી માંડીને મોડી રાત સુધી કાળી મજુરી કરવા છતાંયે તમને સમખાવા પુરતાંયે પૈસા નહી મળે. રાજગૃહી નગરીના પેલા દ્રમક–ભિખારીને તો ઓળખો છો ને? ત્રણ ત્રણ દિવસથી ભૂખ્યોને તરસ્યો નગરમાં ભટકયા કરતો હતો ભિક્ષા માટે, પણ લોકો બટકુ રોટલોય એને આપતા નહોતા! શું ગામના લોકો ખરાબ હતા? શું આખું ગામ ખરાબ હતું? કેમ લોકોએ એને ભીખ ના આપી? ગામમાં તો બીજા યે અનેક ભિખારીઓ હતા, બધાને ભીખ મળી....જતી'તી, લોકો એમને આપતા હતા.... આને જ કેમ નહોતા આપતા? પેલા ભિખારીને તો બસ લોકો પર એકદમ ગુસ્સો ચઢયો....નફરત થઇ આવી : 'કેવા છે આ નગરના લોકો સાવ નકામા! મને ખાવાનું નથી આપતા? ત્રણ-ત્રણ દિ'થી રખડું છું....પણ બટકુ રોટલોય કોઇ નથી નાંખતા.... મારૂં ચાલે તો બધાને મારી નાખું! શું સમજે છે આ લોકો પોતાને?'

ભિખારીને એ સમજ નહોતી કે 'મારાં પાપકર્મ–મારૂં લાભાન્તરાય કર્મ ઉદયમાં છે, માટે મને ભીખ નથી મળતી; જેના પાપકર્મો ઉદયમાં નથી એ ભીખારીઓને મજેથી ભિક્ષા મળે છે! લોકો ખરાબ નથી....મારા કર્મો ખરાબ છે! માટે મારે લોકોના પ્રત્યે ગુસ્સો નહી કરવો જોઇએ.' અજ્ઞાનદશામાં આવરાઇને પેલા ભિખારીએ લોકો પર ખૂબ ગુસ્સો કર્યો રૌદ્રધ્યાનના કીચડમાં વધુ ને વધુ ખૂંપવા લાગ્યો.

એક દિવસે જ્યારે નગરના બધા લોકો ઉજાણી કરવા રાજગૃહની બહાર એક પર્વતની તળેટીમાં ભેગા થયા ત્યારે પેલો ભિખારી પણ ત્યાં ગયો. એણે વિચાર્યું : 'ભલે....ગામમાં આ લોકો મને ભીખ નહોતા આપતા....પણ આજે તો બધા ઉજાણી કરવા નીકળ્યા છે ચલો, અહી તો ભિક્ષા મળશે....' એમ

ફરીને માંગવા ગયો. માણસ જ્યારે બહાર નીકળે છે ત્યારે તો જરીક ઉદાર બની જાય છે, ખરું ને ? કમ સે કમ ખાવા-પીવાની બાબતમાં તો ખાસ ! તમારો શું અનુભવ છે ? પેલા ભિખારીનુ વિચારવું સાવ જ ખોટું નહોતું. આજે પણ એવું દેખવા મળે છે કે પોતાના ઘરે કંજુસાઈ કરનાર માણસ જ્યારે હરવા-ફરવા માટે બહાર નીકળે છે ત્યારે એનામાં ઉદારતા આવી જાય છે. પણ જો માંગનારનો ઘોર પાપોદય હોય, તીવ્ર લાભાંતરાય કર્મ ઉદયના હોય તો માંગવા છતાયે એને કંઈ ના મળે ! ઉદારમાં ઉદાર માણસ પણ એને કંઇ નહી આપે. એ વ્યક્તિ સામે જાય એટલે ઉદાર પણ ઉધાર ઉધાર થઇ જાય !

એક ભાઈ મારી પાસે આવીને મને કહે : 'મહારાજસાહેબ, મેં સાંભળ્યું હતું કે પેલા ભાઇ બહું મોટા દાનવીર છે....ઉદાર છે. જે કોઇ એના દ્વારે જાય છે તે ખાલી હાથે પાછો નથી વળતો. હું પણ ગયો એના બંગલે. મેં એની આગળ મારી આર્થિક પરિસ્થિતિ વર્ણવી અને કંઇક સહાયતા કરવા રજુઆત કરી. પેલાએ તો મને એક રૂપિયાની પણ સહાય ના કરી. હું ખાલી હાથે પાછો વળ્યો. આવા લોકો માત્ર કીર્તિ અને નામના માટે આપતા હોય છે. જ્યાં પોતાનું નામ છપાવાનું હોય/લખાવાનું હોય ત્યાં દાન આપે છે. ગરીબ સાધર્મિકોને સહાય કરવામાં કંઇ એમનું નામ અમર થોડે થવાનું છે....?' આવું તો કેટ-કેટલું બોલી ગયા પેલા 'કર્મસિદ્ધાંત' વિષે, મેં એને સમજાવવાનો પ્રયત્ન કર્યો કે 'ભાઇ, તારૂં લાભાંતરાય કર્મ જો ઉદયમા હોય તો ઉદાર અને દાનવીર મનુષ્ય પણ તને કંઇ આપવા તૈયાર નહી થાય ! હું જાણું છુ કે એ દાનવીરે સેંકડો સાધર્મિક ભાઇ-બહેનોને સહાય કરી છે અને કરે છે. અને એની પાસેથી મદદ ના મળી, એમાં એનો દોષ ના જુઓ, તમારા પાપકર્મોનો દોષ જુઓ.' એને મારી વાતથી સંતોષ થયો કે નહી રામ જાણે, એ ભાઇ ઉભા થઇને

હાલતા થઈ ગયા. લાગ આવે એણે કદાચ મારા માટે પણ ખોટી ધારણા બાંધી લીધી હોય કે 'મહારાજ પણ શ્રીમંતોનો જ પક્ષ લે છે....પૈસાદારોને જ પંપાળે છે....'

જો લાભાંતરાય કર્મનો '**ક્ષયોપશમ**' હોય તો ઇચ્છિત અને પ્રિય પદાર્થો થોડાક જ પ્રયત્ને મળી આવે છે.

**સભામાંથી : '** **ક્ષયોપશમ**'નો અર્થ શું સાહેબ?

**મહારાજશ્રી :** કર્મનો કેટલોક ભાગ નાશ થઇ જવો, કેટલોક ભાગ શાંત થઈ જવો! એને '**ક્ષયોપશમ**' કહે છે 'ક્ષય' એટલે નાશ અને '**ઉપશમ**' એટલે શાંત હોવું. આત્માની સાથે લાગેલા કર્મોમાં ત્રણ પ્રક્રિયાઓ થતી હોય છે.

* **ઉપશમ**
* **ક્ષયોપશમ**
* **ક્ષય**

જે પ્રમાણે પાણીમાં પડેલો કચરો, પાણીનું વાસણ જો સ્થિર હોય તો નીચે બેસી જાય છે એવી રીતે આત્મામાં રહેલા કર્મો જ્યારે શાંત થઇ જાય તે ત્યારે '**કર્મનો ઉપશમ થયો**' કહેવાય છે. આ ઉપશમ થોડાક સમય માટે જ થતો હોય છે.

એવી રીતે કેટલાંક કર્મો નષ્ટ થઇ જાય, અને કેટલાંક શાંત બની જાય એને '**ક્ષયોપશમ**' કહેવામાં આવે છે. કર્મોનો ક્ષયોપ-શમ-કાળ લાંબા સમય સુધીનો પણ હોઈ શકે છે.

કર્મોનો ક્ષય એટલે સંપૂર્ણપણે નાશ. બધાજ કર્મોનો સંપૂર્ણ નાશ થવાથી આત્માનો મોક્ષ થાય છે.

**ન્યાય-નીતિથી લાભાંતરાય કર્મ તૂટે :**

કરવો છે લાભાંતરાય કર્મનો ક્ષયોપશમ? સંપૂર્ણ નાશ તો ત્યારે જ થશે કે જ્યારે અંતરાય કર્મ જ નષ્ટ થશે. અંતરાય કર્મનો

સમૂલોચ્છેદ ત્યારે જ થાય કે જ્યારે મોહનીય કર્મના ભૂક્કે ભૂક્કા બોલાવી દેવાય. જો ક્ષયોપશમ કરવો હોય તો તો હમણાં પણ થઇ શકે. લાંભાતરાય કર્મનો ક્ષયોપશમ કરવાનો સાચો ઉપાય છે ન્યાય અને નીતિ. ન્યાય અને નીતિથી લાભાંતરાય કર્મ ચોક્કસ તુટે છે.

न्यायाद्द नियमतः भवान्तरोपात्तस्य लाभान्तराय कमर्णो विनाशः ॥

'ધર્મબિન્દુ' ગ્રંથના ટીકાકાર આચાર્યશ્રીએ આ વાત બહુ માર્મિકપણે કરી છે. આ વાકયમાં બે વાતો બહુ મહત્વની કહેવાઇ છે. ન્યાયથી જ લાભાંતરાય કર્મનો નાશ થાય છે આ એક વાત અને બીજી વાત છે, ન્યાયથી ચોક્કસ લાંભાતરાય કર્મનો નાશ થાય છે.

જો તમારે લાભાંતરાય કર્મનો નાશ કરવો છે અને ઇચ્છિત સુખોનાં સાધનો મેળવવાં છે તો તમારે ન્યાય-નીતિનું પાલન કરવું જ રહ્યું. અન્યાય-અનીતિને છોડવા જ રહ્યાં. અન્યાય-અનીતિના પ્રલોભનથી અળગા રહેવું જ પડશે.

જો આ જીવનમાં, ન્યાય-નીતિનો વ્યવસાય કરવા છતાંયે ઇચ્છિત પદાર્થોની પ્રાપ્તિ નથી થતી તો સમજવાનું કે લાભાંતરાય કર્મનો ઉદય છે. પણ આવું હોવા છતાંયે જો તમે ન્યાય-નીતિને નેવે નથી મૂકતા ન્યાય-નીતિથી જેટલું મળે છે, જે મળે છે એમાં સંતુષ્ટ રહો છો તો ચોક્કસ તમારૂં લાભાંતરાય કર્મ નાશ પામશે જ, અને લાભાંતરાયનો નાશ થશે એટલે અભિલષિત પદાર્થ મળવાના જ છે.

આ વાત ગળે ઉતરે છે તમારે ? કરશો સંકલ્પ કે કોઇપણ પરિસ્થિતિ સર્જાય....ગમે તેવા સંજોગો ઉભા થાય અમે અન્યાય-અનીતિ નહી કરીએ. જો તમે વૈષયિક સુખોના પ્રત્યે ઉદાસીન હશો તોજ આવો સંકલ્પ કરી શકવાના અને એને વળગી રહેવાના કારણ કે વૈષયિક સુખોની તીવ્ર સ્પૃહા જ અન્યાય અને અનીતિ

કરવા પ્રેરે છે: 'ન્યાય-નીતિથી મને જે કંઈ મળે છે, જેટલું મળે છે, હું એમાં ગુજારો કરી લઈશ....પણ અન્યાય અને અનીતિનો આશરો તો નહીં જ લઉં....' આવો સંકલ્પ કરવા માટે હૈયું વિષયાસક્તિથી વેગળું જોઈએ.

પેલો ભિખારી, ગામની બહાર બગીચામાં, જ્યાં લોકો ઉજાણી કરતા હતા ત્યાં ગયો ભિક્ષા લેવા માટે, એ ત્રણ દિવસનો ભૂખ્યો હતો. કકડીને ભૂખ લાગી હતી. ઉજાણી કરનારા માણસોએ એને ત્યાં પણ ભીખ ન આપી. હવે તો એનો પિતો ગયો. એનું મગજ નફરતથી ફાટી ગયું. 'આ બધા મજેથી માલ-પાણી ઝાપટી રહ્યા ને....દિવસને રાત મન ફાવે ત્યારે ખાઈ રહ્યા છે....હું ત્રણ ત્રણ દિવસનો ભૂખ્યો છું ને મને તો એકાદ ટુકડો રોટલોય આપતા નથી....હમણાં જ આ બધાને ઠેકાણે પાડી દઉં...બતાવીદઉં....! પર્વત પરની શિલાને પાડીને આ બધાને મારી નાંખું ! કોઈને જીવતા નહીં રહેવા દઉં....!'

## અજ્ઞાનતામાંથી તીવ્ર રાગ-દ્વેષ જન્મે :

કેવું તીવ્ર રૌદ્રધ્યાન કરે છે? અજ્ઞાની છે ને? અજ્ઞાનથી રાગ-દ્વેષ પેદા થાય છે. જેમ જેમ સમ્યગ્જ્ઞાનનો અજવાસ મળે તેમ તેમ રાગ-દ્વેષ મંદ પડે છે. આર્તધ્યાન અને રૌદ્રધ્યાન ઓછા થાય છે. બચવું છે બોલો, તીવ રાગ અને દ્વેષથી? અળગા રહેવું છે આર્ત અને રૌદ્રધ્યાનથી? તો અજ્ઞાનતાના અંધકારમાંથી બહાર આવો. સમ્યગ્જ્ઞાનનો દીવડો પેટાવો અંતઃકરણમાં ! કર્મ-સિદ્ધાન્તની સાચી સમજણ મેળવો, પછી જીવનની એક એક ઘટનાને કર્મસિદ્ધાન્તના માધ્યમથી વિચારો મૂલવો., પણ આ બિચારા ભિખારી પાસે વળી ક્યાં એવી સમજણ હતી? એ વિચારીજ ના શક્યો કે 'મારો લાભાંતરાય કર્મનો પ્રબળ ઉદય છે, માટે એ લોકો મને ભિક્ષા નથી આપતા !' જો આવું વિચાર્યું હોત તો એને લોકો પર રોષ કે રીસ ના થાત !

ભિખારી રાજગૃહીના પેલા પર્વત પર ચઢી ગયો, જે પર્વતની તળેટીમાં લોકો ઉજાણી કરી રહ્યા હતા. પર્વત પર મોટી મોટી શિલાઓ હતી. એણે ઊપર જઈને એક શિલાને જોરથી હડસેલો માર્યો. શિલા તો નીચેની તરફ ગબડી....પણ એ ભિખારી પોતાનું 'બેલેન્સ' જાળવી ના શક્યો અને એ પણ સાથે ગબડ્યો....શિલાની નીચે એ આવી ગયો અને ચગડાઈને મરી ગયો. શિલા ત્યાં જ અટકી ગઈ.

ભિખારી નગરવાસીઓને તો ન જ મારી શક્યો....બલ્કે પોતે મરી ગયો. રૌદ્રધ્યાનમાં મરીને નરકમાં ચાલ્યો ગયો. લાભાંતરાય કર્મ જેમને ઉદયમાં હોય એઓએ ખૂબ સાવધાન રહેવું જોઈએ એમને જ્યારે એમની ઇચ્છા મુજબ વસ્તુ કે વ્યકિત ના મળે ત્યારે બીજાના માટે દુર્ભાવ ન જન્મવો જોઈએ. ઇચ્છા મુજબ પૈસા ન મળે એ વખતે બીજાના પ્રત્યે ઘૃણા નહી કરવી જોઈએ.

## સાધુ-સાધ્વી બધા જ્ઞાની ન પણ હોય !

આ લાભાંતરાય કર્મ જે પ્રમાણે તમને ગૃહસ્થ લોકોને ઉદયમાં આવી શકે એમ અમને સાધુઓને પણ ઉદયમાં આવી શકે! જે સાધુને આ કર્મનો ઉદય હોય, એ સાધુ ભિક્ષા માટે ઘેર ઘેર ફરે છતાંયે એને ભિક્ષા ન મળે–ગોચરી ના મળે. જો સાધુ જ્ઞાની હશે તો પોતાના લાભાંતરાય કર્મનો વિચાર કરીને, કોઇનાય પ્રત્યે રોષ કે રીસ નહી કરે. જો આ સમજણ નહી હોય તો એ લોકોને દોષ દેશે. અશાંતિની આગમાં જલશે. ક્રોધ વગેરે કષાયોથી કાળઝાળ થઈ જશે.

**સભામાંથી** : સાધુ–સાધ્વીજી તો જ્ઞાની હોય છે ને ? એમને કેમ રોષ–રીસ થાય ?

**મહારાજશ્રી** : આવો કોઈ નિયમ નથી કે બધા સાધુ-સાધ્વી જ્ઞાની જ હોય. ચોપડીઓ વાંચી લેવા માત્રથી, શાસ્ત્રો ભણી

લેવા માત્રથી જ્ઞાની નથી બની શકાતું ! જ્ઞાની બનવા માટે આત્મસ્પર્શી ચિંતન-મનન જોઈએ. વિચારોની વેલ તત્ત્વજ્ઞાનની આસપાસ લપેટાયેલી જોઈએ, પોતાના મનનું સમાધાન કરવાની આવડત જોઈએ. જ્યારે પ્રતિકૂળ-વિપરીત પરિસ્થિતિ પેદા થાય ત્યારે મનનું સમાધાન કરવું, મનની સમતા સમાધિ યથાવત્ જાળવવી અજ્ઞાની જીવો માટે તદ્દન અશક્ય છે. સાધુ કે સાધ્વીની પાસે તેવું જ્ઞાન હોય તો એઓ પ્રતિકૂળતામાં પણ તત્ત્વદૃષ્ટિથી પોતાના મનનું સમાધાન કરી લે અને દુર્ધ્યાનથી બચે, તો એ જ્ઞાની છે. બહુ મુશ્કેલ છે આ કામ! જો કે પાછું એટલું જ મહત્ત્વપૂર્ણ! અરે, તત્ત્વજ્ઞાનના તીરે બેસીને જો મનનું સમાધાન કરતાં આવડી ગયું, તો તો ઓહો....કામ થઈ જાય!

## અન્યાય-અનીતિ કરવા છતાં પૈસા કેમ નથી મળતા ?

'ન્યાય-નીતિથી લાભાંતરાય કર્મનો નાશ થાય છે જ.' આ વાત પર તમને પૂરેપૂરો વિશ્વાસ હોવો જોઈએ. થઇ જશે ને? થાય કે ન થાય, પણ એક વાત નિશ્ચિત માનજો કે લાભાંતરાય કર્મનો ક્ષયોપશમ થયા વગર સુખ-સંપત્તિ મળવાનાં નથી જ. આજે, વર્તમાન કાળે જો તમને અન્યાય-અનીતિ કરવા છતાંયે ધન-સંપત્તિ મળતાં હોય, તો સમજજો કે તમારા લાભાંતરાય કર્મનો ક્ષયોપશમ છે; માટે મળે છે. પણ તમે અત્યારે અન્યાય-અનીતિ કરી રહ્યા છો એના પરિણામે નવું લાભાંતરાય કર્મ બાંધી રહ્યા છો જ્યારે એ કર્મ ઉદયમાં આવશે ત્યારે અન્યાય-અનીતિ કરવા છતાંયે પૈસા નહીં મળે! વૈભવ નહીં સાંપડે. તમે જુઓ છો ને સંસારમાં, કે કેટલા બધા માણસો અન્યાય-અનીતિ કરે છે? અપ્રમાણિકતામાં રાચે છે? છતાંયે એમને પૈસાનાં ફાંફાં છે. ખોટા ધંધાઓમાં ગળાડૂબ રહેવા છતાંયે ગરીબી એમનો કેડો મૂકતી નથી. આનું કારણ ક્યારેય વિચાર્યું છે ખરું, તમે?

■

## દુનિયા તત્ત્વજ્ઞાનીને ગાંડા ગણે છે ?

ઉતરે છે દિમાગમાં મારી આ વાત ! અર્થપુરુષાર્થમાં પાગલ બનેલા લોકોના દિમાગમાં આ લાભાંતરાય કર્મવાળી વાત ઉતરવાની જ નથી. પાગલ વળી શું ક્યારેય તત્ત્વજ્ઞાની બની શકે છે ? જો કે અત્યારે તો ઊંધી હવા છે. લોકો તત્ત્વજ્ઞાનીને ગાંડામાં ખપાવે છે ! જો તમે તત્ત્વજ્ઞાની બની જાવ તો ઘરવાળા તમને ગાંડા ગણશે ! તમારી પાવલી પડી ગઈ છે એમ માનશે ! ભલે, તમને મોંઢા પર કશું ન કહે પણ મનમાં તો સમજવાના જ. પ્રયોગ કરવો હોય તો કરી જુઓ આજે જ ! કહી દો ઘેર જઈ ને, બાપુજીને...ભાઈ-ઓને...અને ભાગીદારને....કે 'બસ....હવે આજથી આપણે બે નંબરનો ધંધો કરવાનો નથી ! અન્યાય-અનીતિના ધંધા હવે નથી કરવા !' જો જો...એ લોકો શું કહે છે ? અને શું કરે છે ? એ લોકો કહેશે : તમે ગાંડા થઈ ગયા છો કે શું ? તમારું મગજ તો ઠેકાણે છે ને ? બે નંબરનો ધંધો બંધ કરી દેવાનો ? લ્યો બોલ્યા ! પછી ખાશો શું ? કમાશો શું ? ધૂળ ને ઢેફાં ? બે નંબરનો ધંધો કરીને તો આ વરસે રૂપિયા પૂરા બે લાખ મળ્યા છે ! ત્યારે તો આ નવો બંગલો બન્યો છે. અને આજે કોણ નથી બે નંબરના ધંધામાં ? એ તો બધા ધંધા કરવા પડે ? દુનિયામાં રહેવું હોય, જીવવું હોય તો બધુંય કરવું પડે ! કયો ધંધો થાય છે આજે અન્યાય અને અનીતિ કર્યા વગર, જરી બતાવો તો ? છોડો આ બધી નકામી વાતોને...મગજ બહેર મારી જશે...ક્યાંથી લઈ આવ્યા આજે વળી આવું બ્રહ્મજ્ઞાન ?'

સંભળાવોને આવું બધું ? અરે તોબા...તોબ. આ સંસારી-ઓએ તો કંઈ કેટલા તત્ત્વજ્ઞાનીઓને ગાંડામાં ખપાવ્યા છે...! એમને પથ્થર માર્યા છે...! ગાળોની ગાળો દીધી છે ! જાત જાતના ઉપદ્રવોથી પીડયા છે !

લાભાંતરાય કર્મનો ક્ષયોપશમ થવાથી પાંચ ઇન્દ્રિયોનાં વિષય-

સુખો મળી ગયાં હોય, પણ જો ભોગાન્તરાય અને ઉપભોગાન્તરાય કર્મનો ઉદય હશે તો મળેલા વિષયસુખોનો ભોગ–ઉપભોગ તમે નહીં કરી શકો. મળેલા સુખોને એ લોકો જ ભોગવી શકે જે જેમના ભોગાન્તરાય કર્મનો ક્ષયોપશમ થયો હોય!

માની લો કે, ગીત–સંગીત અને દુનિયાભરના સમાચાર મેળવવા તમે ઘરમાં 'અપ ટુ ડેટ' રેડિયોસેટ વસાવ્યો....લાભાંતરાય કર્મનો ક્ષયોપશમ હોવાના કારણે રેડિયો સેટ મળી ગયો....પણ અચાનક તમારા કાનમાં દુખાવો ઉપડયો....ડોકટરને બતાવ્યું, ડોકટરે ઓપરેશન કરાવવાની વાત કરી. ઓપરેશન કરાવ્યું તો ભીતરનો પડદો ફાટી ગયો. સંપૂર્ણ બહેરાશ આવી ગઈ. હવે કેમ કરીને સાંભળશો રેડિયો? ઉપભોગાન્તરાયનો ઉદય!

એવી જ રીતે તમને ટી. વી. સેટ વસાવવાની ઇચ્છા જાગી. બજારમાં જઈને સારી કંપનીનો ટી. વી. સેટ લઈ આવ્યા. લાભાન્તરાયના ક્ષયોપશમે તમને ટી. વી. અપાવી દીધું....પણ જે દિવસે ટી. વી. ઘરમાં આવ્યું. એ જ દિવસે તમારી આંખોમાં ઝામર વળવા લાગી....! ડોકટરે ટી. વી. જોવાની ઘસીને ના પાડી દીધી. શું કરશો પછી? ઉપભોગાન્તરાયનો ઉદય! ઘરમાં હોવા છતાંયે તમે નથી જોઈ શકતા!

માની લો કે, તમે હજાર/બારસોનો ફર્સ્ટકલાસ 'શૂટ' સીવડાવ્યો. વિચાર્યું હતું કે ફલાણા દોસ્તારના લગ્નમાં પહેરીને જઈશું...પણ અચાનક આખા શરીરે શીળસ ફૂટી નીકળ્યા. એલર્જીના કારણે આખું શરીર ફદફદી ગયું. શરીરે સૂતરાઉ મલમલ સિવાય બીજું કોઈ કપડું સહેવાતું નથી. ટેરેલિન..સિન્થેટીક કે રેશમી કપડાં હોવા છતાંયે તમે પહેરી નથી શકતા...! આ છે ઉપભોગાન્તરાયનો ઉદય!

મનગમતી છોકરી સાથે લગ્ન થઈ ગયા...પણ પહેલી જ

રાતે મોંકાણ મંડાઈ...ઝઘડો થયો, લગ્ન પછી બીજું કરવાનું બાકી પણ શું રહે? ઝઘડો જ ને? પત્ની જતી રહી પોતાને પિયર! પત્ની હોવા છતાંયે એનું સુખ તમને નથી મળી શકતું! આનું નામ ઉપભોગાંતરાય કર્મનો ઉદય! બાવીશ.. બાવીશ વરસ સુધી અંજનાને પવનંજયનું સુખ ના સાંપડ્યું! પવનંજયને અંજનાનું સુખ ના મળી શક્યું! કયું કારણ નડતું હતું..? આ જ ઉપભોગાંતરાય કર્મનો ઉદય! હાં...બંનેને એક જ જાતના કર્મ એકી સમયે નડતર રૂપ બની શકે!

એક બહેન પાસે માનો કે, હીરાનો હાર છે સોનાનાં ઘરેણાં છે. જો કે આજે તો 'ઈમીટેશન'નો જ યુગ છે...બધું જ 'ઈમીટેશન!' પણ જો સાચા હોય ને પતિ એને પહેરવા ના દે...! 'ઘરેણાં પહેરીને બહાર નહીં જતી...જમાનો સારો નથી...કોઈ જો ગૂંડો ભેટી ગયોને તો બધું જ લૂંટી જશે!' પેલા બહેનને લાભાંતરાય કર્મનો ક્ષયોપશમ હોવાથી મનપસંદ ઘરેણાં મળી ગયાં ખરાં, પણ ઉપભોગાંતરાય કર્મનો ઉદય હોવાથી એ પહેરી નહીં શકે!

અરે, પેલા મમ્મણ શેઠને કેમ ભૂલી જાવ છો? કેટલું બધું ધન હતું એની પાસે? અપાર સંપત્તિ! આખા મગધને ધારે તો વેચાતું લઈ લે! એટલું બધું ધન હતું એ મમ્મણ પાસે, પણ શું એ ધનને ભોગવી શક્યો? ના રે ના...ન તો એણે સારું મકાન બનાવરાવ્યું, કે ન સારી દુકાન માંડી! ન તો કંઈ સારું ખાધું કે પીધું! ન સારાં કપડાં પહેર્યાં...! પોતે તો કશું જ ન વાપર્યું... પણ બીજાનેય વાપરવા ના દીધું...દાન દેવાની તો વાત જ ક્યાં? બસ...સંપત્તિને જોઈ જોઈને રાજી રાજી થતો રહ્યો...મમતા અને આસક્તિ વધતી જ રહી...સાચવી સાચવીને જીવતો રહ્યો...કેવો ઘોર ઉદય ભોગાન્તરાય અને ઉપભોગાન્તરાયનો?

ઘરે મનગમતું ખાવાનું બનાવ્યું હોય! તમે પણ વિચાર્યું કે બસ, આજે તો પેટ ભરીને નિરાંતે જમીશું...!' અને એટલામાં

તો પેટમાં ચૂંક આવી. સીધા જ દવાખાના ભેગા...ભોજન મળ્યું. જમી ના શક્યા! ભોગાન્તરાયનો ઉદય!

ઘણા બધા શ્રીમંતો એવા હોય છે કે જેમની પાસે એકથી ચઢિયાતા એક એવા પલંગો હોય પણ એને બિચારાને લાકડાના પાટિયા પર જ સૂઈ જવું પડે! શું કરે...કમ્મરનું દર્દ! કેટલાકને વળી માત્ર ફળ અને દૂધ પર જ દિવસો ગુજારવા પડે...જાત જાતના રોગ! કેટલાક ટી.બી. પેશન્ટોને વળી મન મારીને ય બ્રહ્મચર્ય પાળવું પડે! કરે શું બીજું? આ બધી રામાયણ ઊભી થાય છે ભોગાંતરાય અને ઉપભોગાંતરાય કર્મનો ઉદય હોવાથી!

**સભામાંથી** : સાહેબ, ઉપભોગ અને ભોગ વચ્ચે ફેર શો?

**મહારાજશ્રી** : જે વસ્તુનો એક જ વાર ઉપયોગ કરી શકાય તે ભોગ્ય વસ્તુ કહેવાય...જેમકે ખાવાનું...પીવાનું...મુખવાસ... વિલેપન...વગેરે! પણ જેને વારંવાર ભોગવી શકાય તે ઉપભોગ્ય વસ્તુ કહેવાય જેમ કે, ઘર...ઘરેણું...કપડાંલત્તાં...વગેરે!

**પાંચમું અંતરાયકર્મ છે વીર્યાન્તરાય!** વીર્ય એટલે શક્તિ! વીર્ય એટલે ઉલ્લાસ...ઉત્સાહ...ઉમંગ! નિર્બળતા...દુર્બળતા... નિસ્તેજપણું આ બધા વીર્યાન્તરાયના વિપાકો છે. કોઈ માણસ જરીક મહેનતનું કામ કરે અને થાકી જાય–હાંફી જાય...કોઈને સારા કામ કરવાનો ઉત્સાહ ના જાગે! કોઈનો Mood–મૂડ મરી જાય... આખો દિવસ Moodless બનીને બેસી રહે...આ પણ વીર્યાંતરાય કર્મની માયાજાળ છે. વીર્યાંતરાય કર્મનો ક્ષયોપશમ થવાથી શારી-રિક શક્તિ પ્રાપ્ત થાય છે. ચક્રવર્તી જેવા ચક્રવર્તીનેય ધોળે દિવસે તારા દેખાડી દે એવું અતુલબળ આ વીર્યાંતરાયના ક્ષયોપશમથી મળે છે! શું હતું બાહુબળીમાં? કેવા શરમિન્દા કરી દીધા ભરત-ચક્રવર્તીને યુદ્ધના મેદાન પર? આ જ વીર્યાંતરાયકર્મના ક્ષયોપશમથી એમનામાં અજોડ બળ હતું. અને પેલો વીરો સાળવી! કૃષ્ણમહા-રાજાનો સેવક...! થોડાક સાધુ મહારાજને વંદન કરતાં કરતાં તો

ગેંફે ગેંફે થઈ ગયો! જો વીર્યાંતરાય કર્મનો ઉદય છે અને માણસ પોતાની દુર્બળતા મટાડવા માટે ગમે તેટલી દવાઓ કર્યા કરે... ગમે તેટલા 'વીટામીન્સ' લીધે રાખે, સુવર્ણ વસંતમાલતી કે બીજી લોહભસ્મોના ફાકડા મારે રાખે, તોય એને શક્તિ નથી મળવાની. ડોકટરોને હજારો રૂપિયા ધરી દે તોય એની અશક્તિ જવાની નથી. જ્યાં સુધી વીર્યાંતરાય કર્મનો નાશ નહીં થાય, ક્ષયોપશમ નહીં થાય, ત્યાં સુધી શક્તિ મેળવવા માટેના તમામ પ્રયાસો વ્યર્થ છે!

જોયું? કેવો વ્યાપક અને ઊંડો પ્રભાવ છે જીવાત્મા પર આ અંતરાય કર્મોનો? દેવું-લેવું ભોગવવું જીવનની આ તમામ મહત્ત્વપૂર્ણ પ્રવૃત્તિઓ પર અંકુશ કર્મોનો છે. નિર્ધનતા-દરિદ્રતા અને શ્રીમંતાઈ, બધું જ આ અંતરાયકર્મની ખીંટીએ ટીંગાય છે. માટે જો ખરેખર કંઈ કરવું જ હોય તો આ કર્મોના કાટમાળ નીચેથી જાતને મુક્ત કરવા પ્રયત્ન કરવો જોઈએ. નવાં અંતરાય કર્મો બંધાઈ ન જાય, એની પૂરતી તકેદારી રાખવી જોઈએ. આટલું જ્ઞાન તો મેળવી જ લેવું જોઈએ કે શું શું કરવાથી કયા કયા કર્મો બંધાય છે? કયો કયો ધર્મપુરુષાર્થ કરવાથી કયા કયા અંતરાય કર્મો તૂટે છે? બોલો, મેળવવાનું છે આવું જ્ઞાન?

'ન્યાય-નીતિના સહારે રૂપિયા નથી મળતા તો અન્યાય અનીતિથી મેળવી લઈએ...' આ ભ્રમણાને મગજમાંથી વહેલામાં વહેલી તકે કાઢી નાંખો...' '**પૈસા અન્યાય અનીતિ કરવાથી નહીં પણ લાભાંતરાય કર્મના ક્ષયોપશમથી મળે છે.**' આ વાસ્તવિકતાનો સ્વીકાર કરી લ્યો. અને એ કર્મને નષ્ટ કરવા કટિબદ્ધ બનો તો રૂપિયા મેળવવા તમારે અહીં તહીં ભટકવું નહીં પડે. લક્ષ્મી ચાલીને આવશે તેમને ચાંલ્લો કરવા! પણ પાછા ત્યારે કપાળ ધોવા નહીં ભાગી જતા!

એક સાવધાની રાખજો, અંતરાયકર્મના ક્ષયોપશમની સાથે સાથે મોહનીય કર્મનો ક્ષયોપશમ પણ હોવો જરૂરી છે. જો મોહ-

o માયા-કપટ અને દગાબાજી કરનારા મરીને મોટાભાગે જાનવરોની દુનિયામાં પહોંચે છે કે જ્યાં દુઃખના ભારથી જીવાત્મા કચડાઈ જાય છે.
o બહાર જેને અનાજનો દાણોયે નશીબે નથી એવા માણસને જેલના રોટલા મીઠા લાગે છે કે એના માટે જેલ મહેલ બને છે. જેને રહેવા માટે ઝુંપડી કે એટલોયે નથી.
o ધંધો કરતી વખતે એટલું તો જરૂર વિચારો કે 'હું જૈન છું, મારે એવો ધંધો ના કરવો જોઈએ કે જેથી મારો ધરમ લાજે!'
o પાપોથી બચવા પરલોકને નજર સામે રાખો.

# પ્રવચન/૮

મહાન્ શ્રુતધર પૂજ્યપાદ આચાર્યપ્રવરશ્રી હરિભદ્રસૂરીશ્વરજી પોતાના રચેલા 'ધર્મબિન્દુ' ગ્રંથના માધ્યમથી ગૃહસ્થજીવનનો સામાન્ય ધર્મ વિવેચી રહ્યા છે. ધનાર્જન કરવામાં ન્યાય-નીતિ અને પ્રામાણિકતાનું પાલન કરવું, તે પહેલો ગૃહસ્થધર્મ છે.

**અન્યાય-અનીતિ કરનાર મરીને તિર્યંચગતિમાં :**

આચાર્યદેવે એક અત્યંત મહત્ત્વપૂર્ણ વાત જે બતાવી કે

'ન્યાય અને અનીતિથી લાભાંતરાયકર્મનો નાશ થાય છે.' આ વાત બહુ મહત્ત્વપૂર્ણ અને ટેક્નીકલ છે. બહુ સમજવા-સોચવા જેવી વાત છે આ. એવી જ એક બીજી મહત્ત્વની વાત આજે હું તમને સમજાવું છું. અન્યાય અને અનીતિ કરનારા મરીને તિર્યંચગતિમાં જન્મ લે છે, એટલે કે પશુ-પક્ષીની યોનિમાં એઓ પેદા થાય છે. બોલો આ વાત મહત્ત્વની છે કે નહીં ? જો સમજો તો આ લાલબત્તી છે, Red Signal છે, અન્યાય અને અનીતિ કરનારાઓ માટે ! શ્રીમદ્ વિમલાચાર્યજીએ 'પઉમચરિય' કહ્યું છે કે :

માયા કુડિલસહાવા કુડતુલાકુડમાણ વવહારા ।
ધમ્મં અસદ્દહંતા તિરિક્ખ જોણી ઉવણમંતિ ।।

અનીતિ-અન્યાય, માયા-કપટ, છળ, વગર થઈ ના શકે. માયા-કપટ તો બહુ ખતરનાક તત્ત્વો છે. જો તમારા સ્વભાવમાં માયા-કુટિલતા વણાઈ ગયાં છે તો એ તમને પછાડ્યા વગર નહીં રહે ! અનીતિ-અન્યાય માયા પ્રેરિત જ હોય છે. અનીતિ-અન્યાય કરવામાં તમે માયા ના કરો...છલ-કપટનો આશરો ના લો...દગાબાજી ના કરો તો ચાલી જ ના શકે. જો વેપારી મિલાવટ-ભેળસેળ કરે છો, એટલે કે દૂધમાં પાણી ભેળવે છે, ઘીમાં ચરબી મેળવે છે, કેસરના નામે રંગેલું ઘાસ કે રંગેલી કાગળની કતરીઓ વેચે છે, શું આ બધું માયા-કપટ વગર થાય છે શું ? આમાં વિશ્વાસઘાત નથી ? વેપારમાં સાવ ખોટા માપ-તોલ રાખવા આ શું માયા-કપટ નથી ? યાદ રાખજો, આ બધું કરવાથી તિર્યંચ ગતિનું આયુષ્ય કર્મ બંધાઈ જશે અને મરીને પશુ પક્ષીની યોનિમાં પેદા થવું પડશે.

**મનુષ્યનો વિશેષાધિકાર : ગમે તે ગતિમાં જઈ શકે !**

તમે આ વાત જાણો છો ને વર્તમાન ભવમાં જીવે જે ગતિનું આયુષ્ય બાંધ્યું હોય, એ જ ગતિમાં એને જન્મ લેવો પડે છે. આ વાતનો અર્થ સમજ્યા ? આગામી જીવનનો નિર્ણય વર્તમાન જીવનમાં

થઈ જાય છે. આગામી જીવનનું આયુષ્યકર્મ વર્તમાન-હાલના જીવનમાં બંધાય છે.

મનુષ્ય ચારે ગતિનું આયુષ્યકર્મ ઉપાર્જી શકે છે, દેવગતિનું મનુષ્યગતિનું....તિર્યંચગતિનું અથવા નરકગતિનું ! ચારેમાંથી ગમે તે એક ગતિનું આયુષ્ય બંધાય છે. ક્યારે બંધાય છે, એ વાત ના પૂછશો? બાંધનાર પોતે પણ નથી જાણી શકતો કે એણે ક્યારે અને કયું આયુષ્યકર્મ બાંધ્યું? જીવનની કોઇ પણ ક્ષણમાં આયુષ્ય કર્મ બંધાઈ શકે છે. આગામી જીવનનું આયુષ્ય નિર્ણિત થયા વગર જીવાત્માનું મરણ થઈ ના શકે. જીવાત્મા ગમે તે ગતિમાં હોય. આ નિયમ બધા જીવો માટે સમાનરૂપે લાગુ થાય છે. મનુષ્ય અને કેટલાંક પશુ-પક્ષીઓ, ચાર ગતિમાંથી ગમે તે ગતિનું આયુષ્ય કર્મ ઉપાર્જી શકે છે.

જે દેવ-દેવી હોય છે, એઓ દેવગતિનું આયુષ્ય ન બાંધી શકે! એવી રીતે નરકના જીવો દેવ કે નરકગતિનું આયુષ્ય કર્મ ન બાંધી શકે. દેવ મરીને મનુષ્ય કાં તિર્યંચ યોનિમાં જાય છે. નારક મરીને મનુષ્ય કાં તિર્યંચ બની શકે છે. મનુષ્ય તો કોઈ પણ યોનિમાં જઈ શકે છે. મનુષ્યનો આ એક વિશેષાધિકાર છે ! બોલો, હવે તમારે કઈ ગતિમાં જવું છે? કાં પછી એમ કહો કે કઈ ગતિમાં નથી જવું !

**સભામાંથી** : ભાવના તો સદ્‌ગતિમાં જવાની જ છે. દુર્ગતિમાં જવું તે ગમે કોને? પણ...!

**મહારાજશ્રી** : પણ શું ?

**સભામાંથી** : પણ અમારા ધંધા એવા છે કે દુર્ગતિ સિવાય અમારો આરો નહીં આવે.

**મહારાજશ્રી** : તો શું તમને લાગે છે કે તમે દુર્ગતિમાં જશો? એટલે કે નરક અથવા તિર્યંચ ગતિમાં જશો ? જાણો છો

નરક ગતિનું સ્વરૂપ? સાત નરકની ઘોર વેદનાઓની જાણકારી છે? જો ખરેખર તમને એ જાણ છે કે 'આવું કામ કરીશ તો જેલમાં જવું પડશે જ,' તો પછી શું તમે જાણી જોઈને એ કામ કરો ખરા? જો તમને જેલની જિંદગીના દુઃખોની જાણકારી હશે તો ચોક્કસ એવું કામ નહીં જ કરો. નરકગતિ અને તિર્યંચગતિના દુઃખોનું જેને જ્ઞાન હોય એ એવાં કામ શું કામ કરે?

વિરાટ તિર્યંચગતિ–પશુઓની પારવિહોણી દુનિયા વિષે ક્યારેય વિચાર્યું છે? એ જીવનનાં ભયંકર દુઃખો અને યાતનાની કલ્પના સરખીયે ઉપસે છે દિમાગની દિવાલ પર? શા માટે જાણી–બૂઝીને પોતાના ભાવિને દુઃખમય બનાવો છો? હાં, જો જનાવર કરતાંયે વધુ કષ્ટ અત્યારે ભોગવી રહ્યા હો અને એ ગતિમાં જવા માંગતા હો તો વાત જુદી છે! ભલે કર્યા કરો અન્યાય–અનીતિ! ભલે પછી માયા–કપટના દાવપેચ રમ્યા કરો.

## આદિવાસીને જેલ ગમી ગઈ!

હમણાં એક વાર્તા મારા વાંચવામાં આવી. બહુ મજાની પણ માર્મિક વાત હતી. ઓરિસ્સા પ્રાન્તમાં ભયંકર દુકાળના ઓળા ઉતરી આવ્યા હતા. ચારે બાજુ તબાહી હતી. આદિવાસી લોકોની હાલત તો વધુ ખરાબ હતી. એમની પાસે ખાવા માટે અનાજનો એક દાણો ના મળે! પહેરવા માટે કપડાં તો ઠીક ચીંથરાં યે ના જડે! ત્યાંની મહિલાઓ અર્ધનગ્ન દશામાં રહેતી હતી...ઘરેથી બહાર નીકળવું ભારે પડે એવી હાલત હતી.

એક આદિવાસી માણસ બિચારો ભૂખથી પરેશાન થઈ ગયો હતો...એક ખેતરમાં જમીન ખોદીને આમાંથી વાવેલા અનાજના દાણા વીણીને ભેગા કરી રહ્યો'તો. ત્યાં જ એ ખેતરના માલિકે એને જોઈ લીધો. અને પછી તો લઈ દંડૂકો ને બિચારાને ધીબી નાંખ્યો. લઈ જઈને કરી દીધો પોલીસના હવાલે. પોલીસ એને મૂકી આવ્યો જેલના સળિયા પાછળ! પૂરા એક મહિનાની સજા ફટકારી

દીધી. આદિવાસી તો એકદમ ખુશ ખુશ થઈ ગયો કારણ કે એને રહેવા માટે પાકું મકાન મળ્યું...અલબત્ જેલનું! પણ એને ક્યાં એની પરવા હતી જ! મકાન મળી ગયું..ખાવા માટે પેટ ભરીને રોટલા મળ્યા! એણે તે દિવસોથી રોટલા–રોટલીનાં દર્શન નહોતાં કર્યાં...એ તો મનોમન પેલા ખેડૂતનો ઉપકાર માનવા લાગ્યો અને પેલા પોલીસને પણ ધન્યવાદ આપવા લાગ્યો!

એક દિવસ પેલો પોલીસ જેલમાં આવેલો, કંઈ કામસર. આણે જોયો પેલાને...એટલે એ તો સીધો જ જઈને એના પગમાં પડ્યો, અને ઉપકાર માનવા લાગ્યો...'હવે તો મારે અહીં જ રહેવું છે...મારે ઘેર નથી જવું. તમે તો મારા પર બહુ મહેરબાની કરી મને અહીં લાવીને!' પોલીસ હસવા લાગ્યો..અને જતો રહ્યો ત્યાંથી।

આ આદિવાસી વિચારે છે: હું તો અહીં મજેથી રહું છું. મને પેટ ભરીને દાળ–રોટલા મળી રહે છે, પણ મારી ઘરવાળી અને મારા છોકરાં તો બિચારા ભૂખ્યા મરતા હશે....જો હું એમને બધાને પણ અહીં લઈ આવું તો એ બધાનેય અહીં રહેવાનું આવું સરસ મકાન....પેટ ભરીને ખાવાનું અને પહેરવા માટે વળી કપડાં ય મળશે. એ બધાને અહીં લાવવાનો ઉપાય તો પેલો જ.... હું જેવી રીતે ખેતરમાં જઈને ખોદતો હતો....એવી જ રીતે મારા બૈરા–છોકરાંને ત્યાં લઈ જઈશ....પછી પેલો માણસ આવીને એમને મારશે...પોલીસને સોંપશે....પછી પોલીસ બધાને અહીં મૂકી જશે!'

સમજ્યા કંઈક મર્મ આ વાર્તાનો? આપણા દેશમાં આવા તો સેંકડો–લાખો નહીં પણ કરોડો લોકો એવી રીતે જીવે છે કે પૂરૂં ખાવાનું નથી મળતું, પહેરવા પૂરાં કપડાં નથી મળતાં, કે રહેવા માટે ઝૂંપડાં પણ નસીબમાં નથી! એમના કરતાં તો વધુ બહેતર FAR BETTER જીવન છે જેલના ગુનેગાર કે કેદીઓ જે જીવે છે!

પેલા આદિવાસીને ગમી ગયું જેલનું જીવન, માટે એણે તો પોતાના પરિવારને પણ ત્યાં લઈ આવવાનું વિચાર્યું. તમને પણ જો જાનવરોની દુનિયાના અભરખા હોય તો અન્યાય-અનીતિ અને માયા-કપટમાં રચ્યા પચ્યા રહો. તમને જે માનવનું જીવન મળ્યું છે, તેના કરતાં તિર્યંચ જીવન વધારે સારૂં છે? તિર્યંચ-ગતિનાં દુઃખો કરતાં શું માનવ જીવનનાં દુઃખો વધારે આકરાં લાગે છે?

છે તમને ન્યાય-નીતિના ધર્મ પર વિશ્વાસ? ન્યાય-નીતિપૂર્ણ વ્યવહારથી અન્તરાય કર્મનો નાશ થાય છે, આ સિદ્ધાન્ત પર શ્રદ્ધા છે? જો નથી, તો તમે અન્યાય-અનીતિનો રસ્તો મૂકવાના નથી. અન્યાય-અનીતિનો રસ્તો ક્યાં જાય છે એ તો મેં તમને બતાવી દીધું! સીધો રસ્તો છે એ તિર્યંચગતિનો! HIGHWAY ROAD TO તિર્યંચગતિ! ત્યાં જવું છે! જવામાં ડર નથી લાગતો? તો તો પછી મારે તમને કશું કહેવાનું રહેતું જ નથી!

ગ્રન્થકાર આચાર્યશ્રી કહે છે કે ન્યાય-નીતિથી લાભાંતરાય કર્મનો નાશ થાય છે અને આગળના જીવનમાં થોડાક જ પ્રયત્ને અર્થ-પ્રાપ્તિ થાય છે. આ વર્તમાન જીવનમાં જો લાભાંતરાય કર્મ તૂટયાં હશે તો અર્થપ્રાપ્તિ થવાની. જો એ કર્મનો નાશ નથી થયો તો લાખ પ્રયત્ન કરવા છતાંયે પૈસા તો ઠીક, પાઈ પણ નહીં મળે! અન્યાય-અનીતિ કરવા છતાંયે નહીં મળે.

**ત્રણ પ્રકાર, પાપ નહીં કરનારાના :**

બીજી એક વાત સાંભળી લ્યો. અન્યાય-અનીતિ માર્ગ ખતરાથી ખાલી નથી. રાજ્ય વ્યવસ્થા મુજબ પણ અન્યાય-અનીતિ વર્જ્ય છે. અન્યાય-અનીતિ કરનારા અપરાધીની કક્ષામાં આવે છે. જો એ પકડાઈ જાય તો એને સજા થાય છે. જેલ ભેગા થવું પડે છે એમને. એમની આબરૂનો ધજાગરો થાય છે. એમના પરિવાર

પર હંમેશાં આફતના ઓળા છવાયેલા રહે છે. રાજદંડના ભયથી પણ અન્યાય–અનીતિનો રસ્તો છોડી દેવા જેવો છે. અલબત્, સજ્જન પુરુષો તો સ્વાભાવિક રીતે જ, આવા કામોથી છેટા રહે છે. પાપ ન કરવાવાળાના પણ ત્રણ પ્રકારો શાસ્ત્રમાં બતાવવામાં આવ્યા છે.

**૧. રાજદંડના ભયથી પાપ ન કરનાર,**

**૨. પરલોકના ભયથી પાપ ન કરનાર,**

**૩. સ્વભાવથી જ પાપ ન કરનાર,**

રાજદંડના ભયથી પાપ ન કરનાર માણસો ત્રીજી કક્ષામાં આવે છે, પરલોકના ભયથી પાપ ન કરનાર બીજી કક્ષામાં રહે છે, જ્યારે સ્વભાવથી જ પાપને છોડી દેનાર જીવો પહેલી કક્ષા FIRST GRADEમાં સ્થાન પામે છે. પણ જેને રાજદંડનો પણ ડર નથી અને પાપો કરે જાય છે, એવા જીવો માટે કઈ કક્ષા રાખશું ?

**સભામાંથી:** અધમાધમ કક્ષા !

**મહારાજશ્રી :** વાહ....વાહ....કક્ષા તો વહુ સારી શોધી કાઢી .... ! પણ આવી નિકૃષ્ટ કક્ષામાં જૈન હોય ! એ તો ન જ આવે ને ? તમે લોકો જૈન છો ને ? જિનેશ્વરના અનુયાયી કહેવડાવો છો ને તમારી જાતને ? રાગદ્વેષને જીતવા માટે જે પ્રયત્નશીલ રહે તે જૈન ! બોલો, બરાબર છે ને મારી વાત ? ચાલુ છેને રાગદ્વેષને જીતવાનો પ્રયત્ન ?

**જૈન તત્ત્વને લજાવો નહીં :**

ધન–સંપત્તિનો એટલો બધો લોભ ન હોવો જોઈએ કે એને મેળવવા માટે અન્યાય–અનીતિ કરવાં પડે. માયા–કપટ ખેલવા પડે ! આટલી બધી આસક્તિ ખતરનાક છે. તમારા લોકોના સ્વભાવમાં તો અન્યાય–અનીતિ હોવા જ ન જોઈએ ! હું જૈન છું, પરમાત્મા જિનેશ્વરદેવનો અનુયાયી છું....હું કોઈ પણ હાલતમાં

અન્યાય-અનીતિથી પૈસા ન જ કમાવી શકું! જો હું અન્યાય-અનીતિ કરું તો મારું જૈનત્વ લાજે! મારો ધર્મ બદનામ થાય! મારા લીધે મારા પરમાત્મા વગોવાય....' આવે છે આવો વિચાર ક્યારે ય?

મારી આગળ ક્યારેક એવા લોકો પણ આવે છે જે જૈનોની નિંદા કરે છે. જે લોકો દેરાસરોમાં જાય છે, સાધુ-સંતો પાસે જાય છે, ધર્મની ક્રિયાઓ કરે છે....અને પછી બજારમાં જઈને લોકોની સાથે અન્યાય-અનીતિભર્યા વ્યવહાર રાખે છે, આવા લોકોની નિંદા થાય જ છે. આવા લોકો સામે બીજા માણસો બહુ સારી નજરથી નથી જોતા! એ લોકોનું માન ઘટી જાય છે! એમની ધર્મક્રિયાઓની કોઈ પ્રશંસા નથી થતી, બલ્કે ક્યારેક એવું પણ સંભળાય કો'કના મોઢે કે 'આવા ધર્મનો ઢોંગ કરનારા લોકો કરતાં તો અમે લોકો વધારે સારા કે જે દેરાસર-ઉપાશ્રયે નથી જતા....ધર્મક્રિયાઓના દેખાવ નથી કરતા!'

### વિશ્વાસઘાતથી ધર્મ નિંદાય છે:

કેટલાક લોકો કહે છે: 'આવા લોકો પરમાત્મા અને ગુરુ-ઓના ભગત હોવાનો દેખાવ એટલા જ માટે કરતા હોય છે, જેથી લોકો એના પર વિશ્વાસ રાખતા થઈ જાય અને લોકો ભગતો પર વિશ્વાસ કરે તો જ એ ભગતો સારી રીતે ઘાલમેલ કરી શકે ને?

આજે પણ લોકોનું માનસ ધર્મ કરવાવાળા માટે થોડો વિશ્વાસ ધરાવે છે. 'ભઈ, આટલો બધો ધરમ કરનાર ક્યારેય દગો નહીં કરે....આ ભાઈ તો આટલા બધા ધાર્મિક છે. એ આપણી જોડે વિશ્વાસઘાત નહીં કરે વગેરે....' અલબત્ આવા સરળ અને ભોળા ભદ્રિક જીવો જોડે પણ વિશ્વાસઘાત થાય છે; દગાબાજી રમાય છે. પણ છતાંયે હજુ કંઈક વિશ્વાસ છે! જો ધાર્મિક લોકો અન્યાય-અનીતિનો ત્યાગ નહીં કરે તો રહ્યો સહ્યો વિશ્વાસ પણ નષ્ટ થઈ જશે.

પણ દુર્ભાગ્ય છે કે ધર્મસ્થાનોમાં આવવાવાળા મોટાભાગના લોકો પોતાના જ સ્વાર્થોની સાંકડી શેરીમાં રાચતા હોય છે. પોતાના જ ભૌતિક સુખોના વિચાર કરતા હોય છે. 'મારા નિમિત્તે પરમાત્માની નિંદા ન થવી જોઈએ. મારા લીધે ગુરુજનોનું ખરાબ ન દેખાવું જોઈએ....કે મારા લીધે ધર્મ ન વગોવાવો જોઈએ....' આ વિચાર તમને ક્યારેય આવે છે ખરો? ના રે ના, તમારે તો બસ રૂપિયા–રૂપિયા ને રૂપિયા ભેગા કરવા છે! ગમે તે ભોગે ને ગમે તે રીતે, રૂપિયા મળવા જોઈએ. ન્યાય–અન્યાય, નીતિ–અનીતિનો વિચાર જ ક્યાં છે? ધંધો સારો હોય કે ખરાબ. કોઈ ચિંતા નહીં! જે ધંધામાં મબલખ રૂપિયા મળતા હોય એ ધંધો સારો....લાખ વાતની એક વાત! કેમ ખરૂં ને? તમને વળી ક્યાં કોઈનો ડર છે? છે કોઈનો ભય? તમે લોકો રાજ્યવિરુદ્ધ ધંધોય કરો છો ને? અને પાછા નફિકરા થઈ ને? કેમ વારૂ?

**સભામાંથી :** પણ સાહેબ, સરકારનું તંત્ર જ આખું ભ્રષ્ટાચારથી ખદબદે છે ત્યાં અમારી ક્યાં વાત? એના જ માણસો અમને એવા ધંધામાં સહયોગ કરે છે!

**મહારાજશ્રી :** તમને ખ્યાલ નહીં હોય, જ્યાં સુધી તમારું પુણ્યકર્મ ઉદયમાં છે ત્યાં સુધી ઠીક છે, પણ જે દિવસે પુણ્ય–પરવારી ગયું....તે દિવસે એ સહયોગી બનનારા બધા વિરોધી થઈ જવાના! બીજી બાજુ, ખોટા ધંધા કરનારાનાં મન હંમેશાં અશાંત અને તાણભર્યાં રહે છે. માટે તો આજે 'હાર્ટએટેક' જેવા રોગો વધી ગયા! રાત દિ' ચિંતાની ચિતામાં શેકાતા લોકોનાં હૈયાં સાવ નબળાં પડી જાય છે. ગલત રસ્તે ચાલનારનું મન સદા શંકાથી ભરેલું હોય છે અને આવા લોકો બહુ જલ્દી રોગના શિકાર બની જાય છે.

**શું તમને પરલોકનો વિચાર આવે છે ખરો ?**

માની લો કે તમને સરકારનો ભય નથી, પણ પરલોકનો

ભય તો લાગે ને? પરલોકનો વિચાર તો આવે છે ને! આ જીવનમાં જો હું અનીતિ-અન્યાય, બેઈમાની કર્યા કરું છું તો એનાથી જે પાપકર્મ બંધાશે, એ જ્યારે ઉદયમાં આવશે ત્યારે કેવાં કેવાં દુઃખો મારે સહેવા પડશે!' આવી જાતના પરલોકના વિચારો શું તમને આવતા જ નથી? દુઃખોનો ભય જ નથી લાગતો?

**સભામાંથી** : 'સાહેબ, આ જીવનમાં આવનાર દુઃખોનો ભય લાગે છે....પણ પરલોકના દુઃખોનો તો ભય નથી લાગતો!'

**મહારાજશ્રી** : જો તમને પરલોકનો જ વિચાર નથી આવતો તો પછી પરલોકમાં આવનારાં દુઃખોનો વિચાર તો આવશે જ ક્યાંથી? અને પરલોકનો વિચાર નહી આવે તો પાપોથી બચવાનું શક્ય નહીં બને, કારણ કે પાપોનું ફળ મોટા ભાગે આવતા જન્મમા મળવાનું હોય છે. વર્તમાન જીવનમાં જો પુણ્યકર્મનો ઉદય હોય છે તો પાપાચરણનાં ફળ અહીંયા નહીં મળે. પાપ કરવાથી સુખની અનુભૂતિ થાય છે! પછી શા માટે માણસ પાપોને ત્યાગશે? 'પાપ કરવાથી ખરાબ કર્મ બંધાશે અને જ્યારે એ કર્મ ઉદયમાં આવશે ત્યારે જીવાત્માંને દુ:ખી કરશે.' આ સિદ્ધાન્તને સમજો અને માનો તોજ પાપના આચરણથી અળગા થઇ શકશો.

અન્યાય-અનીતિથી અર્થલાભ થવાનું નિશ્ચિત નથી હોતું, અનર્થ તો અવશ્યમેવ થશે. અનર્થ થવામાં કોઈ શંકા નહીં, કોઇ સંદેહ નહી! અનર્થનો અર્થ માત્ર દરિદ્રતા કે નિર્ધનતા ના સમજશો. અનર્થ અનેક જાતના હોઇ શકે છે: પૈસા ન મળવા, સરકારના ગુનામાં સપડાવું, બીમારીઓથી ઘેરાવું....પરિવારમાં કોઇનું મૃત્યુ થઇ જવું, સ્વયંનુ મૃત્યુ થઇ જવું, ચોર-ડાકુઓનો ઉપદ્રવ થવો, આવા તો જાતજાતના આતંકથી તમે ઘેરાઈ શકો છો. મુંબઇમાં વરસો પહેલાં એક બનેલી ઘટના મેં સાંભળી છે. એ હું તમને કહું છું:

**સર્વ અનર્થોનું મુળ અનીતિઃ મુંબઇની એક ઘટના :**

બે મિત્રો હતા. એક મિત્ર નોકરી કરતો હતો. બીજો મિત્ર ઝવેરી બજારમાં ઝવેરાતની દલાલી કરતો હતો. જે નોકરી કરતો હતો, એની પાસે રહેવા માટેની પોતાની રૂમ હતી. એ પાયધુની વિસ્તારમાં રહેતો હતો. પેલા દલાલ મિત્રને રહેવા માટે જગ્યા નહોતી. એ લોજમાં જમી લેતો અને પોતાના એક સંબંધીની પેઢી પર સૂઇ જતો હતો, પણ બપોરે જમ્યા પછી દરરોજ એ થોડીવાર આરામ કરવા માટે પોતાના મિત્રની રૂમે જરૂર જતો હતો. આ એનો રોજનો ક્રમ હતો. દલાલીનું કામ સારૂં ચાલતું હતું. એ પોતાના ધંધાની બધી વાતો આ મિત્રની આગળ કરતો હતો. પેલા બીજા મિત્રની નોકરી તો સારી હતી પણ આ દલાલ જેટલું એ નહોતો કમાઇ શકતો.

એક દિવસની વાત છે. રજાનો દિવસ હતો, પેલો નોકરીવાળા મિત્રના ઘરે એ એકલો જ હતો. એની પત્ની અને છોકરાંઓ બહારગામ ગયેલાં હતાં. બપોરનો સમય થયો પેલો દલાલ પોતાના મિત્રના ઘેર આવ્યો. એણે આવતાં જ પોતાના મિત્રને કહ્યું : આજે હું અડધો કલાક જ આરામ કરીશ. સારે એક વાગે એક વેપારીના ત્યાં પહોંચવાનું છે. સારો સોદો પતે એમ છે.

એણે પોતાનો કોટ કાઢીને ખીંટીએ ટીંગાડયો....અને મિત્રને કહ્યું : 'આજે જરી ખ્યાલ રાખજે કોઇ મારા કોટને અડે ના. પૂરા એક લાખનો માલ છે અંદર ?'

મિત્રે કહ્યું : આપણે બંને રૂમ બંધ કરીને જ સૂઇ જઈએ. પછી કોઇ બીજાના આવવાનો સવાલ જ રહેતો નથી.' એણે રૂમ બંધ કરી દીધી અંદરથી, અને બંને જણા સૂઇ ગયા.

દલાલ તો જલ્દી સૂઇ ગયો, પણ એના મિત્રની....પેલા નોકરી કરનારની ઊંઘ હરામ થઈ ગઈ ! એના મનમાં વિશ્વાસઘાતના અનેક

વિચારો ઘુમરાવા લાગ્યા! એ વિચારે છે: 'જો આ લાખ રૂપિયા મારી પાસે આવી જાય તો! મારે તો નોકરી જ ના કરવી પડે! મારું જીવન મઝેથી જીવાય! હું મારે ગામડે ચાલ્યો જાઉં અને બસ લહેર કરું!'

'પણ આ મારો મિત્ર છે. મારા પ્રત્યે એને પૂરો વિશ્વાસ છે.....જો હું એના ખીસ્સામાંથી માલ કાઢી લઈશ તો વિશ્વાસઘાત થશે....જ્યારે એ જાણશે કે એના કોટમાંથી માલ ગાયબ થઇ ગયો છે, ત્યારે એના મનમાં મારા પ્રત્યે શંકા જવાની....અને કદાચ એ પોલિસમાં ફરિયાદ પણ કરી દે!'

## પૈસા ખાતર મિત્રહત્યા :

એ થોડી વાર સુધી વિચારતો જ રહ્યો. મિત્ર જાગી જાગી જાય એ પહેલાં જ એને કામ પતાવી દેવાનું હતું! એક લાખ રૂપિયાની લાલચે પેલાને મિત્રનો ઘોર વિશ્વાસઘાત કરવા માટે ઉત્તેજિત કરી દીધો. એટલું જ નહીં, એણે પોતાના મિત્રની હત્યા કરવાનો પ્લાન ઘડી કાઢયો. 'કારણ કે જો આ જીવતો રહેશે તો મારા માટે આફતરૂપ બનશે. એના કરતાં બહેતર છે, આને ઠેકાણે જ પાડી દઉં!'

વિશ્વાસઘાત અને મિત્રહત્યા! લાખરૂપિયા મેળવવા આ બંને પાપ કરવા પેલો તૈયાર થઈ ગયો. એણે પોતાના સૂતેલા મિત્રની તરફ જોયું....છરી લીધી હાથમાં અને મિત્રનું કામ તમામ કરી દીધું....બે ક્ષણમાં તો અણધાર્યું બધું બની ગયું.

પહેલું કામ એણે લાખ રૂપિયાના ઝવેરાતને સંતાડવાનું કર્યું....એણે સંતાડયું એક માટલામાં! ઉપર ઢાંકણું મૂકી દીધું.... કારણકે તે હડબડાટીમાં હતો. પછી રૂમને તાળું મારી બજારમાં ગયો. લોખંડની એક મજબૂત પેટી ખરીદી લાવ્યો. એક ભાડાની ટેકસી નક્કી કરી. ટેકસીવાળાને કહ્યું :

'તું આ બિલ્ડીંગની નીચે ઊભો રહેજે. હું આ પેટીમાં મારા જુના–પુરાણાં વહી–ચોપડા ભરીને પછી દોરડાથી પેટી નીચે ઉતારીશ....તું પેટીને અંદર મૂકી દેજે. પછી આપણે જૂહુના દરિયે જઈને આ પેટી દરિયાંમાં પધરાવી દેવાની છે. તને તારૂં પૂરેપુરૂં ભાડું મળી જશે.' ટેકસીવાળાએ વધારે પૈસા માગ્યા, એણે કહ્યું: 'ભલે, પાછા વળતાં તને ભાડું આપી દઈશ.'

લોખંડની પેટી લઈએ પોતાના રૂમમાં આવ્યો. રૂમને અંદરથી બંધ કરી. પછી છરીથી પોતાના મિત્રના મૃતદેહના નાના નાના કકડા કર્યાં અને પેલી પેટીમાં ભરી દીધા. પછી પેટી બંધ: કરી ઉપર તાળું મારી દીધું....અને રૂમને સાફ કરી દીધી. લોહી–વાળાં કપડાં પણ એણે પેટીમાં જ ભરી દીધા હતા. હત્યાનો એક પણ પુરાવો એણે ઘરમાં રાખ્યો નહીં.

દોરડાથી પેટી બાંધીને એણે સીધી નીચે ઉતારી. ડ્રાઈવરે પેટીને મૂકી દીધી ગાડીમાં. પેલો હત્યારો નીચે આવ્યો અને ગાડીમાં બેઠો. ડ્રાઈવરે ગાડી મારી મૂકી 'ફુલસ્પીડ'માં જુહુના દરિયા તરફ! ત્યાં જઈ દરિયા કિનારે થોડે દુર જઈને પેટીને નાંખી દીધી દરિયામાં! પાછા ગાડીમાં પાયધુની આવી ગયા, ડ્રાઈવરે ગાડી રોકીને પોતાનું ભાડું માગ્યું....એણે કહ્યું : 'આટલું બધું તે હતું હશે?'

ડ્રાઈવરની સાથે પેલો ઝઘડવા લાગ્યો ડ્રાઈવરને જોકે થોડી શંકા તો હતી....પણ એને તો ભાડા સાથે નિસ્બત હતી, જ્યાં પેલો ભાડું આપવા માટે ગલ્લાં–તલ્લાં કરવા લાગ્યો એટલે ડ્રાઈવરે ગાડી સીધી સ્ટાર્ટ કરી, અને લઈ ગયો પોલિસ ચોકીએ. પોલિસ સ્ટેશનની બહાર જ ગોરો અંગ્રેજ સાર્જન્ટ ઊભો હતો. ડ્રાઈવરે જઈને પેલાને કહ્યું : પ્લીઝ....તમે આ માણુસને 'એરેસ્ટ' કરી લ્યો. મને શંકા છે કે આણે કોઈની હત્યા કરી છે!' પેલા સાર્જન્ટે તરત જ એને બેડી પહેરાવી દીધી....બાંધી દીધા એના હાથ પગ.

ડ્રાઈવરે કહ્યું : જો તમે મારી સાથે અત્યારે જ જૂહુ ચાલો તો જે પેટી દરિયામાં નાંખી છે, એને ખોલીને જુઓ. તમે મારી ગાડીમાં સીટ પર પડેલા લોહીના ડાઘા જોઈ શકો છો. પેટી દરિયામાં પધરાવ્યા પછી આ મારા જોવામાં આવ્યા છે!'

પોલિસે તરત જ જોયું ટેકસીમાં, તો લોહીના ડાઘા દેખાયા. એ સાર્જન્ટ તરત જ બેસી ગયો ટેકસીમાં, અને ટેકસી ઉપડી જુહુના દરિયા તરફ. દરિયામાં ભરતી આવી નહોતી, ને પેલી પેટી હજુ કિનારા પર જ પડી હતી! સાર્જન્ટે જઈને ડ્રાઈવરની સહાયથી પેટીને બહાર કાઢી. તાળું તોડીને જોયું તો મૃતદેહના ટુકડા દેખાયા! પેટીને ટેકસીમાં નાખી સાર્જન્ટ પોલીસ સ્ટેશને આવી પહોંચ્યો.

**ખોટાં કામના મીઠાં ફળ ભોગવવાં જ પડે :**

પેલો હત્યારા મિત્રે પોતાના દોસ્તનું ખૂન કરવાનો ગુનો કબૂલી લીધો. પોલિસે એના ઘરની જડતી લીધી...આખું ઘર ફેંદી વળ્યા....પણ કયાંય ઝવેરાત કે બીજો કોઈ મુદ્દામાલ નજરે ના ચડયો....કંટાળી બહાર જવાનો વિચાર કરતા હતા ત્યાં જ સાર્જન્ટને તરસ લાગી, એટલે માટલામાં પાણી માટે જોયું તો ઝવેરાત નજરે પડયું. તરત જ કેસના કાગળીયાં કરીને પેલાને મેજિસ્ટ્રેટની આગળ ઉભો કરી દીધો. કેસ ચાલ્યો. પેલાને આજીવન કારાવાસની સજા થઇ ગઇ!

જે લાખ રૂપિયાની લાલસામાં લપેટાઈને એણે મિત્રદ્રોહ કર્યો....મિત્રનું ખૂન કર્યું, એ લાલસાનું અંતિમ પરિણામ શું આવ્યું! શું એને લાખ રૂપિયા મળી ગયા? બની શકયો એ લખપતિ? આખી જિંદગી હવે તો એને જેલની જ હવા ખાવાની ને? શું થયું હશે એની ઘરવાળીનું? શું હાલત થઇ હશે એના બાલ-બચ્ચાંની? અન્યાય-અનીતિથી પેદા થનારા અનર્થોની પરંપરાને જરી આંખ આગળ રાખોને શાંત ચિત્તે વિચારો.

કદાચ તમે એવું વિચારતા હશો કે 'એ તો એને એવા અનર્થો ઘેરી વળ્યા....અમને શું છે ?' બોલો, વિચારો છો ને આવું ? અરે, એવા ફાંકામાં રહેશો મા, ગમે તે હોય....જે માણસ બેઈમાની કરે છે એને એનાં ખોટા પરિણામો ભોગવવાં જ પડે છે. ભલે પછી વહેલા કે મોડા ! કુદરતના કારોબારમાં દેર હોઈ શકે પણ અંધેર નથી હોતું ! ત્યાં કોઈની લાગવગશાહીના લપેટા પણ નથી ચાલતા !

## અનીતિ નહીં કરવાનો સંકલ્પ કરો :

માટે કહું છું કે ન્યાય-નીતિ અને પ્રામાણિકતાના માર્ગે ચાલતા રહો. ન્યાય-નીતિથી જે મળે, જેટલું મળે....જેવું મળે.... એમાં સંતોષ રાખો. તમારી જીવન-વ્યવસ્થા એ રીતે ગોઠવી દો. જો તમે ન્યાયી રીતે ધનાર્જન કરશો તો તમે અણધાર્યા ને વણનોતર્યા કષ્ટોના શિકાર નહી બનો ! તમે શાંતિ અને સાદગીથી જીવન વ્યતીત કરી શકશો. કેમ ગળે ઉતરે છે મારી વાત, બોલો ? કરશો હવે નિર્ણય કે 'અમે હવે અન્યાય-અનીતિનો પૈસો નહીં લઈએ. બેઈમાની અને દગાબાજી નહીં કરીએ.' આવો કો'ક નિર્ણય તો કરી જ લ્યો.

જો તમારા મનમાં શંકા હોય કે કદાચ અમે આ બધી વાતો સ્વીકારી લઈએ તોયે છોકરા તો આવું બધું નહીં જ માને ! છોકરાની મા નહીં સમજે....કારણ કે અન્યાય કરવાથી મળતા હજારો રૂપિયાઓની ચમક-દમકથી એઓ અંજાયેલાં છે ! તો લઈ આવજો એમને મારી પાસે. હું એમને સમજાવીશ, મને શ્રદ્ધા છે કે એઓ સમજશે અને અન્યાયપૂર્ણ વ્યવસાય-વ્યવહારને તિલાંજલિ આપશે જ. પહેલાં આ વાત તમારા લોકોના ભેજામાં બરાબર ઉતરી જવી જોઈએ.

આજે હું સામાન્ય ગૃહસ્થધર્મના પહેલાં ધર્મ 'ન્યાયસંપન્ન વૈભવ'નું વિવેચન પૂર્ણ કરૂં છું. આઠ-આઠ દિવસથી આપણે આ

પ્રથમ ધર્મ પર વિવેચના કરી છે. આજે આઠમો દિવસ છે....આઠ દિવસો દરમ્યાન આ સામાન્ય ધર્મના અનેક પાસાઓને આપણે વિચાર્યા છે, તપાસ્યા છે.

તમે એમ ના માનશો કે અન્યાય-અનીતિનો ત્યાગ કરવો અસંભવ અથવા તો અશક્ય છે! ના ન્યાયપૂર્ણ અને નીતિભર્યો વ્યવસાય કે વ્યવહાર અશક્ય નથી. સત્વથી—ભરેલા માનવી માટે શશક્ય છે શું? જોઈએ માત્ર સાચી દિશામાં સાચો પુરૂષાર્થ! કેવળ વાતો કરવાથી કે તાળીઓ પાડવાથી કામ નહી ચાલે! કંઈક નક્કર....ઠોસ પગલાં ભરવા પડશે....તો સફળતા તમને શોધતી આવશે. આજે હું તમને ફરીવાર કેટલીક મહત્વની વાતો યાદ કરાવી દઉં છું.

(૧) કોઈપણ ખાદ્ય પદાર્થ કે દવા વગેરેમાં ભેળસેળ નહીં કરવી.

(૨) વસ્તુ આપવા-લેવાન કાટલાં જુદાં જુદાં નહીં રાખવાં.

(૩) જેવું 'સેંપલ' દેખાડો એવો જ માલ સપ્લાય કરો.

(૪) વધારે પૈસા લઈને માલ ઓછો નહીં પણ પૂરો આપો.

(૫) કોઈની થાપણ જો તમારી પાસે હોય તો અહિંયા કરી જવાનો ઇરાદો ન રાખશો.

(૬) જો વ્યાજનો ધંધો કરતા હો તો વધારે વ્યાજના લેશો.

(૭) કોઈની પાસે રૂપિયા વસુલતી વખતે સાવ ક્રૂર ના બની જશો.

(૮) દાણુચોરીના ધંધામાં સંડોવાઓ નહીં.

(૯) જુગાર રમવાનું નામ ના લેશો.

જો તમે આ બધી વાતોને દૃઢ મનોબળથી તમારા જીવન-

વ્યવહારમાં અપનાવવા માટે કટિબદ્ધ બનશો તો ગૃહસ્થધર્મનો પાયો મજબૂત બની જશે. તમારું ધાર્મિક જીવન બીજા જીવો માટે આદર્શરૂપ બનશે. લોકોના હૈયામાં તમને જોઈને પરમાત્મા પ્રત્યે પ્રેમ જાગશે. ગુરુજનો પ્રત્યે અહોભાવ પેદા થશે અને ધર્મ માટે સારી લાગણી જાગશે. આ જ ખરી ધર્મની પ્રભાવના છે. માત્ર પેંડા પતાસાં વહેંચવાથી પ્રભાવના ધર્મની નથી થઈ જતી. ધર્મની પ્રભાવના કરવા માટે જાતને ધાર્મિક બનાવવી પડશે.

ન્યાયપૂર્ણ વ્યવહારથી ઉપાર્જેલી ધન-સંપત્તિ તમારા મનમાં સદા પવિત્ર વિચારોનું વાવેતર કરશે. તમે જ્યાં જ્યાં એ પૈસા વેરશો, ત્યાં ઉન્નતિના ઉમદા છોડવા ખીલી ઉઠશે. ન્યાય-સંપન્નતાને અક્ષુણ્ણ રાખીને ગૃહસ્થજીવનના બીજા સામાન્ય ધર્મોનું પાલન કરો અને એ રીતે મોક્ષમાર્ગની આરાધનામાં આગળ વધો. એજ મંગલ કામના. આજે બસ, આટલું જ.



# વિવાહ

धर्मबिन्दु सूत्रम्

तथा समानकुल-शीलादिभिरगोत्र-
जैर्वैवाह्यमन्यत्र बहुविरुद्धेभ्यः ।

* વિજાતીય આકર્ષણની સમસ્યા જન્મજાત છે હરેક માનવીમાં!

* દુન્યવી તમામ પુરૂષાર્થોનું એક જ લક્ષ્ય હોય છે અને તે છે પાંચ ઇન્દ્રિયના સુખો મેળવવાં.

* નરકગતિમાં જીવાત્માની મૈથુન-વાસના સુષુપ્ત રહે છે, કારણ ત્યાં માનસિક-શારીરિક વેદના અસહ્ય હોય છે

* 'તમે કોઇના માટે કંઇ કરો છો' આવા કોઇ કર્તૃત્વના અભિમાનમાં તણાશો મા !

* સહુ પ્રથમ લગ્ન-વ્યવસ્થા ભગવાન ઋષભદેવના સમયમાં અસ્તિત્વમાં આવી છે.

## પ્રવચન/૯

મહાન્ શ્રુતધર અને મહામના આચાર્યદેવશ્રી હરિભદ્ર-સૂરીશ્વરજીએ પોતાના સ્વરચિત 'ધર્મબિન્દુ' ગ્રંથમાં ગૃહસ્થજીવનના સામાન્ય ધર્મ બતાવ્યો છે. આ જ ગ્રંથમાં આગળ ગૃહસ્થજીવનનો વિશેષધર્મની અને સાધુધર્મની પ્રરૂપણા પણ કરવામાં આવી છે. અત્યારે આપણે ગૃહસ્થના સામાન્ય ધર્મની વિવેચના કરી રહ્યા છીએ.

ગૃહસ્થ જીવનમાં પૈસા વગર નથી ચાલતું, માટે અર્થપ્રાપ્તિનો પુરૂષાર્થ કરવો અનિવાર્ય હોય છે. એ **અર્થપુરુષાર્થ** કેવી રીતે કરવો, આ વિષય પર બહુ વિસ્તારથી મેં તમને ઘણી બધી વાતો સમજાવી છે. આજથી આપણે ગૃહસ્થજીવનના **કામપુરૂષાર્થ** પર વિવેચન પ્રારંભ કરીશું.

**કામવાસના માનવીમાં સહજ :**

માણસ પૈસા એટલાજ માટે ભેગા કરે છે, કારણ કે એના વડેજ પાંચે ઇન્દ્રિયોના વિષયસુખો મેળવી શકાય, અને ઉપભોગ કરી શકાય. વૈષયિક સુખોને ભોગવવા એનું નામ છે કામપુરૂષાર્થ !

- કાનથી શ્રુતિમધુર ગીત-સંગીત સાંભળવું !
- આંખો વડે મનગમતા રૂપના દર્શન કરવાં !
- નાકથી પ્રિય ગંધ-સુવાસનો આનંદ માણવો !
- જીભથી મનગમતા રસો ચાખવા !
- શરીરથી સુખદ સ્પર્શમાં રાચવું !

એક સહજ વૃત્તિ છે માનવીમાં કે એને વિજાતીય સ્પર્શ પ્રત્યે આકર્ષણ હોય છે. પુરુષને સ્ત્રીનો સ્પર્શ અને સ્રીને પુરુષનો સ્પર્શ ગમે છે. પુરુષને સ્ત્રી પ્રત્યે અને સ્ત્રીને પુરુષ પ્રત્યે સહજ આકર્ષણ હોય છે. દેવલોકમાં દેવ-દેવી હોય, તિર્યંચના પશુ-પક્ષી હોય કે મનુષ્યગતિના સ્ત્રી-પુરુષો હોય....વિજાતીય આકર્ષણનું તત્ત્વ છૂપું છૂપું બધામાં રહેલું હોય છે, સંસારના બધા જ જીવોમાં મૈથુનસંજ્ઞા હોય જ છે. કોઈ જીવાત્માં બહુ બૂરી રીતે એ સંજ્ઞાના પાશમાં જકડાયેલો હોય છે, તો કોઈક જીવાત્મામાં સાવ હળવી વૃત્તિઓ રહેલી હોય છે.

**મૈથુન સંજ્ઞા :**

શાસ્ત્રીય પરિભાષામાં પુરુષની મૈથુનસંજ્ઞાને 'પુરૂષવેદ'

કહેવાય છે, સ્ત્રીની મૈથુન સંજ્ઞાને '**સ્ત્રીવેદ**' કહેવાય છે અને નપુંસકની મૈથુનસંજ્ઞાને '**નપુંસકવેદ**' કહેવાય છે. જો કે આ ત્રણે પુરુષવેદ–સ્ત્રીવેદ–નપુંસકવેદ મોહનીય કર્મના જ પ્રકારો છે. બધા સંસારીજીવો 'મોહનીયકર્મ' ના પ્રભાવ નીચે દબાયેલા છે. જે જીવાત્મા આત્મજ્ઞાનનો દીવડો જલાવી દે છે એઓ મોહનીય કર્મના કાળા અંધારાને વિદારી દે છે એટલે કે તપ–ત્યાગ–જ્ઞાન–ધ્યાન અને સંયમથી જે પોતાનો નિગ્રહ કરે છે એ મૈથુનસંજ્ઞાથી પરાભૂત નથી બનતો.

નરકગતિમાં જીવોને માનસિક અને શારીરિક વેદના એટલી તો પ્રબળ હોય છે કે એ વેદનાની ઝાળ વચ્ચે મૈથુનસંજ્ઞાને જાગવાનો અવસર જ નથી રહેતો. આમેય મનુષ્યજીવનમાં પણ ઘોર વેદનાઓ અને ભયાનક વ્યાધિઓ જ્યારે ઘેરી વળે છે ત્યારે મૈથુનસંજ્ઞા મોળી પડી જાય છે, એટલે કે જાતીય વૃત્તિઓ સુષુપ્ત રહે છે.

દેવગતિમાં દેવ અને દેવીઓમાં મૈથુનસંજ્ઞા જાગે છે. અને ત્યાં જન્મ થવાની સાથે જ દેવ–દેવીઓ વચ્ચે સંબંધ શરૂ થઇ જાય છે. જે દેવલોકોમાં દેવીઓ નથી હોતી ત્યાં દેવોની મૈથુન-સંજ્ઞા સુષુપ્ત હોય છે અને એમને દેવીઓ પ્રત્યે આકર્ષણ જ નથી જાગતું. ઉચ્ચતમ દેવલોકોમાં તો દેવોની આત્મસ્થિતિ વિકારરહિત બનતી જાય છે. પણ જે જે દેવલોકમાં દેવીઓ હોય છે ત્યાં તો દેવ–દેવીના શરીર સંબંધો હોય જ છે. એ લોકો ચાહવા છતાં, ઇચ્છવા છતાં બ્રહ્મચર્યનું પાલન નથી કરી શકતા. એ લોકો બ્રહ્મ-ચારી નથી રહી શકતા. મૈથુનસંજ્ઞા પર વિજય મેળવવો એમના માટે અશક્ય હોય છે.

જે દેવ–દેવી સમ્યગ્દૃષ્ટિ હોય છે, એ સમજે જરૂર કે અબ્રહ્મનું સેવન પાપ છે, બ્રહ્મચર્યનું પાલન ધર્મ છે,' છતાં પણ તેઓ અબ્રહ્મનો ત્યાગ કરી શકતા નથી અને બ્રહ્મચર્ય પાળી

શકતા નથી ! એમના પર મૈથુનસંજ્ઞા આટલી હદે હાવી હોય છે !

તિર્યંચોની દુનિયામાં એટલે પશુ-પક્ષીઓના જગતમાં પણ મૈથુનસંજ્ઞા હોય છે. એનો વ્યાપક પ્રભાવ હોય છે. જે પશુ-પક્ષી અને કીડાઓને મન નથી હોતું, જે જીવો પંચેન્દ્રિય નથી હોતા, એ જીવોમાં મૈથુનસંજ્ઞા જાગ્રત નથી થતી પણ સુષુપ્ત હોય છે. પણ જે જીવો તિર્યંચ પંચેન્દ્રિય છે અને મનવાળા છે એમનામાં આ સંજ્ઞા જાગ્રત હોય છે. આ જીવો પણ અવિકારી બનવાનો પુરુષાર્થ નથી કરી શકતા. સંજ્ઞાને નિગ્રહિત કરવામાં આ જીવો અક્ષમ હોય છે. હાં, શારીરિક વેદનાથી ઘેરાઈને ક્યારેક એમની જાતીય વાસના શમી જાય છે, શાંત થઇ જાય છે.

સશક્ત અને નિરોગી શરીરમાં જાતીય વાસનાની ઉત્તેજના બહુ વિશેષરૂપે જાગ્રત હોય છે. માટે મુમુક્ષુ આત્મા કે જે અવિકારી બનવા માગે છે, એના માટે તપ અને ત્યાગનો રસ્તો બતાવવામાં આવ્યો છે. તપ-ત્યાગથી શરીર દુર્બલ અને અશક્ત બને છે, આવા શરીરમાં મૈથુનસંજ્ઞાની ઉતેજના ઓછી થઇ જાય છે. મનની વાસના જ્ઞાન અને ધ્યાનથી શાંત બની જાય છે. પરંતુ આ તપ અને ત્યાગ, જ્ઞાન અને ધ્યાન નરકમાં કે તિર્યંચ-ગતિમાં અંભવિત નથી ! આ સાધના તો માત્ર માનવીના જીવનમાં જ હોઇ શકે છે.

મનુષ્યને ત્રણ વેદોમાંથી ગમે તે વેદનો ઉદય થઇ શકે છે, કોઇને પુરુષવેદનો ઉદય, કોઇને સ્રીવેદનો ઉદય...કોઇને નપુંસક વેદનો ઉદય....! જ્યારે પુરુષવેદનો ઉદય થાય ત્યારે સ્રીસ્પર્શની ઇચ્છા જાગે છે. જ્યારે સ્રીવેદનો ઉદય આવે છે ત્યારે પુરૂષના સ્પર્શની લલક જાગે છે. અને જેને નપુંસકવેદનો ઉદય આવે છે તેને સ્રી અને પુરૂષ બંનેના સ્પર્શની લાલસા જાગે છે.

**મોહનીયકર્મના નાશનું લક્ષ્ય જોઈએ :**

મેં તમને પહેલાં જ બતાવી દીધું છે કે આ ત્રણે વેદ

મોહનીય કર્મના પ્રકાર છે. મનુષ્ય ધારે તો મોહનીયકર્મનો નાશ કરી શકે છે ! જો કરવો હોય તો ! એક વાત બહુ સારી રીતે ધ્યાનમાં રાખજો કે મોહનીય કર્મનો નાશ કર્યા વગર, ઉપશમ કર્યા વગર ચિત્તની શાન્તિ, આત્માની શુદ્ધિ, મનની સ્થિરતા પ્રાપ્ત નહીં થાય ! જો તમારે જોઈએ છે ચિત્તની શાન્તિ, આત્માની શુદ્ધિ.... મનની શુદ્ધ–મનની સ્થિરતા, તો મોહનીય કર્મનો ક્ષય–ઉપશમ કરવા માટે જ પ્રયત્નશીલ રહેવું જોઈએ. તમારી એક એક ધર્મ–આરાધનાનુ લક્ષ્ય, મોહનીયકર્મનો નાશ જ હોવુ જોઈએ.

આઠે કર્મમાં આ મોહનીય કર્મ જ ખૂબ પ્રબળ છે જીવાત્મા પર છવાઈ જાય છે આ કર્મ ! જીવાત્મા રાગી બને છે, દ્વેષી બને છે, ક્રોધ કરે છે, અભિમાન કરે છે....માયા–કપટ કરે છે, લોભ કરે છે, હસે છે–રાજી થાય છે....રડે છે–નારાજ થાય છે....ડરે છે. કોના કારણે આ બધું થાય છે ? કોણ નચાવે છે બધાને ટચલી આગળીના ઇશારે ? આ મોહનીય કર્મ જ ! છે તમને આ બધું પસંદ ? મજા આવે છે. રાગદ્વેષ કરવામાં ? પળમા હસવું....પળમાં રડી પડવું ! પળમાં ખૂશીની બૌછાર....બીજી પળે આસુની આતશબાજી, પળમાં પ્રેમનાં ટાયલાં ને પળમાં નફરતની નીંદામણ ! શું આ નાટક નથી લાગતું તમને ? કેવું લજવી દે તેવું હાસ્યાસ્પદ નાટક ભજવતા જઈએ છીએ આપણે ? ‘ હું ચૈતન્ય સ્વરૂપ, અનંતશક્તિ સંપન્ન આત્મા અને મને આ જડ પદાર્થો નચવ્યા કરે ? હું વીતરાગી સ્વરૂપ છું અને મારે રાગદ્વેષના રમખાણમાં રાચવાનું ? આવે છે ક્યારેય આવો વિચાર ? ક્યાંથી આવે આ વિચાર ? નાચવામાં જ મજા લૂંટી રહ્યા છો ને ? નાચ્યા કરો ત્યારે ! અનંતકાળથી સંસારમાં નાચ્યા કરો છો ! જુદાં જુદાં રૂપને નોખાં નોખાં વેશભેષ બનાવીને જીવો નાચ્યા કરે છે. નચાવનાર છે. મોહનીય કર્મ ! અને નાચનાર છે મોહમૂઢ જીવાત્મા !

## એક દૃષ્ટાંત ભવૈયાનું :

એક નાનકડા ગામમાં ભવાઇ કરનારી એક મંડળી આવી. ગામમાં લોકોમાં વાત ફેલાઈ ગઇ કે આજે રાત્રે ભવઇવાળા રામલીલાની ભવઈ કરવાના છે. પેલા ભવૈયા પાસે બીજો બધો સાજ-સામાન અને સાધનો હતાં પણ રાજાને પહેરવા માટે જે કોટ જોઈએ તે ન હતો. કોટ તો જોઇએ જ. કોટ વગર તો રાજાનો અભિનય થાય કેવી રીતે ? એ ભવૈયો ગયો ગામના દરજી પાસે. ગામમાં એક જ દરજી હતો અને લગનસરા હોવાથી દરજી પાસે કામ પણ ઢગલા હતું. ભવૈયાએ મીઠાશથી દરજીને કહ્યું : 'ભાઈ, મારે આજે રાત્રે નાટક કરવાનું છે અને મારો કોટ હું ભુલી ગયો છું.... જો તું મને રાજાને પહેરવાનો કોટ સાંજ સુધી બનાવી આપે તો તું માંગીશ એટલા રૂપિયા હું તને આપીશ, પણ ભાઇ, કોટ બનાવી આપ.'

દરજી કહે : જા....જા મોટો જોયો ના હોય નાટક કરવાવાળો ! અહીં મરવાની તો ફૂરસદ નથી ને તારે વળી સાંજ સુધીમાં નવો-નકોર કોટ તૈયાર જોઇએ ! જાણે તારાં બાપા અહીં કારખાનું ખોલીને બેઠા હશે ! જોતો નથી કામ કેટલું બધું છે ? નહીં થાય-જા....' દરજીએ ભવૈયાની સામે તિરસ્કારથી જોયું ને આંખ ફેરવી લીધી. એ પોતાનું સીવતો રહ્યો !

ભવૈયાએ ફરીવાર નમ્રતાથી કહ્યું.

'મારા ભાઈ, આ ગામમાં બીજો દરજી નથી. બીજા ગામે જઇને કોટ સીવડાવવા જેટલો મારી પાસે વખત નથી મારે રાત્રે ભવાઈ કરવાની છે....તું મારા પર મહેરબાની કરીને આટલું કામ કરી આપ.

દરજી ખીજાયો : 'કહ્યું ને તને એકવાર, માથું ના ખા....' તારો કોટ નહીં સીવાય....!' ભવૈયાને દરજીની આ વાત અને આવો અતડો વ્યવહાર લાગી આવ્યા. એ બી તાનમાં આવી ગયો ને બોલ્યો :

'જો તું દરજી છે તો હું પણ ભણેલો છું....મારું અપમાન કરીને તું સાર નહીં કાઢે....! હજુ તને હાથ જોડું કે મને કોટ સીવી આપ !'

દરજી હવે બરાબરનો ઉકળ્યો....અને બરાડા પાડવા લાગ્યો :

'જા જા હવે....બહુ વાયડાઇ શાનો કરે છે ? હું કંઇ તારો નોકર નથી ! તું....ભણેલો છે તો તારા ઘરનો ! હું તારો કોટ નહીં સીવું....નહીં સીવું....જા ! કરી લે તારાથી થાય તે ! શું તું મને ગામમાંથી કાઢી મૂકીશ ?'

'હા....હા....હું ભણેલો છું....ધારું તો તને ગામમાંથી ઉચાળા ભરાવી દઉં....તું મને સમજે છે શું ?' ભણેલો ભડકીને બોલ્યો.

'લે ત્યારે કાઢી જો ગામમાંથી....હાલ તો થા....હાલતો....' નટ આવી ગયો પોતાને ઉતારે ! દરજી થોડીવાર સુધી બબડતો રહ્યો.... ગામમાં એક જ દરજી હતો. આખા ગામનાં કપડાં આજ દરજી સીવતો હતો. એ પોતાની મહત્તા બરાબર જાણતો હતો. લોકોની ગરજ પણ જાણતો હતો, માટે એ તો નિશ્ચિત હતો. 'મારા વગર ગામને થોડું જ ચલાવાનું છે ! ગામને મારી ગરજ છે, મને કંઇ ગામની પડી નથી.' આવું વિચારનારા લોકો ક્યારેક ને ક્યારેક ઠોકર ખાય છે.... ક્યારેક તો દુઃખી થાય જ છે. સંસારના બધા જ ક્ષેત્રોમાં આવું જોવા મળે છે. અજ્ઞાની, મૂર્ખ અને મૂઢ જીવાત્માઓની આવી જ દશા હોય છે.

ઘરમાં એક જ વ્યક્તિ કમાનાર છે, જો એ સમજુને શાણો નથી તો શું માને છે, જાણો છો ? શું બોલે છે ઘરવાળાઓની સામે ? ' હું કમાઉં છું માટે આ ઘર ચાલે છે. આ બધી સુખ–સગવડતા હું છુ તો મળે, તમારા માટે આટઆટલું કરૂં છું. છતાંયે તમને મારી કોઈ કદર નથી !'

**સભામાંથી :** આવું તો અમે પણ બોલીએ છીએ.

**મહારાજશ્રી:** કારણ કે તમે માની બેઠા છો કે તમારા વગર તો જાણે ઘરવાળા ભૂખે મરી જશે! તમારા વગર એઓ રખડી જશે! આ ખોટી ભ્રમણા છે. ફોગટનો ફાંકો છે. આ તમારી ઘોર અજ્ઞાનતા છે. તમે નથી જાણતા કે બધા જ જીવો પોત-પોતાના કર્મ લઈને આવે છે જગતમાં! બધાનાં પોતાનાં પુણ્ય અને પાપ કર્મ એમની સાથે છે. તમે ભૂલી જાવ કે તમે જ બધાને સુખ આપો છો! તમે જ બધાના સહારા છો! માની લો કે કાલે તમે ન રહ્યા.... એટલે કે ઉપડી ગયા પરલોકની યાત્રાએ, અરે, આ તો અમસ્તી વાત કરું છું....સાચ્ચું ના માની લેશો....તો શું તમે નહીં હોતો તમારા પરિવાર પર આભ તૂટી પડશે! તમારી પાછળ શું તમારો પરિવાર બળી મરશે? કાઢી નાંખજો, જો મનમાં ખોટા ખ્યાલોના ખડકલા કર્યા હોય તો! નહીંતર '**શકટનો ભાર જેમ શ્વાન તાણે,**' જેવી દશા થશે!

પેલો દરજી તો એમ જ માને છે કે 'જો હું અહીંથી ચાલ્યો જઈશ તો આ ગામના લોકો નાગા જ ફરશે. મારા વગર એમનાં કપડાં સીવશે કોણ?' છે ને જોરદાર મૂઢતા? કેવી અજ્ઞાનતા? જાણે એ ચાલ્યો જશે તો દુનિયામાં બીજો દરજી જ નહીં મળે? શું માણસો હોય છે? કેટલાક નમૂના તો ખરેખર બેનમૂન હોય છે!

પેલો નટ પહોંચ્યો પોતાના ઉતારે અને પોતાના બધા કલાકારોને બોલાવીને કહ્યું. :

'જુઓ ભાઈ, રામલીલા તો આપણે રોજ કરીએ છીએ.... લોકો એકનું એક જોઈને કંટાળી જાય છે. આજે આપણે નવી ભવાઇ કરશું! રામલીલા નહીં પણ દરજી–લીલા કરશું? દરજીને દરજણની ભવાઇ કરશું લોકોનેય મજા આવશે.' એણે તો દરજી–

દરજણ, એની દુકાન, એના છોકરાના રંગ, ઢંગ વાતચીતની રીત-ભાત....દરજીની 'એકશન' બધું જ બરાબર ધ્યાનમાં લઈ લીધું હતું....એ બધી તૈયારીઓ કરવા માંડી. કાતર, સોય....મીટર બધું સરસામાન શોધી લાવ્યો, બાજુના ગામમાં જઈને.

રાતે આખું ગામ ભેગું થયું ભવાઈ જોવા માટે! પેલો દરજી પણ આવ્યો'તો ભવાઈ જોવા ! ભવાઇ જોવા કોણ ના આવે? જ્યાં પડદો ઉંપડયો ત્યાં એક બાજુથી દરજી આવ્યો, હાથમાં કાતર, ગળામાં....માપવાની પટ્ટી....નાક પર નીચે ઉતરી આવેલાં ચશ્માં... માથેથી અરધી સરકી ગયેલી ટોપી...કાન પર ખોસેલી પેન્સિલ...! બીજી બાજુથી આવી દરજણ...એ પણ કાર્ટૂન જેવી ! બધાં જ લોકો ખડખડાટ હસી પડયા ! પછી તો દરજી-દરજણની વાતચીત થવા માંડી ! દરજી બોલે પણ નાકમાંથી, બિલકુલ...અદ્દલ ગામના જ દરજી જેવો અભિનય જોઈને ગામવાળા તો દંગ થઇ ગયાં ! બધા પેટ પકડીને હસવા લાગ્યાં. કેટલાક ટીખળી જુવાનીયાઓ દરજી જ્યાં બેઠો હતો એ તરફ આંગળી કરી કરીને હસવા લાગ્યા. દરજણ દરજીની પાસે જ બેઠી હતી. એણે કોણી મારી દરજીને : શું જુઓ છો, ડોળા ફાડીને ? આ તમારી ને મારી ભવાઈ થઈ રહી છે. ને લોકોને, જુઓને પીટયા નફ્ફટની જેમ ખી. ખી. કરે છે...હાલો ઉભા થાવ...નથી રહેવું આ ગામમાં...બીજે જઈશું...હાલો..,'

દરજીને પણ બહુ ખોટું લાગ્યું. ઊભો થઈ ગયોને ઘરે આવીને ગાડામાં બધો સામાન ભરવા લાગ્યો. ગામ છોડીને જવાની તૈયારી કરવા લાગ્યો. લોકોને વાતની ખબર પડી ગઈ. અરસ-પરસ ઘુસપુસ થવા માંડી. પેલી બાજુ નટને પણ ખ્યાલ આવી ગયો કે કંઈક થયું છે ખરું !' એણે ગામના મુખીને કહ્યું :

'ભાઈ, તમે તો ભવાઈ જોવા આવ્યા છો કે વાતો કરવા માટે? આમ તો અમનેય મજા નાં આવે !' મુખી કહે : 'અરે, આ

તો ભારે થઈ! તેં અમારા દરજીની ભવાઈ કરી, ને પેલો રીસાઈને અહીંથી જવાની તૈયારી કરે છે!'

'તો જવા દો....એમાં આટલા ગભરાવ છો શું? એ નહીં તો એનો ભાઈ નવો આવશે, પણ આમ તો ભવાઈ જોવાની મજા મરી જશે!'

'ભવાઈની મજા તો જાણે હમજ્યા, પણ જો હમણાં આ જતો રહેશે તો આખા ગામમાં હો–હા થઈ જશે...એક લગનગાળો છે....બધાએ કપડાં પાછાં સીવવા માટે એને આપ્યા છે!'

'તો શું કરવું છે તમારે? પાછો વાળવો છે તમારે?'

'હા....પાછો તો એને લાલવો જ પડશે. અમે જઈને મનાવીએ.' મુખી બીજા પાંચ–સાત માણસોને લઈને દરજીના ઘરે પહોંચ્યો.... દરજી અને દરજણ ગાડામાં બેસી ગયા હતા અને હાંકવાની તૈયારી કરતા હતા. મુખીએ દરજીને કહ્યું :

'આમ તમારે ખીજાવું ના જોઈએ....તમે પાછા વળો.... તમે જતા રહેશો તો અમારું કામ રખડી જશે!'

'હં....હવે કહે કહેવા આવ્યા છો....? ત્યાં તો બધા ખી–ખી કરીને હાકોટા પાડતા હતા....હવે હમજાવવા આવ્યા છો? ના, હું નહીં વળું પાછો! મારે રહેવું જ નથી આ ગામમાં....તમે તમારે જુઓ અમારી ભવાઈ!' મુખીએ ખૂબ સમજાવ્યો પણ એણે ના માન્યું. ગાડી હાંકી દીધી. મુખી અને બધા લોકો પાછા આવ્યા નટ પાસે. પેલો તો જાય છે.... માનતો નથી. અમે તો ઘણો સમજાવ્યો....'

ભવૈયાએ કહ્યું : 'તમે કહેતા હો તો હું જઈને પાછો લઈ આવું એને....મને એટલું કહો કે એ કયા રસ્તેથી ગામની બહાર નીકળવાનો છે?'

ગામવાળાએ રસ્તો બતાવ્યો, દરવાજો બતાવ્યો કે આ દરવાજેથી એ બહાર નીકળશે. ભવૈયો બીજે રસ્તે થઈને પહોંચી

ગયો તે દરવાજે. ઊભો રહ્યો દરવાજાની વચ્ચોવચ. થોડીવારમાં દરજીનું ગાડું આવ્યું. દરવાજામાં તો આ ઊભો જ હતો. દરજી બરાડયો : 'કોણ છે? રસ્તામાંથી ખસી જાવ....'

ભવૈયો કહે :

'એ તો હું પેલો ભવૈયો! કહ્યું, તું ને કે ગામમાંથી ઉચાળા ભરાવીશ.... કાઢયો ને ? કેવો કાઢયો?' ભવૈયાએ નાક પર આંગળી ફેરવતાં ગાડાની બાજુમાં જઈને કહ્યું :.... 'આનું નામ અમારી ભવાઈ? મારું નામ ભવૈયો! પહેલાં જ કહ્યું'તું : તું માની જા....ભઈ....કોટ બનાવી દે....ના માન્યો....જોયું ને હવે? નીકળવુ પડ્યું ને?'

'હું....તું મને કાઢે....? તું....તું....જા....નથી જાવું...તું મને ગામ છોડાવે?' એણે દરજણને કહ્યું :....'પાછું વાળ ગાડું....નથી જાવું આપણે બીજે ગામ. આ વળી કોણ છે આપણને અહીંથી કાઢનાર? ચાલ, પાછા ઘેર જઈએ!'

દરજીએ ગાડું પાછું વાળ્યું પોતાના ઘર તરફ. પેલો ભવૈયો તો હસી હસીને બેવડ વળી ગયો.

### ભવૈયા જેવું છે મોહનીય કર્મ :

નટે કેવો નચાવ્યો દરજીને? કેવો મૂરખ બનાવ્યો? બસ, આવી જ રીતે મોહનીય કર્મ જીવાત્માને નચવે છે, ક્યારેક હસાવે છે તો ક્યારેક રડાવે છે, ક્યારેક ગુસ્સે કરે છે તો ક્યારેક સાવ દીન-હીન બનાવી દે છે. વાસનાના પાશમાં પણ આ જ મોહનીય કર્મ જકડે છે...સમજી લ્યો બરાબર આ કર્મને અને એના વિસ્તૃત પ્રભાવને! જો મોહનીય કર્મથી મુક્ત બનાવાનો પ્રયત્ન ના કર્યો તો આત્માની ઘોર દુર્દશા થઈ જશે. જો આ તરફ દુર્લક્ષ્ય સેવ્યું તો આત્મા અનંત-અનંત પાપકર્મોના પંકથી ખરડાઈ જશે અને દુર્ગતિમાં પટકાઈ જશે. માનવ જીવનમાં તમે મોહનીય કર્મને જડમૂળથી ઉખેડી શકો છો...એના પ્રભાવને પાતળો કરી શકો છો.

અબ્રહ્મનું સેવન, મૈથુનની ક્રિયા મોહનીય કર્મપ્રેરિત હોય છે. જો તમે અબ્રહ્મનું સેવન કરવા નથી માંગતા તો તમે બ્રહ્મચર્યનું પાલન કરો. જો તમે તમારી જાતીય વાસના પર પૂર્ણપણે કાબૂ રાખવામાં સક્ષમ નથી. સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળલા માટે સમર્થ નથી તો તમારે કોઈ યોગ્ય પાત્ર સાથે લગ્ન કરી લેવા જોઈએ. લગ્નથી જોડાયેલ વ્યક્તિથી જ તમે તમારી વાસનાને સંતોષી શકો છો.

## યુગલિકોનો કાળ :

આપણા દેશમાં લગ્નની પ્રથા આ જ હેતુથી અસ્તિત્વમાં આવી છે. આપણી જૈન પરંપરા મુજબ લગ્નવિધિ–લગ્નવ્યવસ્થા આદિ તીર્થંકર આદિનાથ ભગવાનથી અસ્તિત્વમાં આવી છે. એ પહેલાં તો યુગલિકોની દુનિયા હતી. યુગલ એટલું જોડું ! છોકરા–છોકરીનું યુગલ જન્મતું હતું. બંને સાથે મોટા થતા હતા....અને પતિ–પત્નિનો સંબંધ પણ બે વચ્ચે જ થતો. એ વખતે કંઈ પારિવારિક વ્યવસ્થા કે સંબંધોની સંકળામણ જેવું કશું હતું જ નહીં. જો કે લગ્નની વિધિ એ વખતે થતી નહોતી. સ્વાભાવિક રૂપે જ એઓ જાતીય સંબંધ બાંધી લેતા હતા. યુગલિક સ્ત્રી–પુરૂષ બહુ પ્રામાણિક, સંતોષી અને પ્રશસ્ત હતા. ક્યારેક કોઇ પુરુષ પરસ્ત્રીમાં આંસક્ત નહીં બનતો કે ન ક્યારેય કોઇ સ્ત્રી અન્ય પુરુષના સંસર્ગમાં આવતી હતી. દરેક યુગલ એક જોડાને–જન્મ આપતું અને એમનો અરસ–પરસ સંબંધ જોડાઈ જતો. સ્ત્રી અને પૈસાના નામે કોઈ ઝઘડા નહોતા, કોઈ લડાઈ નહોતી. એટલા માટે એ વખતે રાજ્યવ્યવસ્થા નહોતી, ન્યાયાલયોની વ્યવસ્થા કે દંડપદ્ધતિ નહોતી. બધા યુગલિક મનુષ્યો પ્રકૃતિના નિયમોનું આચરણ કરતા હતા. એ જ એમનો ધર્મ હતો ! એ લોકો કોઇપણ જીવની હિંસા નહોતા કરતા કે ન ક્યારેય અસત્યનો સહારો લેતા.

ન ચોરી કરવાની કે ન વ્યભિચારના રસ્તે જવાનું અને પરિગ્રહ પણ નહોતા રાખતા ! નથી આ એક મહાન ધર્મ ? આના પ્રભાવે તો બધા જ યુગલિક મનુષ્યો મરીને દેવલોકમાં જતા હતા. કોઇપણ યુગલિક નરક, તિર્યંચ અને મનુષ્યગતિમાં જતા નહોતા. એ કાળમાં માત્ર મનુષ્યો જ નહીં પણ પશુઓ યે શાંત–પ્રશાંત હતાં.

જ્યારે ભપવાન ઋષભદેવ યૌવનમાં હતા ત્યારે એક દુર્ઘટના બની. એક યુગલમાંથી પુરુષ મરી ગયો....સ્ત્રી જીવતી રહી. લોકોએ વિચાર્યું : આવું તો ક્યારેય બન્યું નથી....હવે આ છોકરીનું શું કરવું ? એઓ એ છોકરીને ઉપાડીને લઇ ગયા ભગવાન ઋષભદેવના પિતા નાભિકુલકર પાસે. જઈને નાભિકુલકરને બધી વાત કરી. એમણે કહ્યું : 'એમ કરો આ છોકરીના લગ્ન ઋષભ સાથે કરી દો. અને એના લગ્ન ઋષભ સાથે કરી દેવામાં આવ્યા ! આ પ્રમાણે ભારતમાં પહેલ–વહેલું લગ્ન ઉજવાયું અને પુરુષને બે પત્ની પણ પહેલી જ વાર થઈ ! ભગવાન ઋષભદેવની બે પત્નીઓ હતી એક સુનંદા અને બીજી સુમંગલા. યુગલિક પુરુષોને તો એક જ પત્ની હોય છે.

## લગ્ન શા માટે ?

એક વાત ના ભૂલશો કે માનવ–જીવન ધર્મપુરુષાર્થ કરીને મોક્ષ પ્રાપ્ત કરવા માટે છે. આ ધર્મપુરુષાર્થમાં કષાયોની ઉપશાંતિ જાતીય વાસનાની ઉપશાંતિ બહુ અનિવાર્ય માનવામાં આવે છે. જો તમે તમારી મૈથુનની વાસના પર પૂર્ણ સંયમ નથી રાખી શકતા, તો જ તમારે લગ્નનો માર્ગ લેવાનો છે. વિવાહિત–તમારી સાથે સંબંધ વ્યક્તિમાં તમે તમારી વાસનાનો વિવેકપૂર્વક સંતોષી શકો. મનની વૃત્તિઓને સ્થિર રાખી શકો. વિવાહિત વ્યક્તિ સિવાય બીજી કોઈ સ્ત્રીને રાગદૃષ્ટિથી જોવાની પણ નહીં ! વિવાહિત પુરુષ સિવાય બીજા કોઈ પુરુષ પ્રત્યે મોહદૃષ્ટિથી જોવાનું નહીં ! કારણ કે તમારે ધર્મપુરુષાર્થ કરવાનો છે ને ?

ઉદ્દીપ્ત વાસના તમને ધર્મધ્યાન અને ધર્મક્રિયામાં સ્થિર નથી થવા દેતી અસ્થિરતા, ચંચળતા પેદા કરે છે, માટે એ વાસનાની આગને બુઝાવવી જરૂરી છે. તમે ત્યાગ-તપશ્ચર્યા અને જ્ઞાન-ધ્યાનથી તમારી વાસનાને સંતોષવામાં સક્ષમ નથી બની શકતા તો ભોગ-સંભોગ દ્વારા પણ એ વાસનાને શાંત-ઉપશાંત કરીને તમારે ધર્મપુરુષાર્થમાં તલ્લીન બનવાનું છે.

## ઉદ્દીપ્ત વાસનાઓ ધર્મપુરુષાર્થમાં બાધક :

કોઈપણ ઈન્દ્રિય, જ્યાં સુધી પોતપોતાના વિષયો તરફ આકર્ષિત હોય છે, ત્યાં સુધી મનોવૃત્તિ વૈષયિક સુખોમાં રમ્યા કરે છે, ત્યાં સુધી ધર્મપુરુષાર્થ નથી થઈ શકતો. અને એમાંય જ્યારે ખાવાની ઈચ્છા અને ભોગવવાની ઈચ્છા ભડકે બળે છે. ત્યારે પછી મન શાંત નથી રહી શકતું? અને તન-મન ધર્મઆરાધનામાં જોડાઈ નથી શકતાં. અત્યંત ક્ષુધાતુર માણસ, જો એ મહામુનિ અથવા મહાત્મા નથી તો ભક્ષ્યનો વિવેક નહીં કરી શકે. એવી રીતે અત્યંત કામાતુર માણસ ગમ્ય-અગમ્યનો વિવેક નથી રાખી શકતો. એને તો પોતાનો મનગમતો વિષય જોઈએ! એ વિષયનો ભોગ-ઉપભોગ જોઈએ વિષય ગમે તેવો હોય! ભક્ષ્ય હોય કે અભક્ષ્ય, ગમ્ય હોય કે અગમ્ય! જીવાત્માની મનોવૃત્તિને બહુ સારી જોઈને સમજીને પૂર્ણજ્ઞાની મહાપુરુષોએ ધર્મપુરુષાર્થનો માર્ગ બતાવ્યો છે. જે પ્રમાણે બ્રહ્મચર્યનો માર્ગ બતાવ્યો એ જ રીતે લગ્નનો માર્ગ પણ બતાવ્યો. ગૃહસ્થધર્મ બતાવ્યો. જો તમે પૂર્ણરૂપે બ્રહ્મચર્યનું પાલન કરવામાં સમર્થ નથી તો તમે લગ્ન કરી, એ વ્યક્તિથી તમારી કામેચ્છાને શાંત કરી શકો. સ્વપત્નિમાં જ સંતોષ રાખો. જે તમારી પત્ની નથી, જે તમારો પતિ નથી, એની ક્યારેય ઇચ્છા ન કરો. આ છે ગૃહસ્થધર્મ !

લગ્ન-વિવાહ કોની સાથે કરવા.....કેવી રીતે કરવા આ વાતો મારે તમને બતાવવી છે પણ એ બતાવતા પહેલાં એક વાત બીજી

જણાવી દઉં : કામેચ્છા, ભોગેચ્છા થવી સ્વાભાવિક છે, પણ એ ઇચ્છાને આકાશની જેમ વિસ્તરવા ન દો, એને પ્રબળ ન થવા દો. જો પ્રબળ ભોગેચ્છા હોય તો તમે એને 'નોર્મલ' બનાવવાનો પ્રયત્ન કરો. ઇચ્છાઓ મોળી પડી શકે છે, જો ભોગેચ્છા પ્રબળ હશે તો શક્ય છે કે તમે ગલત રસ્તે ચાલ્યા જશો વ્યભિચારની ખાઇમાં ઉતરી જશો! પરસ્ત્રીમાં પલોટાઈ જશો. વેશ્યાઓના સહવાસમાં ખોવાઇ જશો....અને જો એકવાર ઊંધા રસ્તે પહોંચી ગયા....તો જીવન સાવ જ બરબાદ થઇ જશે! જીવનમાંથી ધર્મ તો નામશેષ થઇ જ જશે....પણ નૈતિકતા યે નહીં રહે. પરસ્ત્રીગામી અને વેશ્યાગામી પુરુષ ક્યારેય કોઇ ધર્મઆરાધનામાં સ્થિર નથી બની શકતો. માનો કે એ દેરાસરે જશે તો ત્યાં પણ સ્થિરતા નહીં મેળવી શકે. એનું મન ચંચળ બન્યું રહેશે. એ ઉપાશ્રયમાં પ્રવચન સાંભળવા આવશે તોયે એનું મન વેશ્યાવાડે ભટકતું રહેશે.

જો તમે સારું ગૃહસ્થજીવન જીવવા માંગો છો, પ્રતિષ્ઠિત સામાજિક જીવન ઇચ્છો છો, સુખી પારિવારિક જીવન જીવવા ઝંખો છો તો તમારે તમારી તીવ્ર ભોગેચ્છાને શાંત કરવી પડશે. ભોગેચ્છામાંથી તીવ્રતાની છાંટ દૂર કરવી પડશે.

**સભામાંથી :** ભોગેચ્છા તીવ્ર ન હોય, પણ ઘરની સ્ત્રી પુરુષને જો સંતોષ નથી આપતી તો પછી પુરુષ પરસ્ત્રીગામી અને વેશ્યાગામી બને છે. એવું પણ જોવા મળે છે.

**મહારાજશ્રી :** બની શકે આ વાત. તમારી વાત સંભવિત છે, એટલા માટે તો જ્ઞાની પુરુષોએ, કેવી સ્ત્રી સાથે લગ્ન કરવા જોઈએ, આ વિષયમાં સ્પષ્ટ અને સમુચિત માર્ગદર્શન આપ્યું છે. તમે લોકોએ માર્ગદર્શન મેળવીને જ લગ્ન કર્યા છે ને?

**સભામાંથી :** આવું માર્ગદર્શન અમને તો કોઈએ આ જ સુધી આપ્યું જ નથી!

**મહારાજશ્રી :** પણ, હવે જો આવું માર્ગદર્શન મળે તો એ મુજબ જ છોકરા-છોકરીઓને પરણાવશો ને?

**સભામાંથી :** આજે તો છોકરા-છોકરીઓનાં લગ્ન ક્યાં અમારે કરવાં પડે છે? એ લોકો પોતે જ બધું ગોઠવી લે છે.

**મહારાજશ્રી :** તો પછી માર્ગદર્શન એમને કામ લાગશે. જો એમને અરસ-પરસના સંઘર્ષોથી બચવું હોય તો! આજ-કાલ છોકરા-છોકરીઓ જે સ્વયંપસંદગીના લગ્ન કરે છે, એમાંથી નેવું ટકા લગ્ન નિષ્ફળ જાય છે, જેને પ્રેમલગ્ન કહે છે તે પણ! કારણ કે એમને પસંદગી કરતાં જ ક્યાં આવડે છે!!

**લગ્ન એ પૈસા કમાવાનું સાધન નથી :**

આ ખોટી પરંપરા જે ચાલુ થઈ છે, એના મૂળમાં તો તમે લોકો જ નિમિત્ત બન્યા છો. તમે લોકોએ પોતાની છોકરીઓના લગ્ન માત્ર પૈસાને માધ્યમ બનાવીને જ કરવાં માંડયાં....કન્યાવિક્રય અને વરવિક્રય શું છે? કોઈ પ્રદેશમાં કન્યાના સોદા થાય છે તો ક્યાંક વળી છોકરાને વેચાય છે! આ 'વિક્રય' શું છે? વિકૃતિ! ભયાનક વિકૃતિ! માત્ર રૂપિયાના માધ્યમથી છોકરીઓ વેચાય છે, છોકરા ખરીદાય છે! આ રીતના લગ્ન સફળ થાય કેમ કરી ને? લગ્ન પછી જ્યારે પતિ અને પત્ની વચ્ચે તનાવ પેદા થાય છે, મનદુઃખ અને અણબનાવ ઊભા થાય છે, પછી ઝઘડો અને વાત મારઝુડ સુધી પહોંચી જાય છે. બંનેના જીવનમાં ઘોર અશાંતિ અને ન પૂરી શકાય એવી ખાઈ ખોદાઈ જાય છે. એકબીજાથી અસંતુષ્ઠ બનીને એઓ ખોટા રસ્તે દોરવાઈ જાય છે. લગ્ન એ કંઈ પૈસાં પડાવવાનું સાધન નથી.... આ કંઈ સોદાબાજી કે વેપારની લેવડ-દેવડ નથી. લગ્ન એ માત્ર મનોરંજન અને જાતીય સુખની જાળ ગુંથવાની રમત નથી. લગ્ન જે સ્ત્રી-પુરુષો વચ્ચે થાય છે, એ બંનેનાં જીવન સદાચારી બની રહેવાં જોઈએ. બંનેનો ધર્મપુરુષાર્થ સુચારૂ રૂપે ચાલુ

રહેવો જોઈએ. એમની સંતતિ પણ સંસ્કારી અને સદ્‌ગુણોથી સભર જોઇએ.

**રૂપ અને રૂપિયા માધ્યમ બન્યાં છે :**

પત્ની–પતિ વચ્ચે જ્યાં જ્યાં વેર–વિરોધ અને વિદ્વેષ ઊગી નીકળે છે, ત્યાં એ લોકો ખોટા માર્ગે જતાં રહે છે. આવી સ્થિતિમાં ભાગ્યે જ કોઈ સ્ત્રી કે પુરુષ વ્યભિચારથી વેગળા રહી શકે માટે એ જરૂરી છે કોઈ પરિણીત સ્ત્રી–પુરુષ વચ્ચે સ્નેહ અને સદ્‌ભાવ અકબંદ રહેવા જોઈએ. સબૂર....આ સ્નેહ....સદ્‌ભાવના મૂળમાં કોઈપણ જાતની સ્વાર્થોની સંકળામણ ના રહેવી જોઈએ. એકબીજાના સુખ-દુઃખમાં સહભાગી બની રહેવાનો આદર્શ હોવો જોઈએ. એકબીજા માટે સહનશીલતા....ઉદારતા....અને ઘંભીરતા પણ જરૂરી છે,

આજ–કાલ જે છોકરા–છોકરીઓ પોતે જ પોતાની પસંદગી કરીને લગ્ન કરી લે છે ત્યાં વળી રૂપિયા કરતાં યે વધુ મહત્ત્વપૂર્ણ ‘ફેક્ટર’ **રૂપ** બની રહે છે. જૂની પેઢીના લોકો રૂપિયાને મહત્ત્વ આપતા હતાં....આજના લોકો રૂપને પસંદગીનું માધ્યમ બનાવે છે! જો કે આમાંયે બે વિભાગ છે. છોકરાઓ મોટાભાગે રૂપાળી છોકરીને ઝંખે છે જ્યારે છોકરીઓ મોટા ભાગે શ્રીમંત છોકરાને શોધે છે.

આ બંને માધ્યમો, પસંદગી બાબતમાં અપૂર્ણ છે, અધૂરાં છે. રૂપ અને રૂપિયા જ સુખી જીવનના આધાર નથી. રૂપ અને રૂપિયાથી પ્રેમ, હેત અને હૂંફ પ્રાપ્ત નથી થતાં. સ્નેહ, પ્રેમ અને અરસ–પરસનો સદ્‌ભાવ એ જ સુખીને સ્વસ્થ ગૃહસ્થજીવનની આધારશીલા છે. રૂપ જોઈને લગ્ન કર્યાં, માનો કે લગ્ન પછી છોકરી કોઈ એવો રોગથી ઘેરાઇ ગઇ અથવા અકસ્માતનો શિકાર બની ગઈ, રૂપ જતું રહ્યું, પછી શું? પછી એને એના પતિનો પ્યાર મળશે? નહીં જ મળે! કારણકે પતિને તો રૂપનો મોહ

હતો....હવે પત્નીમાં રૂપ છે નહીં, બસ, પત્ની ઘરમાં મજબૂર બનીને મજુરી કર્યા કરશે અને પતિદેવ બીજી રૂપવતીઓની પાછળ ભટક્યા કરશે !

આવી જ રીતે છોકરીએ જો રૂપિયા જોઈને પતિની પસંદગી કરી લગ્ન પછી પતિને વેપારમાં નુકશાન આવ્યું અને રૂપિયા જતા રહ્યા....બંગલો વેચી દેવો પડ્યો....કાર પણ જતી રહી ! હવે શું એ પત્નીને પોતાના પતિમાં રસ રહેશે ? નહીં, એ તો બીજો કોઈ પુરુષ, જે એને મોજ-મજા કરાવતો હશે....સિનેમા જોવડાવતો હશે, શોપીંગ માટે પૈસા આપતો હશે, ભેટ સોગાદથી એને રીઝવતો હશે, એ પુરુષની રખાત બની રહેશે ! આજે આપણે જેને સભ્ય સમાજ તરીકે ઓળખીએ છીએ, એ સમાજમાં આવી પડદા પાછળની નકાબપોશ વેશ્યાઓની સંખ્યા વધતી જાય છે. એવી જ રીતે આવારા યુવાનો પણ ક્યાં ઓછા છે આજે !

આજે માણસનું જીવન તમામ ક્ષેત્રોમાં નિમ્નસ્તરે પહોંચી રહ્યું છે. વ્યક્તિજીવન વીંખાઈ ગયુ છે...પારિવારિક જીવન પીંખાઈ રહ્યું છે. સામાજિક જીવન ખોખલું બની રહ્યું છે...રાષ્ટ્રીય જીવન રહેંસાઈ ગયું છે ! ચારે બાજુ અરાજકતા અને અશાંતિ ખાબકી રહ્યાં છે. કેટલી હિંસા....? કેટલો ક્લેશ ને કેટલાં પાપો વધી રહ્યાં છે ? કારણ કે, લગ્નજીવનના આદર્શો જ ભૂલાઈ ગયા છે. સ્ત્રી-પુરુષના સંબંધો તો દિવસે દિવસે નિમ્નસ્તરના બનતા જાય છે. ધર્મપુરુષાર્થ અને મોક્ષના દૃષ્ટિકોણને જાણે જીવનમાં જગ્યા જ નથી !

ગ્રંથકાર આચાર્યદેવશ્રી ગૃહસ્થધર્મનું વિવેચન કરતાં કરતાં 'લગ્નનું ઔચિત્ય' એ બીજો ધર્મ સમજાવી રહ્યા છે. ઔચિત્યનો વિચાર આપણે આગળ પર કરશું. આજે તો બસ, આટલું જ.

* સ્ત્રી-પુરુષ વચ્ચેના સંબંધો ધર્મ-આરાધનામાં ક્ષતિ પહોંચાડનારા ન હોવા જોઈએ. આરાધના-ઉપાસનાના માર્ગે પરસ્પર એકબીજાના સહાયક-પૂરક બનીને એમણે જીવવું જોઈએ.
* 'મિસ્ટર' અને 'મિસિસ' બંને જો 'કવોલિફાઈડ' હશે, બંનેના દિમાગ જો તેજ-તરાર હશે તો એમનું જીવન અશાંતિ-કલેશ અને સંતાપનો શિકાર બની જશે !
* આજે તો મજુરથી માંડીને 'મિનિસ્ટર' સુધી દારૂની બદી ફેલાયેલી છે. માંસાહાર અને ઈંડાનો આહાર આજે તંદુરસ્તી અને સ્વાસ્થ્યના નામે કરવામાં આવે છે !
* સમાજમાં આજે ભણેલા ગણેલા અભણો અને શ્રીમંતાઈના કેફમાં જીવતા ગરીબોનું આગવું સ્થાન થઈ ગયું છે !

## પ્રવચન/૧૦

અસીમ જ્ઞાનના ગરવા ઉપાસક આચાર્ય ભગવંત શ્રી હરિભદ્રસૂરીશ્વરજી 'ધર્મબિન્દુ' ગ્રન્થના આધારે, આપણે ગૃહસ્થના સામાન્ય ધર્મની વિવેચના કરી રહ્યા છીએ. લગ્નની ક્રિયા ગૃહસ્થ-જીવનની એક મુખ્ય અને મહત્ત્વપૂર્ણ ક્રિયા મનાય છે. અસંખ્ય વર્ષોથી સ્ત્રી અને પુરુષના લગ્નસંબંધો ચાલ્યા આવે છે. આ

પ્રણાલી જૂની છે....જૂગ જૂની છે. માટે જ આચાર્યશ્રી કરૂણાભાવે એ લગ્ન જીવન, લગ્ન પદ્ધતિ અંગે બહુમૂલ્ય માર્ગદર્શન આપી રહ્યા છે.

કેવાં કેવાં સ્ત્રી-પુરુષો વચ્ચે લગ્નસંબંધ થવો જોઈએ.... એમાં શું ઔચિત્ય જાળવવું જોઈએ, કઇ કઈ સાવધાની રાખવી જોઈએ, આ બધી વાતો વિસ્તારથી આચાર્યશ્રીએ સ્પષ્ઠ કરી છે. સ્ત્રી-પુરુષો વચ્ચેનો સંબંધ એવો ન હોવો જોઇએ કે જેથી એમની ધર્મઆરાધનામાં ક્ષતિ પહોંચે ! એમની મોક્ષયાત્રામાં વિક્ષેપ ઊભો થાય....! સંબંધ એવો હોવો જરૂરી છે કે જેથી મોક્ષયાત્રામાં બંને એકબીજાને સહાયક બની શકે, એક બીજાના માટે પ્રેરણારૂપ બની રહે !

સ્ત્રી-પુરુષ વચ્ચે પાંચ વાતોની સમાનતા હોવી જોઈએ, વિવાહ પહેલાં એટલે કે સગપણ કરતાં પહેલાં આ પાંચે વાતોની સમાનતા જોવી જ જોઈએ.

(૧) કુળની સમાનતા,
(૨) શીલની સમાનતા,
(૩) વૈભવની સમાનતા,
(૪) વેષની સમાનતા,
(૫) ભાષાની સમાનતા.

**કુળની સમાનતા :**

સહુ પહેલી સમાનતા જોવાની કુળની. કુળ કહો કે વંશ કહો,....એની સમાનતા હોવી જરૂરી છે. જે કુળનો પુરુષ હોય, સ્ત્રી પણ એ જ કુળની હોવી જોઈએ. આપણા દેશમાં અનેક જાતના કુળ....અનેક પ્રકારના વંશો ચાલ્યા આવે છે. પહેલાના સમયમાં-એટલે કે ભગવાન ઋષભદેવ પછી ઉગ્રકુળ, ભોગકુળ, રાજન્યકુળ, ક્ષત્રિયકુળ, વગેરે કુળોનું અસ્તિત્વ હતું. સૂર્યવંશ-ચંદ્રવંશ વગેરે પણ જાણીતા હતા. આજે તો કદાચ તમને ખ્યાલ પણ નહીં હોય કે તમારું કુળ કયું છે ! કેમ સાચું ને ? રાજસ્થાન-મધ્યપ્રદેશ ને

એવા કેટલાક પ્રદેશોમાં ઓસવાલ, પોરવાલ જેવા કુળો આજે પણ જોવા મળે છે. કોઇ કહે છે, 'અમે ઓસવાળવંશના છીએ' કોઈ કહેશે 'અમે તો પોરવાળોના વંશ જ છીએ....' કોઇ વળી પોતાની જાતને 'શ્રીમાલ' કહેવડાવશે... જો કે ગુજરાત સૌરાષ્ટ્રના પ્રદેશમાં જ્ઞાતિવ્યવસ્થા જોવા મળે છે.

કેટલાક કુળ-વંશ ઊંચા ગણાતાં હતાં. કેટલાક વળી નીચ કુળ પણ હતાં. સમાજમાં કુળવ્યવસ્થાની ઊંચ-નીચની કલ્પનાઓ માન્ય હતી. વ્યકિતત્વનું માપ, પણ મોટાભાગે કુળ અને વંશના માધ્યમથી નીકળતું હતું. કુળની સમાનતા શોધીને જ લગ્ન વગેરે કરવામાં આવતાં હતાં. આજે પણ જે દેશ-પ્રદેશમાં કુળ-વંશ અથવા તો વંશ પરંપરાગત ખાનદાનીના માધ્યમથી માણસની મોટાઈ હલકાઈની કલ્પના પ્રચલિત હોય ત્યાં કુળ-વંશની સમાનતા જોઈને જ લગ્ન કરવાં જોઇએ.

એક ગામમાં એક વ્યાપારી વર્ગનાં જૈન પરિવારને બે-ત્રણ પેઢીથી ત્યાંના રાજપરિવાર જોડે સંબંધ હતો. એ પરિવારના પિતા-દાદા....પરદાદા ત્યાંના રાજાના મંત્રી રહી ચૂકયા હતા. આ પરિવાર આજે પણ પોતાની જાતને ઊંચો પરિવાર માને છે જ્યારે રાજ-રજવાડા સાફ થઈ ગયાં છે! મંત્રીપદને દિવાનગીરી પણ ખતમ થઇ ગઈ છે! એ પરિવારનો એક છોકરો કોલેજમાં ભણતો હતો ત્યાં અભ્યાસમાં સાથે ભણતી કોઈ છોકરી જોડે પરિચય થયો ....પહેલાં પુસ્તકો નોટ્સ વગેરેની આપ-લે થઇને એમાંથી થઇ ગયો પ્રેમ! આમ જ થાય છે ને પ્રેમ તમારા સંસારમાં? [સભામાં હસાહસ....]

શું ગજબ જમાનો છે....ને અજબ લોકો છે! સમજાતું નથી કે આજ-કાલની કોલેજોમાં છોકરાઓ ભણવા જાય છે કે પ્રેમના પાઠ શીખવા જાય છે! પેલી છોકરી અને પેલા છોકરાનો પ્રેમ તો ફદકે ને ભુસકે આંગળ વધવા માંડયો....સાત દિવસમાં તો જાણે સાત

જનમની પ્રીત જાગી ગઇ....એક બીજાને ક્યારેય નહીં ભૂલવાના કોલ અપાયા...સાથે જીવવાના–સાથે મરવાના શપથ લેવડાઇ ગયા ....અને છેવટે લગ્ન કરી લેવાનો નિર્ણય પણ એ લોકોએ કાર લીધો! અલબત્ છોકરી પણ વ્યાપારી કુટુંબની હતી....જૈન પરિવારની હતી પણ એનું ઘર આર્થિક દૃષ્ટિએ મધ્યમવર્ગનું હતું. એ શ્રીમંત નહોતી. એના બાપ–દાદા કે કોઈ બીજા પૂર્વજો સત્તાના સિંહાસને બેઠા નહોતા! પણ છોકરાની આંખોમાં તો છોકરી વસી ગઇ હતી. જમાનાના રીતિ–રિવાજો ક્યાં એને જોવા હતા....? ઉછળતું લોહી હતું....રૂઢિઓ–પરંપરાઓ સામે લડી લેવાનું માનસ હતું અને આમેય જ્ઞાતિબાધ તો હતો જ નહીં....અમીર–ગરીબની ખાઈ એ છોકરાની દૃષ્ટિએ મામૂલી હતી. એણે પોતાના માતા–પિતાને વાત કરી....શરુઆતમાં તો મા–બાપે વાંધો ઉઠાવ્યો. પણ છોકરાની મક્કમતા આગળ એઓ ઝુકી ગયા....મને–કમને પણ સંમતિ આપી દીધી. થઇ ગયાં લગ્ન....છોકરી સાસરે પણ આવી ગઈને ચાલુ થઈ ગયાં વિઘ્ન! લગ્નમાં વઘન ન આવે તો બીજું આવેય શું ?

આઠ દસ દિવસ તો આનંદમાં વીતી ગયા....હવે ધીમે ધીમે સાસુના સૂસવાટા ચાલુ થઈ ગયા....'જુઓ વહુ, આ કંઇ તમારા બાપનું ઘર નથી....અમારે તો ત્રણ ત્રણ પેઢીથી રાજ–રજવાડા જોડે સંબંધો રહ્યા છે અહીં તો મોટા ઘરના માણસો આવતા–જતા રહેવાના, માટે અહીં જરા ઢંગથી રહેજો....બોલવા–કરવામાં ભાન રાખજો!' અને આમ ને આમ વાત વાતમાં સાસુ વહુને ટોકે છે....તતડાવે છે....'અમારી વંશપરંપરા તો કેવી ઊંચી છે....ને તમે તો....હં સાવ મધ્યમ વર્ગના....!' ક્યારેક સસરા પણ પોતાના બાપ–દાદાની ગુણગાથા એવી રીતે વહુને સંભળાવે કે જેથી એના હૈયાને આઘાત લાગે! ક્યારેક ક્યારેક એનો પતિ પણ એને તિરસ્કારવા લાગ્યો....'હં, તેં જોયું છે શું તારા બાપને ઘેર? ક્યાં અમારો પરિવાર ને ક્યાં તારો પરિવાર?' એ ઘરમાં પેલી છોકરીનું

નથી થતું તો રાત્રે ભોજન કરવાવાળાઓ સાથે તમારે લગ્નસંબંધ બાંધવો નહીં જોઈએ.

એક શહેરમાં થોડાં વર્ષો પૂર્વે જ આવી ઘટના બની હતી. એક જૈન પરિવારની છોકરી કે જે માંસાહાર અને મદ્યપાનને સર્વથા વર્જ્ય માનતી હતી અને ક્યારેય પણ એણે પોતાના જીવનમાં માંસાહાર કર્યો નહોતો કે દારૂને અડી નહોતી, એ છોકરીએ એક સિંધી છોકરા સાથે પ્રેમમાં પડીને લગ્ન કરી લીધાં. મા-બાપની સલાહ-શિખામણ ગણકાર્યા વગર આ પગલું તેણે ભરી લીધું. જો કે આ છોકરીએ લગ્ન પહેલાં જ પેલા છોકરાને કહી દીધું હતું કે 'લગ્ન પછી તારે માંસાહાર છોડી દેવો પડશે.' છોકરાએ વાત માની પણ લીધી હતી. પરંતુ લગ્ન પછી થોડો સમય વીત્યો અને એણે તો માંસાહાર ચાલુ કરી દીધો. છોકરીને ખબર પડી. એને બહું દુઃખ થયું. એણે પોતાના પતિને સમજાવવાની ભરચક કોશિશ કરી, પણ છોકરો ના માન્યો. અરસ-પરસમાં ઝઘડાના બીજ વવાઇ ગયાં....પેલો છોકરો તો હવે નફ્ફટ બનીને ઘરમાં માંસ લાવવા માંડ્યો.... એણે પેલી પર દબાણ કર્યું કે તારે પણ માંસાહાર કરવો જોઇએ. છોકરીએ સંભળાવી દીધું....' જાન જાય તો મંજુર, પણ માંસાહાર હું નહીં કરું !' પરસ્પરની તંગદિલી વધતી જ ગઇ....અકળામણ અને ગુંગળામણ એટલી વધી ગઈ કે છોકરીને જીવવું ભારે પડી ગયું....છેવટે એક દિવસ એ છોકરી કેરોસીન છાંટીને બળી મરી. કેવી કરૂણતા ભરી વાત બની ગઇ ? એણે લગ્ન પૂર્વે શીલની સમાનતા તરફ ધ્યાન ન આપ્યું. એણે વિશ્વાસ કરી લીધો કે 'લગ્ન પછી તો આ માંસાહાર છોડી દેશે....!' પણ જેની વંશપરંપરામાં માંસાહાર ચાલ્યો આવતો હોય એ કેવી રીતે માંસાહાર છોડી શકે ? હોય કો'ક લાખમાં એકાદ કે જે છોડી દે... એ પણ ભાગ્યે જ બને !

એવું શરાબની બાબતમાં ! જો છોકરી શરાબ નથી પીતી.

તો એણે શરાબી-દારૂડિયા છોકરા જોડે લગ્ન નહીં કરવા જોઈએ. ભલે શરાબી આશ્વાસન આપે કે 'હું તને દારૂ પીવા મજબૂર નહીં કરૂં....' અથવાં તો 'હું શરાબ છોડી દઈશ....' પણ એ વિશ્વાસનું પાલન પેલો નહીં કરી શકે! કો'ક દિવસ તે નશામાં ચકચૂર બનીને પત્નિને આગ્રહ કરવાનો જ કે 'તું પણ શરાબ પી....!' પત્ની જો ના પાડશે તો એ શરાબી કદાચ મારઝુડ પણ કરી બેસે....! ને પછી તો દિવસે-દિવસે જીવનમાં કલેશ-કંકાસ સંઘર્ષ....વધતો જ જવાનો! કાંતો છૂટાછેડા લેવાશે, કાં પછી પત્નીને કાઢી મૂકશે પેલો ઘરમાંથી, ને કાં તો પેલી આત્મહત્યા કરી બેસશે!

લગ્ન પહેલાં ખોટાં આશ્વાસનો આપવાં, જુઠાં વચનો લેવાં દેવાં, આ બધું તો આજે બહુ સામાન્ય થઈ ગયું છે. આ બાજુ માંસાહારમાં ઈંડાનો ઉપયોગ પણ બહુ વ્યાપક થતો જાય છે. સરકારી શિક્ષણમાં ચે ઈંડા ખાવા તંદુરસ્ત શરીર માંટે જરુરી ગણવામાં આવે છે. માંસાહારનો પ્રચાર ખૂબ વ્યવસ્થિત, યોજનાબદ્ધ અને બહોળા પ્રમાણમાં થઈ રહ્યો છે. સરકાર અલબત્ ધોળા પર કાળું ચીતરીને દારૂ-નિષેધની દાંડી જરૂર પીટે છે, પણ મજુરથી માંડીને મિનિસ્ટર સુધી શરાબ ફેલાઈ રહ્યો છે. કહેવાતા શ્રીમંત પરિવારોમાં મજુર. વર્ગમાં....અને કોલેજના વિદ્યાર્થીઓમાં દારૂનો દૈત્ય વધુને વધુ ઘર કરતો જાય છે.

આજે એવી સમાજ-વ્યવસ્થા કે સામાજિક મર્યાદા પણ નથી રહી કે 'જે માંસાહાર કરશે અને દારૂ પીશે એને સમાજમાં કોઈ સ્થાન નહીં મળે!' સમાજમાં તો ગણ્યા-ગાંઠયા પૈસાનાં પૂતળાઓ અરે ભણેલા-ગણેલા અભણો (ક્વોલીફાઈડ ઈલિયટ્સ)નું આગવું સ્થાન જામી ગયું છે. ભલેને એ લોકોમાંસાહાર કરતા હોય....શરાબમાં ડૂબ્યા હોય, એમને રોકનાર-પડકારનાર કોઈ તાકાત નથી રહી આજે! ધર્મગુરુઓનો ઉપદેશ કંઈક અસર કરે છે પણ ફેશનના નામે, એટીકેટના નામે ચાલતા આ ભયંકર જુવાળને ખાળવા એ

પણ અસમર્થ છે. પરિસ્થિતિ એટલી તો સ્ફોટક છે કે વ્યક્તિએ જ જાતે પોતાની જાતને બચાવી લેવી હિતાવહ છે. બીજાઓના દાખલા લીધા વિના કે આપ્યા વગર, ડાહ્યા માણસે પોતાના આત્માને આ દૂષણોથી ઉગારી લેવો જોઈએ !

તમારે લોકોએ બહુ સાવધ થઈ જવાની જરુર છે. જો આ બે દૂષણો તમારા પરિવારમાં કે જીવનમાં નથી પ્રવેશ્યા તો તમે નશીબદાર છો ! આવનાર સમયમાં વિશેષ સાવધાની રાખજો....ગમે તે ભોગે, કોઈપણ પરિસ્થિતિમાં જીવનમાં આ દૂષણો પગ પેસારો ના કરે, તેની કાળજી રાખજો.

### 'શાકાહારી ઈંડાં'ના નામે માંસાહારનો પ્રચાર :

તમારા છોકરા–છોકરીઓને કમ સે કમ એટલું તો સમજાવી દો કે એઓ માંસાહાર અને મદ્યપાનથી દસ ગજ છેટાં રહે....ઈંડાથી અળગા રહે....હમણાં વળી 'શાકાહારી ઇંડા તો ખવાય' એવી હવા વહેવા માંડી છે. અને ધાર્મિકતાનો ડોળ કરનારા દેશનેતાઓ 'શાકાહારી ઇંડા તો ખવાય' એવી દાંડી પીટી રહ્યા છે ! ઈંડા અને શાકાહારી ? શું શાકભાજીની જેમ ઈંડા પણ જમીનમાં ઉગે છે ? મરઘીને ઘોર યાતના આપીને કૃત્રિમ રીતે ઈંડા મૂકાવીને....એના પર 'શાકાહારી'નું લેબલ મારી દેવાથી ઈંડા શાકાહારી નહી બની જાય ! ભલે ઈંડામાંથી બચ્ચુ ના નીકળે....પણ એટલા માત્રથી ઈંડુ શાકાહારી નથી બની જતું !

જોવાની મઝા તો આવે છે કે 'દૂધ માંસાહાર છે' આવો પ્રચાર કરનારા 'ઈંડાનો આહાર શાકાહાર છે' એવો પ્રચાર કરે છે ! દૂધ ગાય–ભેંસના શરીરમાંથી નીકળે માટે એ માંસાહાર ! તો પછી ઈંડા કયંથી આવે છે ? જમીનમાંથી નીકળે છે ? વૃક્ષ પર પેદા થાય છે ? મરઘીના પેટમાંથી નીકળેલાં ઈંડાંનો આહાર શાકાહાર અને ગાય–ભેંસના શરીરમાંથી નીકળતું દૂધ માંસાહાર !! છે ને આ પણ એક

અક્કલનું આગવું પ્રદર્શન ! છે ને આ એક માંસાહારના સમર્થકોની ભ્રામક જાળ ! દૂધમાં જીવત્વ નથી હોતું છતાં પણ એને 'માંસાહાર' કહીને એને ત્યાગ કરવાની વાતો કરવી અને ઈંડામાં જીવત્વ હોવા છતાંયે એને નિર્જીવ કહીને એનો ઉપયોગ માટે તરફેણ કરવી, આ લોકોને ભ્રમિત કરવાની એક ચાલબાજી નથી તો બીજું શું છે? લોકોને ગુમરાહ કરવાનો આ યોજનાબદ્ધ પ્રયાસ જ છે કે બીજું કંઈ?

તમારે તમારી છોકરીના લગ્ન કરતી વખતે ખૂબ સાવધાની-પૂર્વક તપાસ કરવી જ જોઈએ કે છોકરો નશાબાજ તો નથી ને? માંસાહારી તો નથી ને? બની શકે છોકરાના માતા-પિતાને કદાચ ખ્યાલ પણ ના હોય! તો છોકરાના મિત્રો પાસેથી સાચી હકીકત મેળવવી જોઇએ. માની લો કે છોકરાની પસંદગી તમારે નથી કરવાની. તમારી છોકરી જાતે જ પસંદગી કરી લે છે, તો છોકરીને સમજાવી દેજો....બહુ 'સીરીયસલી' સમજાવજો કે 'બહુ વિચારી કરીને એની સાથે લગ્નનો નિર્ણય કરજે....ખાનગી તપાસ કરી લે જે કે એ માંસાહાર તો કરતો નથી ને? દારૂ તો પીતો નથી ને? જો કરે છે મદ્યપાન અને માંસાહાર, તો એની સાથે લગ્ન કરવાનું દુઃસાહસ ના કરીશ....જો કરીશ તો પછી પસ્તાવાનો પાર નહીં રહે....! તારું જીવન સમસ્યાઓમાં ઘેરાઈ જશે....! એ તને સુખી નહીં કરે, દુઃખી દુઃખી કરી મૂકશે....એ તને દારૂ પીવાનું કહેશે શું તું પી શકીશ ? એ તને માંસાહાર કરવાનું કહેશે, શું તું કરીશ ?'

આ પ્રમાણે તમે તમારી દીકરીઓને સાવધાન તો કરી શકો ને? એ માને તો ભલે.... ન માને તો એ જાણે ને એનું નસીબ ! સંભવ છે કે રાગદશામાં, વિકારવિવશ અવસ્થામાં જીવાત્મા સાચી અને સારી વાત નહી માને ! ભલે માનવું ન માનવું એની મરજીની વાત છે. આપણું કર્તવ્ય છે એને સાચો ને સારો માર્ગ ચીંધવાનું !

શીલની સમાનતા લગ્નજીવનમાં અતિ આવશ્યક છે. સ્ત્રી-

પુરુષ બંનેના જીવનમાં માંસાહાર–મદ્યપાનનો ત્યાગ હોવો જ જોઈએ. ત્રીજું શીલ છે રાત્રિભોજનનો ત્યાગ !

**રાત્રિભોજનનો ત્યાગ :**

'રાત્રિભોજન એ મોટું પાપ છે.' આ વાત જાણો છો? રાતે ખાવા–પીવાનો નિષેધ માત્ર જૈન ધર્મ જ કરે છે એવું નથી, વૈદિક ધર્મમાંયે રાત્રિભોજનનો નિષેધ કરવામાં આવ્યો છે. ધર્મશાસ્ત્ર અને ધર્મગુરુઓ ભલેને ના પાડયા કરે પણ શું તમે લોકો ત્યાગ કરવાના રાત્રિભોજનનો ? 'રાત્રિભોજન પાપ છે,' આ વાતને ગંભીરતાથી માનશો ખરા ? પણ ક્યાં રાત્રિભોજન નહી થતું હોય? રાત્રે જ્યાં ન ખવાતું હોય એવાં કેટલાં ઘર હશે તમારા સમાજમાં ? જૈન સમાજના બધા જ સંપ્રદાયોના, બધા જ ગચ્છોના સાધુ સાધ્વી રાત્રિભોજનના ત્યાગી છે. એક પણ સાધુ–સાધ્વી રાત્રિભોજન કરવાવાળા નહી મળે ! આવા જૈન સમાજના ગૃહસ્થ પરિવારોમાં રાત્રિભોજન આટલું વ્યાપક કેમ બનતું જાય છે ?

અલબત્ આપણે તો અત્યારે શીલની સમાનતા અંગે વાત કરી રહ્યા છીએ, એટલે કે સ્ત્રી–પુરુષ બંને રાત્રિભોજનના ત્યાગી હોવા જોઈએ ! વાત સાવ ઊંધી જ જોવા મળે છે! સ્ત્રી–પુરુષ બંને રાત્રિભોજન કરનારા હોય છે! આ તો શીલની સમાનતાના બદલે દુઃશીલની સમાનતા થઈ ગઈ! જો છોકરી રાત્રિભોજનની ત્યાગી છે તો એના લગ્ન રાત્રિભોજનના ત્યાગી છોકરા જોડે જ થવા જોઈએ. એમ, છોકરો જો રાત્રિભોજનનો ત્યાગી હોય તો એના લગ્ન રાત્રિભોજનની ત્યાગી છોકરી જોડે જ થવા ઉચિત છે.

જો પત્ની રાત્રિભોજન નથી કરતી અને પતિ રાત્રિભોજન કરે છે તો ક્યારેક બંને વચ્ચે સંઘર્ષના શ્રી ગણેશ થઈ શકે ! સૂર્યાસ્ત પૂર્વે પત્નિ પતિથી પહેલાં જમી કરીને પતિ માટે જુદી થાળીમાં જમવાનું ઢાંકી રાખશે. પતિ મોટા ભાગે પસંદ નહીં કરે કે એની પત્નિ એના જમ્યા પહેલાં જમી લે....! 'કાં તો સાથે જમે કાં પાછળથી જમે.' બહુધા પતિદેવો

આજ વિચારના હશે. હા, હશે કોઈ સુજ્ઞ કે વિવેકી પુરુષ! 'મારું તો દુર્ભાગ્ય છે કે મારે રાત્રે જમવું પડે છે, મારો તો ધંધો જ એવો છે કે હું સૂર્યાસ્ત પહેલાં જમી જ ના શકું....પણ ઘરના લોકો રાત્રે નથી ખાતા તો તે સારું જ છે!' આવી વિચારધારા-વાળા લોકો મળશે કેટલા ?

એક બહેનને તો એવા પતિદેવ મળ્યા....બહુ વિદ્વાન્! એ બહેન લગ્ન પહેલાં રાત્રિભોજન કરતી જ નહોતી...લગ્ન પછી પણ એણે પોતાનો નિયમ ચાલુ રાખ્યો. સૂર્યાસ્ત પૂર્વે એ જમી લે છે. એક દિવસ એના પતિદેવ એને કહે; 'મને કહે જોઈએ કયો ધર્મ મોટો? પતિને જમાડીને જમવું એ ધર્મ મોટો કે રાત્રિભોજન નહી કરવાનો ધર્મ મોટો? પતિવ્રતા સ્ત્રી તો પતિને ભોજન કરાવીને પછી જ જમે ને? તું જો ખરેખરી પતિવ્રતા છે તો તારે મારા પહેલાં નહીં જમવું જોઈએ!' બોલો છે ને આ પણ એક ખોપરી? કેવું તત્ત્વજ્ઞાન? પોતે તો રાત્રે જમે છે, પાછો પોતાની પત્નિને પણ રાત્રે જમવા માટે મજબૂર કરે છે! પત્નિ એની વાતને નથી સ્વીકારતી, તો કહે છે: 'તને મારા પ્રત્યે પ્રેમ નથી....લાગણી નથી....પ્રેમ હોય તો મને ખવડાવ્યા વગર તું ખાય જ કેમ?' તોયે પત્નિ રાત્રે ખાવાનું પસંદ નથી કરતી.... આ ભાઈ પેલીને સંભળાવી દે છે. 'મારા માટે જમવાનું રાખીશ ના....હું બહાર જમી લઈશ!'

જીવનમાં જ્યારે એકાદપણ સંઘર્ષ ચાલુ થઈ જાય છે ત્યાર પછી, એક પછી એક એમ સંઘર્ષોની હારમાળા વીંટળાઈ વળે છે. એક મતભેદનો તરંગ અસંખ્ય મતભેદને જન્માવે છે અને મતભેદ જ્યારે મનભેદમાં પરિણમે છે ત્યારે જિંદગીમાં વણકલ્પ્યો તનાવ, માન-સિક ત્રાસ પેદા થઈ જાય છે, આરાધના-ઉપાસનામાં મન ચોંટતું નથી. તત્વચિંતન જાગતું નથી. સત્સંગ અને શાસ્ત્રાધ્યયન કોરાણે મુકાઈ જાય છે પ્રસન્નતા, પ્રફુલ્લિતતા ઝુંટવાઈ જાય છે. માટે જીવનસાથીની પસંદગીમાં

શીલની સમાનતા—કુળની સમાનતાનો વિચાર કરવો ખૂબ જરૂરી છે. સ્વસ્થ, સંઘર્ષરહિત સહજીવન માટે વૈચારિક અને વ્યવહારિક બંને વાતોનું સામંજસ્ય, 'હાર્મની' હોવું અત્યન્ત આવશ્યક છે.

**વૈભવની સમાનતા :**

હવે ત્રીજી સમાનતા વૈભવની આપણે વિચારી લઈએ. જો છોકરી ગરીબ ઘરની છે, મધ્યમવર્ગની છે, તો એના માટે બહુ શ્રીમંતઘરનો નબીરો પસંદ કરવો ઉચિત નથી. એવી રીતે છોકરો જો ગરીબ પરિવારનો છે તો એણે પોતાની પત્ની શ્રીમંત પરિવારમાંથી મેળવવાની ઘેલછા નહીં કરવી જોઈએ. લગ્નજીવનમાં વર—વહુ વચ્ચેની વૈભવની અસમાનતા તો જબરદસ્ત અશાંતિ અને અવસાદ-દનું કારણ બની શકે છે. **શ્રીમંતાઈની સાથે અહંકાર અને તિરસ્કાર તો મોટાભાગે જોડાયેલા જ રહે છે.** શ્રીમંત પરિવારમાં આવેલી ગરીબ ઘરની છોકરી કેવી રીતે અપમાનિત થાય છે, હડધૂત થાય છે, એ શું તમે લોકો નથી જાણતા ? ભાગ્યે જ કોઈ શ્રીમંત પરિવાર એવો ગંભીર, ઉદાર અને સમજુ હશે કે જ્યાં ગરીબ ઘરની કન્યાને સમુચિત માન—સન્માન અને પ્રેમ મળતો હોય !

માની લો કે શ્રીમંત પરિવાર તરફથી, સાસુ—સસરા તરફથી ....દિયર અને નણંદ તરફથી સન્માન મળે છે, પ્યાર સાંપડે છે, પણ માનવમન બહુ વિચિત્ર છે ને ? એ પુત્ર—વધુ પોતે જ હીન—ભાવનાથી ભરાઈ જશે તો ? 'હું તો ગરીબ ગરની છોકરી છું....આ બધા શ્રીમંત છે. આ લોકો જાણે મારા પ્રત્યે દયા-કરૂણા રાખતા હોય એક મને, જુએ છે !' પોતાની ગરીબીનો ખ્યાલ મનુષ્યને ઉદાસીના ઉંબરે ઊભો રાખી દે છે. ક્યારેક ભૂલથી યે કોઈએ એની સાથે તોછડો વર્તાવ કર્યો કે કડવા વેણ કહ્યાં તો એના હૈયાને કેવો આઘાત લાગશે ? આમેય સ્ત્રીઓ વધુ પડતી લાગણીશીલ—'સેન્સીટીવ'

તો હોય જ છે! એ લાગણીશીલતા ક્યારેક એના માટે કફોડી સ્થિતિ સર્જી દે!

એવી જ રીતે શ્રીમંત ઘરની છોકરીને, ગરીબ ઘર કે મધ્યમ સ્થિતિના પરિવારના છોકરા જોડે પરણાવી, તોયે વિષમતા પેદા થવાનો સંભવ છે! જો છોકરીમાં શ્રીમંતાઈનો ગર્વ હશે, પૈસાની ખૂમારી હશે, તો એ સાસરામાં બધાની સાથે ઉછાંછળો ને આછકલો વ્યવહાર કરવાની! બધાને નીચું જોડાવવાની એની ગણત્રી રહેશે! ક્યારેક પોતાના પતિને પણ અપમાનિત કરી બેસશે! અને આવા દુર્વ્યવહારના કારણે એ બધાને અળખામણી બની જવાની. સાસરામાં એને કોઈનોય પ્રેમ નહીં મળે....હમદર્દી નહી મળે. પતિની સાથે પણ એનો આંતરિક પ્રેમ નહીં રહે. ભીતરી નૈકટ્ય નહી ટકે. પેલી એના સ્વભાવ મુજબ ઝઘડા કર્યે જવાની....અને અશાંતિની આગ દાઝી દાઝી પણ ભભકવાની!

**સભામાંથી** : આજકાલ છોકરીઓના લગ્નનો પ્રશ્ન તો બહુ વિકટ બની ગયો છે. આપ કહો છો તેવા છોકરા અમારે શોધવા ક્યાંથી? ઠીક ઠીક ભણેલા-ગણેલા ને કમાતા છોકરા પણ ૨૦/૨૫ હજારથી ઓછું નથી લેતા! શ્રીમંતઘરની છોકરીના બાપને તો લાખ લાખ રૂપિયા સુધી આપવા પડે છે!

**મહારાજશ્રી** : અરે, લાખ રૂપિયા આપવા છતાંયે શું એ છોકરો એની પત્નિને અર્થાત્ તમારી દીકરીને સુખી કરશે જ, એવો વિશ્વાસ તમે કરી શકો છો? નહી ને? છોકરીની સાથે લાખ રૂપિયા આપવા છતાંયે એનું જીવન સલામત નથી! એનું ભાવિ નિશ્ચિત નથી! શ્રીમંત પરિવારની છોકરીને જ્યારે શ્રીમંત પરિવારનો છોકરો નથી જડતો ત્યારે એના માટે ગરીબ પરિવારના છોકરા પણ મોંઘા થઈ જાય છે. એમના ભાવ વધી જાય છે. માર્કેટમાં માલની અછત હોય અને માંગ વધારે હોય તો શું થાય? ભાવો ઉપર ચઢે ને? પછી એ છોકરો લાખ-બે લાખ સિવાય વાત નથી કરતો! 'લાખ

રૂપિયા આપો તો તમારી દીકરી જોડે લગ્ન કરું ! પચાસ હજાર આપો તો તમારી છોકરી જોડે શાદી કરું !' માની લે, આવી રીતે લગ્ન થઇ પણ ગયાં....પછી આવા લગ્નોમાં મોટા ભાગે છોકરીઓની સતામણી ચાલુ થઈ જાય છે. પતિ માને કે છોકરીનો પિતા પૈસાદાર છે....જ્યારે એને રૂપિયાની જરૂર પડે.... પત્નિને પરેશાન કરે....'જા, તારા બાપ પાસેથી દસ હજાર રૂપિયા લઈ આવ ! જા....પાંચહજાર રૂપિયા લઈ આવ...' જો પત્ની લાવી દે પોતાના પિયરથી રૂપિયા, તો તો ઠીક, નહીંતર એ બિચારીના બાર વાગી ગયા સમજો !

હમણાંનો જ એક દાખલો તમને આપું : મુંબઇમાં એક મધ્યમ સ્થિતિના છોકરાના લગ્ન એક શ્રીમંત પરિવારની કન્યા જોડે થયા. છોકરો આમ તો ભણેલો હતો પણ રખડેલ રોમિયો હતો. એના પિતા મહીને ૫૦૦/૬૦૦ રૂપિયા કમાતા હતા. છોકરાનો કોઇ કામધંધો હતો નહીં....ક્યાંય નોકરી પણ કરતો નહોતો ! સસરાએ લગ્ન વખતે પચાસ હજારનો ફ્લેટ અને ૫૦ હજાર રોકડા આપ્યા. લગ્ન પછી ત્રણ-ચાર મહીના તો ખૂબ જ આનંદ-પ્રમોદમાં પસાર થઈ ગયા....એ પછી પેલા છોકરાએ કંઈક બહાનું કાઢીને પોતાની પત્નિને એને પિયર મોકલી દીધી. મહિના બે મહિના વિત્યા તોયે પેલો એને લેવા ના ગયો. પત્નિ સામે ચાલીને આવી તો એને ધમકાવીને કાઢી મૂકી. છોકરી પિતાની પાસે ગઈ....છોકરીના પિતાએ જઇને છોકરાને પૂછ્યું : 'કેમ મારી છોકરીને પાછી મોકલી ?' તો પેલા મહાનુભાવે પત્નિ પર ખોટા આળ મુકીને કહી દીધું કે 'હવે આ ઘરના દરવાજા તેના માટે બંધ છે. તમે ચાહો તો એના બીજે લગ્ન કરી નાંખજો ! હું એને રાખવા નથી માંગતો !'

છોકરીના બાપે કહ્યું : 'તો આ ફ્લેટ ખાલી કરી દો....અને રૂપિયા પચાસ હજાર પાછા આપી દો !' પેલો છોકરો તો સાવ નફ્ફટ થઇને બોલ્યો.... 'જો હવે ક્યારે પણ અહીં આવ્યા છો ને આ ફ્લેટ-ફ્લેટની વાત કરી છે તો ખબરદાર ! આમ કહીને તેણે

ખીસ્સામાંથી ચપ્પુ કાઢયું. પેલા ભાઈ તો જોઈ જ રહ્યા....કશું બોલ્યા નહીં....એઓ બિચારા ચૂપચાપ પોતાને ઘેર આવી ગયા! શું કરી શકે?

આજે સ્થિતિ ઘણી સ્ફોટક બની ગઈ છે. પાંચે પ્રકારની સમાનતાથી સભર લગ્ન-સંબંધ બહુ મુશ્કેલ છે. અનંત પુણ્યનો ઉદય હોય તો જ આવો સંબંધ થઇ શકે. કુળ-વંશની સમાનતા મળે છે, તો શીલની સમાનતા નથી દેખાતી. શીલની સમાનતા શોધો તો વૈભવની સમાનતા નહીં મળે. વૈભવની સમાનતા મળશે તો કુળની સમાનતા નહીં મળે! છે ને મોટી સમસ્યા? આમ તો **સંસારનું જ બીજું નામ સમસ્યા છે!** અનંત અનંત સમસ્યાઓથી ભરેલો છે આ સંસાર! વિષમતામાં સમાનતા શોધવી, બહુ અઘરું, બહું કપરું કામ છે!

અલબત્, તમે લોકો વૈભવની સમાનતા તો જોતા જ હશો! સાચું કહેજો, સમાનતા જુઓ કે અધિકતા? જો ધનસંપત્તિના માધ્યમથી છોકરા-છોકરીઓની પસંદગી કરતા હશો તો તો પછી પૈસાની જ અધિકતા જોવાના ને! ભોગદૃષ્ટિવાળા જીવોની પસંદગી હંમેશાં રૂપ અને રૂપિયાના માધ્યમથી જ થવાની! **નવી પેઢી રૂપ પાછળ પાગલ ને જુની પેઢી પાછળ પૈસા પાગલ!** પણ ધર્મ-પુરુષાર્થની દૃષ્ટિથી જો પસંદગી કરવામાં આવે તો કુલ-શીલ-વૈભવ વગેરેની સમાનતા જોવાનો પ્રયાસ થશે જ.

**સભામાંથી**: પસંદગી બરાબર કરવા છતાંયે સુખ-દુઃખની આધાર તો શુભાશુભ કર્મને માનવા પડશે ને?

**મહારાજશ્રી** : શુભાશુભ કર્મ તો મુખ્ય કારણ છે જ, પણ જો સમુચિત પસંદગી થાય તો આપણને એટલું તો આશ્વાસન મળે જ કે 'પસંદગીમાં તો થાપ નથી ખાધી આપણે, થઈ શકે એટલા પ્રયત્નો કરી લીધા, છતાંયે શુભ પરિણામ ન આવે તો અશુભ

કર્મનો ઉદય જ કારણભૂત છે,' આ સિદ્ધાંતમાં શ્રદ્ધા હોવાથી દુઃખોને સમતાભાવે સહન કરવાની શક્તિ મળે છે.

પહેલાં, જ્ઞાનીપુરુષોના માર્ગદર્શન મુજબ પુરુષાર્થ કરવો જોઈએ. એવો પુરુષાર્થ કરવા છતાંયે સાનુકૂળ પરિણામ નથી આવતું તો અશુભ કર્મનો ઉદય માનીને આપણા આત્માને સમતાભાવમાં રાખવાનો છે. પહેલેથી જ કર્મના સહારે બધું છોડીને જો પુરૂષાર્થ ના કર્યો તો એ જીવનની મોટી ભૂલ ગણાશે. આવી ભૂલ ના કરશો !

આજે, લગ્નની બાબતમાં ત્રણ વાતોની સમાનતાના વિષયમાં વિવેચના કરી, બાકીની બે વાતોની સમાનતા અંગે હવે પછીના પ્રવચનોમાં વાત કરશું. આજે બસ, આટલું જ.

* લગ્ન કરતી વેળાએ, લગ્ન જીવન જીવતી વેળાએ પણ લગની તો સંયમની જ રાખવાની છે.

* સાંસારિક ક્રિયામાં પણ જો ઔચિત્ય જળવાય અને જ્ઞાનીપુરૂષોના માર્ગદર્શનને અનુસરાય તો એ ધર્મ બની જાય છે.

* પત્નીની સાચી અને સારી વાતને ખૂલ્લા દિલથી સ્વીકારનારા પતિ કેટલા મળશે આજે !

* સર્વિસ કરતી પત્નીઓ મોટાભાગે પતિ કરતા પોતાના 'બોસ'ને રાજી રાખવા વધુ પ્રયત્નો કરતી હોય છે! કારણ કે કડકડતી નોટો 'બોસ' આપે છે ?

* કોઇની પણ રુચિનું પરિવર્તન આકુળા-ઉતાવળા થઇને નહી કરી શકો તમે. એ માટે તમારે શાંત-સ્વસ્થ અને સમજુ બનવું પડશે !

# પ્રવચન/૧૧

મહાન શ્રુતધર આચાર્ય પ્રવરશ્રી હરિભદ્રસૂરીશ્વરજી રચિત **'ધર્મબિન્દુ'** ગ્રંથના આધારે આપણે ગૃહસ્થજીવનના સામાન્ય-ધર્મની વિચારણા કરી રહ્યા છીએ. સામાન્યધર્મ એ વિશેષધર્મની આધારશિલા છે. વ્રત-નિયમ અને ધર્માનુષ્ઠાનમય વિશેષધર્મ ત્યારે જ આત્મસાત બની શકે કે જ્યારે સામાન્ય ધર્મનું સમુચિત પાલન હોય !

સામાન્ય ધર્મની ઉપેક્ષા કરીને વિશેષધર્મની આરાધના કરવી એ તો જાણે ઉઘાડા શરીર પર ઘરેણાં પહેરવા જેવું લાગે છે. કપડાં વગરનાં શરીર પર ઘરેણાં શું સારા લાગે ? ના....એવી જ રીતે સામાન્ય ધર્મના સ્વીકાર વગર વિશેષધર્મની આરાધના ઉણી–અધૂરી લાગે છે. એ આરાધના ઉજમાળ નથી બનાવતી આપણને. લોકોની નજરમાં એ આરાધના હાસ્યાસ્પદ લાગે છે. ન્યાયનીતિ અને પ્રમાણિકતાની ઘોર ઉપેક્ષા કરવાવાળા લોકો જ્યારે મંદિરોમાં જઈને પરમાત્માના ભક્ત હોવાનો દાવો કરે છે, સામાયિક-પ્રતિક્રમણ કરે છે, ઉપધાન, ઉજમણાને વર્ષીતપ જેવી તપશ્ચર્યા–આરાધના કરે છે ત્યારે એ લોકો વામણા લાગે છે. એ લોકો શોભતા નથી. એમને પૂછી જો જો, એમનું મન ધર્મ–ક્રિયાઓમાં ઠરતું નહીં. હોય ! એમના આત્માને ધર્મક્રિયાઓ કરવા છતાંયે આનંદની અનુભુતિ નહીં સાંપડી શકતી હોય ! જો એ લોકો નિખાલસતાથી કબૂલાત કરે તો !

**લગ્નમાં પણ લગની સંયમની !**

સામાન્યધર્મના ૩૫ પ્રકાર બતાવવામાં આવ્યા છે, એમાં પહેલો ધર્મ છે ન્યાય અને નીતિસંપન્ન વૈભવનો એ અંગે આપણે વિચારી ગયા. બીજો ધર્મ છે સમાનકુળ–શીલવાળા સાથે વિવાહ એટલે કે લગ્ન. જો તમે સંપૂર્ણ બ્રહ્મચર્યવ્રતને ધારણ કરવા અક્ષમ છો તો તમારે લગ્ન કરવાં જ પડશે, લગ્ન કરવાં એ એક સાંસરિક ક્રિયા છે છતાંયે એમાં ઔચિત્ય જાળવવું અને જ્ઞાનીપુરુષોનું માર્ગદર્શન સ્વીકારવું, એ ધર્મ બની જાય છે. ધર્મપુરુષાર્થનું ધ્યેય એ ધર્મ છે લગ્ન કરતી વખતે પણ તમારૂં ધ્યેય તો મોક્ષ માર્ગની આરાધના–ઉપાસનાનું જ હોવું જોઈએ. લગ્ન કરીને પણ વિષયભોગમાં ડૂબી નથી જવાનું. ભોગવિલાસની ભુતાવળમાં ભટકી નથી જવાનું. ક્રિયા ભલે અબ્રહ્મની હોય પણ લક્ષ્ય રાખવાનું છે બ્રહ્મચર્યનું ! 'ક્યારે મારી વિષયાસક્તિ પર હું વિજય મેળવું, મારી જાતને સંયમિત કરૂં ને ક્યારે બ્રહ્મચર્ય સ્વીકારૂં !' આ વિચારને વાગોળવાનો છે વારે વારે.

જે વ્યક્તિ સાથે સંબંધથી જોડાવું છે તેનામાં પાંચ વાતોની સમાનતા જોવાની છે. કુળ–વંશની, શીલની, વૈભવની, વેષની અને ભાષાની! જો આ પાંચ વાતોની સમાનતા ન જળવાઈ અને વિષમતાના વિષ વવાઇ ગયાં તો આખી જિંદગી સંઘર્ષ અને સંકડામણમાં અટવાઈ જશે. તમે કલેશ–કંકાસ અને કજીયાના શિકાર બની જવાના.

## વેષની સમાનતા :

જે પ્રદેશમાં તમે રહેતા હો, જે સમાજમાં તમે વસેલા હો, જે પરિવારમાં તમારે જીવવાનું હોય, એને અનુરૂપ વેષભૂષા હોવી જોઇએ. જો કે આજે વેષભૂષાના વિષયમાં તો કોઈ નિયમ કે કોઈ મર્યાદા રહ્યા જ નથી. સામાજિક બંધન કે નિયંત્રણ પણ નથી રહ્યાં! જેને જે ગમે તે વેષ પહેરે છે. ગુજરાતી મહારાષ્ટ્રિયન વેશ પહેરે ને પંજાબી બંગાળી વેશ પણ પહેરી શકે! રાજસ્થાની સિંધી દક્ષિણી વેષ પણ ધારણ કરી શકે! પંજાબી ગુજરાતી, રાજસ્થાની મનગમતા કપડાં પહેરી શકાય છે! અંગ્રેજી વેષભૂષા તો દેશવ્યાપી નહીં પણ વિશ્વવ્યાપી બની ગઈ છે!

વેષભૂષામાં આપણી સંસ્કૃતિના અનુસાર જે પરિવારિક અને સામાજિક મર્યાદાઓનું લક્ષ્ય રાખવાનું હતું, એ લક્ષ્ય આજે રહ્યું નથી. શારીરિક સ્વાથ્યની દષ્ટિ પણ નથી રહી હવે. શારીરિક સગવડતા પણ નથી જોવાતી. આજકાલ બસ લક્ષ્ય છે તો સૌન્દર્યનું!' ફેશનનું અને ફિલ્મી નટનટીઓના અન્ધાનુકરણનું! વેશ પરિધાનમાં માણસ આજે એટલો તો મૂઢ બની ગયો છે કે એ વિચારી પણ નથી શકતો : 'આવો વેશ પહેરવામાં હું સારો લાગું છું કે બેડોળ લાગું છું!'

## કપડાં કરાવે ઝઘડા :

વેશભૂષાને લઈને ક્યારેક પતિ–પત્નીમાં મતભેદ જનમી જતા હોય છે, ઝઘડા થતા હોય છે. પુરુષ ઇચ્છે છે એને જે પસંદ

હોય તે કપડાં એની પત્ની પહેરે ! પત્ની પોતાની પસંદગીનાં કપડાં પતિ પહેરે એવો આગ્રહ રાખે છે ! એકબીજાની પસંદગી અનુસાર કપડાં પહેરાય તો ઠીક મારાભાઈ, પણ જો પોતપોતાની 'ચોઇસ' મુજબ કપડાં પહેર્યાં અને માનો કે બીજાને પસંદ ન પડ્યાં તો ઝઘડાનાં શ્રી ગણેશ થઈ ગયા સમજો ! આટલું જ નહીં, પતિ-પત્નીએ ભલે એક બીજાને પસંદ કપડાં પહેર્યાં હોય, જો મા-બાપને એ વેશભુષા પસંદ નહીં હોય, અથવા મર્યાદા બહારનાં કપડાં હશે તો ઘરમાં તકરાર થવાની....! બોલાચાલી થવાની અને ઘરનું વાતાવરણ તંગ-'ટેન્શન'ભર્યું થઈ જવાનું !

આંતરપ્રાન્તિય અને આન્તરાષ્ટ્રિય 'મેરેજ' કરવાવાળાઓના જીવનમાં આવા પ્રકારના ઝઘડાઓની સંભાવના સવિશેષ બની રહે છે. પ્રાન્ત-પ્રાન્તની, દેશ-દેશની વેશભુષા જુદી હોય છે. જયાં સુધી લગ્ન નથી થયા હોતાં ત્યાં સુધી તો બંને જુદા-પોતપોતાના ઘેર રહેતા હોવાથી વેશભુષાનો સવાલ બહુ નથી નડતો. પણ લગ્ન પછીના સહજીવનમાં કયારેકને કયારેક આ પ્રશ્ન પેદા થાય છે અને તનાવ ચાલુ થઈ જાય છે.

એક યુગલ 'કપલ'ના જીવનમાં વેશભુષાને લઈને સંઘર્ષ એટલો તો ઉગ્ર બની ગયો કે પુરુષ કંટાળીને આત્મહત્યા 'સ્યૂસાઈડ' કરવા તૈયાર થઈ ગયો ! પુરુષ સારામાં સારો વકીલ હતો સુપ્રીમ-કોર્ટનો વકીલ હતો. પત્નીનો આગ્રહ હંમેશાં એ રહેતો કે વકીલે કોર્ટમાં પેન્ટ-શૂટ પહેરીને જવું જોઈએ જયારે વકીલ પોતે સાદગી પસંદ અને ગાંધીવાદી વિચારધારાવારા હતા. એ તો લેંઘો અને શર્ટ પહેરીને કોર્ટમાં જતા હતા. પત્નીને વકીલ પર એટલે કે પોતાના પતિ પર ખૂબ જ પ્રેમ હતો પણ પોતાનો આગ્રહ બી એટલો જ ઉગ્ર હતો. દરરોજ પત્ની આ વાતને લઈને ટકટક કર્યા કરે. ઝઘડો કર્યા કરે વકીલ પરેશાન થઈ ગયા....એને પણ ગુસ્સો આવવા લાગ્યો. વાત એટલી હદે વણસી ગઈ કે વકીલની માનસિક સમતુલા ખોરવાવા લાગી...એ આત્મહત્યા કરવાનું વિચારી રહ્યા.

નશીબજોગે એક દિવસ એ મારા પરિચયમાં આવ્યા. મેં બંનેને-પતિ-પત્નીને ખૂબ જ પ્રેમથી સમજાવ્યા અને સમાધાન થઇ ગયું.

એક સંસ્કારી અને ધાર્મિક પરિવારની છોકરી હતી. એનાં લગ્ન એક શ્રીમંત પરિવારમાં થયાં. લજ્જા, વિનય, વિવેક, મર્યાદા, અને ઔચિત્ય વગેરે ગુણો આ છોકરીમાં સારા પ્રમાણમાં ખીલ્યા હતા. જેની સાથે લગ્ન થયાં, એ છોકરો ઈન્ડિયામાં ભણ્યા પછી ઉચ્ચ શિક્ષણ માટે બે-ત્રણ વરસ વિદેશમાં વસસાટ કરી આવ્યો હતો. વિદેશથી વળતાં ત્યાંની કેટલીક વિકૃતિઓ પણ સાથે લઈ આવ્યો હતો. આમ તો છોકરી 'ગ્રેજ્યુએટ' હતી પણ વિનમ્ર હતી. બુદ્ધિમતી હતી પણ મિતભાષી હતી. છોકરાએ પોતાની પત્નીને 'અલ્ટ્રામોડર્ન'-એકદમ આધુનિક બનાવવાનું વિચાર્યું, આધુનિકતા ત્યારે જ દેખા દે કે જ્યારે એ છોકરી પોતાની ભારતીય વેશભૂષા છોડીને વિદેશી વેશભૂષા સ્વીકારે ....ફિલ્મી લટકા-ચટકાં કરવા લાગે. 'હેર-સ્ટાઈલ' આધુનિક બનાવે. પફ-પાવડર અને લિપસ્ટિક વગેરે સૌન્દર્ય પ્રસાધનો ઉપયોગ કરે.

એ છોકરાએ પત્નીને કહ્યું : 'આ તારી વેશભુષા મને જરીયે પસંદ નથી. હું ઇચ્છું છુ કે તું કલબોમાં મારી સાથે ચાલે, સિનેમા-નાટકમાં મને કંપની આપે. પાર્ટીઓમાં મારી સાથે આવે, મારા ઘણા બધા મિત્રો પોતાની પત્નીઓ સાથે ત્યાં આવતા હોય છે. મને ટકોરે છે : 'તારી 'વાઈફ'ને કેમ સાથે નથી લાવતો ?' હું એમની વાતને ટાળી દઉં છું. પણ હવે તું આ તારા જરી-પુરાણા ખ્યાલોને છોડી દે તો સારું ! આ જમાના જુનાં કપડાં તારે ઘરમાં પહેરવાં હોય તો ભલે....બહાર તો મારી સાથે એકદમ આધુનિક-મોડર્ન બનીને જ આવવાનું ! મારા મિત્રો સાથે ખૂબ જ મુકત વ્યવહાર રાખવો પડશે. જેથી એમને લાગે કે આ બંને મુકત વિચારોના છે....જરીપુરાણા દકિયાનૂસો નથી !'

એ વખતે તો છોકરીએ પતિની વાત શાંતિથી સાંભળી લીધી. પણ એક દિવસ અવસર જોઈને એણે પોતાના પતિને કહ્યું: 'તમારી

દરેક વાત હું માનવા તૈયાર છું....પણ તમે મારી પણ થોડી વાતો પહેલાં સાંભળો તો ખરા! એ વાતો પર વિચાર કરી જુઓ. પછી તમે જેમ કહેશો એમ હું કરીશ....! તમે મને મોડર્ન'–આધુનિક બનાવવા માંગો છો, અલ્ટ્રામોડર્ન' કપડાં, મેક-અપમાં જોવા માંગો છો. તો ચોક્કસ, હું તમારી સાથે એવી સાજસજ્જા સાથે આવીશ, પણ દુનિયાની સામે એવા શણગાર સજીને જવાનું હું પસંદ નથી કરતી. મારે મારૂં રૂપ, મારૂં સૌન્દર્ય તમને બતાવવું છે, દુનિયાને નહીં! દુનિયા તો રૂપની શિકારી છે. મેં લગ્ન તમારી સાથે કર્યાં છે, તમારો મારા પર પૂરો અધિકાર છે. હું જાણું છું કે તમને મારા પર ખૂબ જ પ્રેમ છે. હું પણ તમને પૂર્ણ વફાદાર રહેવા માંગું છું. તમારા દોસ્તોનો આપણાં ઘરે હું સમુચિત આદર-સત્કાર કરીશ, પણ મારા શીલ અને સદાચારની રક્ષા કરવી એ તો મારું જીવનલક્ષ્ય છે ને? હું એક ભારતીય નારી છું, એક સંસ્કારી જૈનપરિવારની છોકરી છું....હું મર્યાદામય જીવન જીવવાનું પસંદ કરું છું. તમારી સાથે અવશ્ય આવી શકું તમે ઇચ્છો ત્યાં, પણ એવા સ્થાનોમાં આપણે નહીં જવું જોઈએ કે જ્યાંના વાતાવરણની અસરથી આપણા વિચારો બગડતા હોય! તમે જ બોલો, મારી જે ભારતીય વેશભુષા છે તેમાં તમને મારું ગૌરવ, મારું સૌન્દર્ય નથી દેખાતું? તમે શા માટે મને આધુનિકતાની ઝાકઝમાળમાં જકડવા માંગો છો? મને મારી મર્યાદાઓનું પાલન કરવા દો ને?'

છોકરો તો એકચિત્તે પત્નીની વાત સાંભળી જ રહ્યો. એને લાગ્યું કે પત્નીની વાત સાવ કાઢી નાંખવા જેવી નથી, એમાં સચ્ચાઈ છે, વાસ્તવિકતાનો રણકાર છે. એણે પોતાનો આગ્રહ જતો કર્યો. એટલું જ નહીં પણ ધીમે ધીમે એણે પોતેય પાર્ટીઓ અને ક્લબોને સલામ કરી દીધી! એને પણ ભારતીય વેશભુષા ગમી ગઇ! પણ આવા પુરૂષો કેટલા? પત્નીની સાચી વાતને સ્વીકારી લેનારા પતિ

કેટલા ? 'હું જ સમજદાર છું....' આવો ફાંકો રાખનારા પુરુષો પત્નીની સાચીને સારી વાત પણ નથી સ્વીકારતા....'તું શું સમજે ? તને તો કંઈ ગતાગમ જ નથી....તું તો ઓગણીસમી સદીમાં જીવે છે. આ વીસમી સદી છે વીસમી....સમાજની સાથે રહેવું જોઇએ.... દુનિયા કેટલી આગળ વધી રહી છે.... તને ખબર શું પડે !' આમ અનેક વાગ્બાણ છોડીને પત્નીને ઉતારી પાડવામાં આજના આધુનિક પતિદેવો પાવરધા હોય છે.

આનાથી સાવ વિપરીત આજે એવા પણ પુરુષો છે કે જે મર્યાદાયુક્ત વેશભૂષા પસંદ કરે છે, તો એમની પત્નીઓ આધુનિ-કતાના ખ્વાબોમાં રાચતી હોય છે ! ખરેખર તો લગ્ન પૂર્વે જ આ વાત વિચારી લેવાની હોય છે. પણ માનો કે આ વાત તરફ ધ્યાન ના ગયું અને કરી લીધાં લગ્ન, પછી વેશભૂષા-પહેરવેશનો પ્રશ્ન ઊભો થયો.... અને ચાલુ થઇ ગઈ રોજની રામાયણ !

## સ્ત્રીઓએ નોકરી ન કરવી જોઈએ :

લગ્ન પછી જે સ્ત્રીઓ સર્વિસ કરે છે, નોકરી કરે છે એ પત્નીઓ મોટા ભાગે એવી જ વેશભૂષા પસંદ કરવાની કે જેનાથી એનો 'બોસ' ખૂશ રહે. ઓફિસ-સ્ટાફ પર રૂઆબ પડે. સર્વિસ કરતી પત્નીઓ પોતાના પતિ કરતાંયે 'બોસ'ની કદમબોસી કરવા માટે વધુ સાવધ રહે છે. કારણ કે કડકડતી નોટો 'બોસ' આપતો હોય છે ને ! અને શેઠને ખૂશ રાખવા એણે આ બધું કરવું જ પડે ! કારણ 'બોસ' જો નારાજ થઈ જાય તો નોકરી જાય....!

**સભામાંથી :** તો શું પત્નીઓએ 'સર્વિસ' નહીં કરવી જોઈએ ?

**મહારાજશ્રી :** શા માટે કરવી જોઇએ ? સ્ત્રીએ એવો જ પતિ પસંદ કરવો જોઇએ કે જે પત્નીનું ભરણ-પોષણ આપમેળે કરી શકે. માનો કે લગ્ન પછી પરિસ્થિતિએ પલટો લીધો અને

પતિ અર્થોપાર્જન કરવામાં અસમર્થ બની જાય અને પત્નીએ અર્થોપાર્જન માટે નોકરી કરવી પડે, તો કરે, પણ એવી સર્વિસ એણે સ્વીકારવી જોઈએ કે જેથી એનું આત્મગૌરવ ન હણાય. પોતાના શીલ અને સદાચારની સુરક્ષા એણે પહેલાં વિચારવી જોઈએ. પુરુષો સાથેનો વધુ પડતો સંપર્ક એણે ટાળવો જોઈએ.

## સરવીસના નામે શું ચાલી રહ્યું છે ?

આજે તો સુખી અને શ્રીમંત પરિવારની સ્ત્રીઓ પણ નોકરી કરવા તલપાપડ હોય છે. એ લોકો કહે છે : 'શું કરીએ ઘેર બેસીને સમય નથી જતો....કંટાળી જવાય છે....જો સર્વિસ હોય તો થોડું 'ચેંજ' મળી જાય....સમય પસાર થઈ જાય !' ક્યાંથી થાય સમય પસાર ! ઘરનું કામ તો એ કરતી નથી હોતી ! ઘરનું કામકાજ અને પતિની દેખભાળ તો ઘરઘાટી ને નોકરો કરતા હોય છે ! બાળકોની જવાબદારી આયા કે કામવાળી પર ઢોળી દે છે ! અને પત્ની તો શેઠાણી બનીને મ્હાલે છે. કોઈ કામ-કાજ કરવાના નહીં એટલે પછી 'કામ' એને સતાવે જ ને ? અને આડું-અવળું ભટકવાનું ચાલું થઈ જાય. 'હું તો 'સર્વિસ' કરું છુ' કહીને પછી બોસની 'સર્વિસ'માં લાગી જાય....એની સાથે પિકચરો જોવા...કલબોમાં, ડાન્સીંગ પાર્ટીઓમાં જઈ ન નાચવું, બગીચાઓમાં હરવું-ફરવું, હોટલોમાં મોજ માણવી, આવાં આવાં ઘણાં બધાં કામો એને કરવાનાં હોય છે ! આ બધી પ્રવૃત્તિઓ કેટલી વિઘાતક હોય છે ! પતિની પરવા એને શું હોવાની ? મોટા ભાગે રૂપિયાની પાછળ દોટ મૂકનાર સ્ત્રી પોતાના પતિ.... પોતાના પરિવાર પ્રત્યે બેદરકાર બની જાય છે.

પ્રસન્નતાથી ભર્યુંભર્યું દામ્પત્ય-જીવન આજે રહ્યું છે કોનું ? પ્રસન્ન દામ્પત્ય જીવનનો આદર્શ આજે યાદ પણ કોને છે ? આજે તો માણસ વધુ ને વધુ સ્વકેન્દ્રિત બનતો જાય છે. પતિને પત્નિના સુખ-દુઃખનો વિચાર નહીં....પત્નિને પતિના સુખ-દુઃખની

પરવા નહીં ! સંતાનોને માતા-પિતાની ચિંતા નહીં....મા-બાપ સંતાનો પ્રત્યે બેદરકાર છે ! બધા પોતપોતાના સુખની ખોજમાં કર્તવ્યમાર્ગથી વિચલિત બની રહ્યા છે.

વેશભુષાની પસંદગી પણ દરેક વ્યક્તિ જાતે જ કરી લેતી હોય છે. સ્નેહી-સ્વજનો કે પરિવારના સદસ્યોની પસંદગી-નાપસંદગીનો સવાલ જ નથી ઉઠતો ! પતિને ગમે કે ના ગમે, પણ પત્નિ એ જ શણગાર સજવાની, એવાં જ કપડાં પહેરવાની. જેથી એની ઇચ્છા સંતોષાય ! પતિ પણ પત્નિના ગમા-અણગમાની પરવા કર્યા વગર જ કપડાંલત્તાં પસંદ કરવાનો. અને પછી એક બીજા પર પોતાના ગમા-અણગમાના આગ્રહો લાદવાના પ્રયત્નો કરે છે.... પરિણામે ક્લેશ અને કંકાસ....ટંટો અને ફિસાદ !

જો પતિ-પત્નિના મન આવી રીતે અશાંત, સંતપ્ત અને અસંતુષ્ટ હશે તો પછી ધર્મ આરાધનામાં એમનું ચિત્ત જોડાશે કેમ ? મનમાં ઉપાસનાનો ઉલ્લાસ જાગશે કેવી રીતે ? કુળાચારથી કદાચ દેરાસરે જશે તોયે એના પ્રાણ પરમાત્મામાં નહીં ચોંટે ! જીવન જયારે નિરસ ને વિરસ બની જાય ત્યારે કોઇ પણ જાતની આરાધના-સાધનામાં આનંદ અનુભવી જ ના શકાય !

આટલું જ નહીં, ગૃહસ્થધર્મના પાલનમાં પણ તેઓ અક્ષમ બની જવાના. પોતપોતાનાં કર્તવ્યોનું પાલન નહીં કરે. આની બહુ ખોટી-બહુ મોટી અસર સંતાનો પર પડતી હોય છે. છોકરાઓ જ્યારે મા-બાપને પરસ્પર લડતાં ઝઘડતાં જુએ છે, આક્રોશવેણ ઉચ્ચારતા જુએ છે, દુર્વ્યવહાર કરતાં જુએ છે, ત્યારે એમના કુમળા માનસ પર કેવી ખરાબ અસર પડે છે, એનો વિચાર કર્યો છે ખરો કોઇ દહાડો ?

શા માટે પતિ-પત્નિની વેશભૂષાની આટલી બધી વાતો કહેવામાં આવે છે ? કારણ કે વેશભુષાને લીધે, કપડાંને કારણે નાહક પરસ્પર ઝઘડા ઊભા ના થાય ! અરસ-પરસ કોઇ મતભેદ કે તકરાર

ના થાય....જેવી રીતે ઉચ્ચ નીચ કુળના નિમિત્તે વિસંવાદ પેદા ન થવો જોઈએ, જે પ્રમાણે ખાન-પાનને લઈને કલેશ-કજીયો ઊભો ના થવો જોઈએ, એવી જ રીતે કપડાં જેવી નાનકડી વાતને લઈને આપસમાં તનાવ કે ટકરાવ ઊભા ન થવા જોઈએ.

**ભાષાની સમાનતા :**

પતિ-પત્ની વચ્ચે ભાષાની સમાનતા હોવી પણ અત્યંત જરૂરી છે. ભાષાની વિષમતા ક્યારેક બહુ મોટી ગેરસમજ પેદા કરી શકે છે. જેમ કે તમે ગુજરાતી છો, તમારા છોકરાને પંજાબી છોકરી જોડે લગ્ન કરવાં છે. છોકરી પંજાબી બોલે છે. અથવા તો હિન્દી ભાષા બોલે છે. છોકરાને હિન્દી અથવા પંજાબી ભાષાનું પુરેપુરું જ્ઞાન હોવું જરૂરી છે. અને છોકરીએ બી ગુજરાતી ભાષાનું ઓછું વતું જ્ઞાન રાખવું જ જોઈએ. કારણ કે છોકરો તો હિન્દી કાં પંજાબી ભાષા જાણે છે....સમજે છે, પણ છોકરાના મા-બાપ અને ભાઈ-બ્હેન તો પંજાબી નથી જાણતા ને? તો પછી પુત્રવધુને એમની સાથે બોલવું મુશ્કેલ બનશે. સાસુ-સસરા વહુ જોડે વાત કરશે કેવી રીતે? જ્યારે દિકરો ને દિકરાની વહુ પંજાબીમાં વાતચીત કરતા હશે ત્યારે છોકરાનાં માતા-પિતા શંકાની નજરે એમને જોઇ શકે. 'આ બંને શું વાતો કરતા હશે? અમારી વિરૂદ્ધ તો કંઈ વાતો નહીં કરતા હોય ને?' અને એ લોકો કદાચ છોકરા જોડે સંઘર્ષ પણ ઊભો કરી દે.

ઓછામાં ઓછું, પત્ની જેટલી ભાષાઓ જાણે છે, પતિએ એટલી ભાષાઓ તો જાણવી જ જોઇએ. પત્ની માનો કે અંગ્રેજી ભાષા જાણે છે, પતિ નથી જાણતો, તો ક્યારેક કોઈ સાથે પત્ની જો અંગ્રેજીમાં વાત કરશે તો પતિને શંકા જવાની જ કે આ અંગ્રેજીમાં શું વાતો કરતી હશે પેલા જોડે!' આમેય માણસનું મન શંકાશીલ તો હોય જ છે....એમાંય પત્ની પ્રત્યે શંકા કરતા વખત નથી લાગતો પતિને!

સમાન ભાષામાં-સમાન માતૃભાષામાં વાત કરવાની મજા જ ઔર હોય છે, બીજી-પારકી ભાષામાં એ લિજ્જત નથી માણી શકાતી. પતિ-પત્ની બંનેની માતૃભાષા એક હશે અને એઓ એ ભાષામાં વાત-ચીત કરશે તો એક-બીજાની વાતને સમજવામાં વધુ સરળતા રહેશે. બીજી ભાષામાં કદાચ એટલી સરળતા ન પણ સંભવે. સ્નેહી-સ્વજનો સાથે અને મિત્રવર્ગ સાથે પણ વાર્તાલાપમાં અને વ્યવહારમાં સરળતા રહે છે. આનંદ આવે છે. ભિન્ન ભાષાવાળા જોડે, એમની ભાષામાં વાત કરવા છતાંયે ક્યારેક સમજવા-સમ-જાવવામાં તકલીફ પડે છે. માટે લગ્ન પહેલાં ભાષાની સમાનતાનો ખ્યાલ રાખવો જોઈએ.

ગ્રંથકાર આચાર્યશ્રીએ કુળ-શીલની સમાનતા જોવાની વાત કરી. ટીકાકાર મહર્ષિએ વૈભવ, વેષ અને ભાષાની સમાનતા શોધવાની ભલામણ કરી, હું બીજી પણ ત્રણ વાતોની સમાનતા સાચવવી-જાળવવી આવશ્યક માનું છું. વર્તમાન કાળે સમાજવ્યવસ્થા બદ-લાઈ રહી છે.....અને એક દૃષ્ટિએ જોવા જઈએ તો સમાજ-વ્યવસ્થાનું માળખું જ પડી ભાંગ્યું છે, ત્યારે આવી વિષમ પરિસ્થિતિમાં સ્ત્રી અને પુરુષે ખૂબ કાળજીથી પતિ-પત્નીની પસંદગી કરવી જોઈએ, જેથી દામ્પત્ય-જીવનમાં, અરસ-પરસમાં કટુતાનાં બીજ ના વવાય. અને જીવનસાધનામાં, ધર્મઆરાધનામાં ગતિ પ્રગતિ સંભવી શકે. બીજી ત્રણ સમાનતાઓ જે હું બતાવવા માગું છું તે આ છે :

**૧. રૂપની સમાનતા,**
**૨. રુચિની સમાનતા,**
**૩. રસની સમાનતા,**

પહેલાં જે પાંચ પ્રકારની સમાનતા બતાવાઈ છે એ તો જોવાની છે જ. આ ત્રણ સમાનતાઓ પણ એટલી જ મહત્ત્વપૂર્ણ છે.

**રૂપની સમાનતા :**

પતિ જો રૂપવાન છે, તો પત્નીનું રૂપવાન હોવું જરૂરી છે.

પતિ જો રૂપવાન હશે અને પત્ની રૂપાળી નહીં હોય તો પત્નીના મનમાં ક્યારેક પતિના પ્રત્યે શંકાનો કીડો સળવળી શકે. જયારે ક્યારે પણ પતિ કોઈ રૂપાળી સ્ત્રી સાથે વાતો કરતો હશે, હસતો હશે અથવા તો કોઇ વસ્તુની લેવડ-દેવડ કરતો હશે ત્યારે પત્નીના મનમાં ઈર્ષા-શંકા-કુશંકાના કુંડાળાં પેદા થવાં સહજ છે.

સંભવ છે, પતિને રૂપવિહોણી પત્ની પ્રત્યે પ્રેમ ના રહે ! પૈસા....શિક્ષા અથવા તો પરિવારના દબાણ હેઠળ લગ્ન તો થઈ ગયાં હોય, પછી પત્ની પ્રત્યે અનુરાગ-આકર્ષણ ઘટતું જશે અને કદાચ કોઈ બીજી રૂપવતી સ્ત્રી પ્રત્યે અનુરક્ત બનીને એના પ્રેમમાં પડી જાય ! આજે માણસોમાં રૂપનું આકર્ષણ ખૂબ વધતું જાય છે. પહેલાં કંઈ રૂપનું આકર્ષણ નહોતું એમ હું કહેવા નથી માગતો, પહેલાંયે રૂપનું આકર્ષણ હતું....રૂપની બોલબાલા હતી, પણ આજ જેટલી તો નહીં જ. આજે તો રૂપવિહોણી, સૌંદર્યહીણી પત્નીનો ત્યાગ કરીને બીજી કોઈ રૂપવતી સ્ત્રી સાથે સંબંધ બાંધી લેવો મામૂલી વાત થઇ ગઈ છે.

એમ જ પતિ જો બદસૂરત છે, સૌંદર્યરહિત છે અને પત્ની રૂપવતી છે....તો પણ જીવનમાં વિષમતાનું વિષ વ્યાપતાં વાર નહીં લાગે ! બંગલો, કાર, પૈસાની રેલમછેલ જોઈ લગ્ન તો કરી લીધાં રૂપવિહોણાં પુરુષ સાથે, પણ રૂપહીન પતિ ગમતો નથી. એના પ્રત્યે પ્રીતિ-આકર્ષણ જાગતું નથી તો બીજા ગમે તે રૂપાળા પુરુષ જોડે પત્નીનું આકર્ષાઇ જવું સહજ સ્વભાવિક છે. જો કોઈ એવા રૂપવાન પુરુષનો પરિચય થઇ ગયો તો સંભવ છે કે એ ચરિત્રહીન પણ બની જાય....પોતાના પતિને દગો પણ દઈ દે !

જો પતિ રૂપવાન હશે તો રૂપવતી પત્ની મોટાભાગે તો બીજા રૂપવાન પુરુષ પ્રત્યે નહીં જ અકર્ષાય, કમ સે કમ રૂપના માધ્યમથી તો નહીં જ આકર્ષાય....! બીજીકોઈ લાલસા કે લાલચ એને ખેંચી જાય પરપુરુષના સંપર્કમાં, એ જુદી વાત છે. પતિ રૂપવાન છે પણ

રૂપિયાવાળો નથી ! ગરીબ છે ! તો બની શકે કે એની પત્ની કોઈ શ્રીમંત રૂપવાન પુરુષ પ્રત્યે ખેંચાઇ જાય ! એટલા જ માટે પ્રજ્ઞાવંત પુરુષોએ વૈભવ–સંપત્તિની સમાનતા જોવાનું સૂચન કર્યું છે!

પતિ રૂપવાન છે, પૈસાદાર છે, કુળવાન છે અને શીલ–સંપન્ન છે, છતાંયે એની પત્ની જો અત્યંત કામાતુર હશે તો પર-પુરુષના ચક્કરમાં ખૂપ્યા વગર નહીં રહે ! પોતાના રૂપ અને સૌન્દર્યથી બીજા પુરુષોને આકર્ષી લે છે....એવી જ રીતે અતિ વાસનાવિવશ પુરુષ પણ પોતાની રૂપરૂપના ઢગલા જેવી પત્નિને મૂકીને બીજી કોઈ રૂપવતી સ્ત્રીમાં આસકત બની જાય છે. અત્યંત કામાસકિત પછી એ પુરુષમાં હોય કે સ્ત્રીમાં, પતનની ગર્તા ભણી ખેંચી જ જાય છે. શા માટે મહાન ભર્તૃહરીની રાણી પિંગળા પર-પુરુષમાં આસકત બની ? શું નહોતું મેળવ્યું એણે ભર્તૃહરીમાં ? રૂપ નહોતું ભર્તૃહરીમાં ? પૈસા નહોતાં ભર્તૃહરી પાસે ? કુળવાન નહોતા ભર્તૃહરી ? શીલસંપન્ન નહોતા ? છતાંયે પિંગળા ન ધરાઈ શકી ભર્તૃહરીથી, અને એ પતનના પંથે ચાલી નીકળી ! વ્યભિચારીણી બની ગઈ! સંસારની આ બધી વિષમતાઓ કયારેય ના ટળી શકે એવી છે. છતાંયે આ સંસારમાં રહીને જ મોક્ષમાર્ગની આરાધના કરવામાં આવે છે. માટે જ તો ધર્મપુરુષાર્થમાં બાધક ન બને એવા પરિવારની અપેક્ષા રાખવામાં આવે છે. જો પુણ્યનો ઉદય હોય તો પસંદગીનો પરિવાર મળી શકે, નહીંતર નહીં ! જ્યાં સુધી આપણી બુદ્ધિ, આપણી સમજ પહોંચે ત્યાં સુધી આપણે જ્ઞાનીપુરુષોના માર્ગદર્શન મુજબ પાત્રને શોધવા પ્રયત્ન કરવો જોઇએ, આગળ વધીને તો છેવટે ભાગ્ય જ નિર્ણાયક બને છે !

### ગંદો અને ગંધાતો છે આ સંસાર !

સંસાર તો એવી વિષમતાઓથી છલોછલ ભરેલો છે કે આપણને નવાઈ લાગે ! રૂપવાન પતિને બેવફા બનીને બદસૂરત પુરુષો પાછળ પાગલ રૂપાળી નારીઓ આ સંસારમાં સેંકડો છે !

પતિ જો રૂપવાન હશે અને પત્ની રૂપાળી નહીં હોય તો પત્નીના મનમાં ક્યારેક પતિના પ્રત્યે શંકાનો કીડો સળવળી શકે. જ્યારે ક્યારે પણ પતિ કોઈ રૂપાળી સ્ત્રી સાથે વાતો કરતો હશે, હસતો હશે અથવા તો કોઇ વસ્તુની લેવડ-દેવડ કરતો હશે ત્યારે પત્નીના મનમાં ઈર્ષા-શંકા-કુશંકાના કુંડાળાં પેદા થવાં સહજ છે.

સંભવ છે, પતિને રૂપવિહોણી પત્ની પ્રત્યે પ્રેમ ના રહે ! પૈસા....શિક્ષા અથવા તો પરિવારના દબાણ હેઠળ લગ્ન તો થઈ ગયાં હોય, પછી પત્ની પ્રત્યે અનુરાગ-આકર્ષણ ઘટતું જશે અને કદાચ કોઈ બીજી રૂપવતી સ્ત્રી પ્રત્યે અનુરક્ત બનીને એના પ્રેમમાં પડી જાય ! આજે માણસોમાં રૂપનું આકર્ષણ ખૂબ વધતું જાય છે. પહેલાં કંઈ રૂપનું આકર્ષણ નહોતું એમ હું કહેવા નથી માગતો, પહેલાંયે રૂપનું આકર્ષણ હતું....રૂપની બોલબાલા હતી, પણ આજ જેટલી તો નહીં જ. આજે તો રૂપવિહોણી, સૌંદર્યહીણી પત્નીનો ત્યાગ કરીને બીજી કોઈ રૂપવતી સ્ત્રી સાથે સંબંધ બાંધી લેવો મામૂલી વાત થઇ ગઈ છે.

એમ જ પતિ જો બદસૂરત છે, સૌંદર્યરહિત છે અને પત્ની રૂપવતી છે....તો પણ જીવનમાં વિષમતાનું વિષ વ્યાપતાં વાર નહીં લાગે ! બંગલો, કાર, પૈસાની રેલમછેલ જોઈ લગ્ન તો કરી લીધાં રૂપવિહોણાં પુરુષ સાથે, પણ રૂપહીન પતિ ગમતો નથી. એના પ્રત્યે પ્રીતિ-આકર્ષણ જાગતું નથી તો બીજા ગમે તે રૂપાળા પુરુષ જોડે પત્નીનું આકર્ષાઇ જવું સહજ સ્વભાવિક છે. જો કોઈ એવા રૂપવાન પુરુષનો પરિચય થઇ ગયો તો સંભવ છે કે એ ચરિત્રહીન પણ બની જાય....પોતાના પતિને દગો પણ દઈ દે !

જો પતિ રૂપવાન હશે તો રૂપવતી પત્ની મોટાભાગે તો બીજા રૂપવાન પુરુષ પ્રત્યે નહીં જ અકર્ષાય, કમ સે કમ રૂપના માધ્યમથી તો નહીં જ આકર્ષાય....! બીજીકોઈ લાલસા કે લાલચ એને ખેંચી જાય પરપુરુષના સંપર્કમાં, એ જુદી વાત છે. પતિ રૂપવાન છે પણ

રુચિ સિનેમા જોવાની છે....પત્નીને સિનેમા પ્રત્યે અણગમો છે.... પતિની ઈચ્છા તીર્થયાત્રા કરવાની છે! પત્નીની ચાહના છે! કાશ્મીર અને દાર્જીલિંગમાં ફરવાની! પતિને બગીચામાં ફરવાની ઈચ્છા છે અને પત્નીને ફરવા જવાના નામ પર જ ચીડ ચડે છે પછી જુઓ તમાશો! એકબીજાની અભિરુચિને અરસ-પરસ પર લાદવાનો પ્રયત્ન કરશે એઓ. એકબીજા પ્રત્યે વિરોધ-વિખવાદ જાગશે....પછી કલેશ ઝઘડા....અને અણબનાવનું વિષચક્ર ચાલુ થઈ જવાનું! જો પતિ અને પત્નીની અભિરુચિઓ અલગ અલગ છે....'ચોઈસ' જુદા જુદા છે તો દરરોજ બંને જણા પરેશાનીના શિકાર બન્યા કરવાના.

પતિને સંપત્તિનું પ્રદર્શન, દેખાડ-ઠાઠ-ઠઠારો....ગમે છે અને પત્નિને સાદગી પસંદ છે, તો થઈ જશે સંઘર્ષ ચાલુ! ગતિને મન-ગમતા ખાણાપીણાનો શોખ છે અને પત્નીને ગમે છે ત્યાગ તપ! ઉપવાસ-આયંબિલ! તોયે સંઘર્ષનાં શ્રીગણેશ થઈ જવાના! પતિને દેરાસર ઉપાશ્રયમાં જવું-બેસવું રૂચે છે અને પત્નીને ગમે છે સિનેમા, નાટક, સરકસ....તોયે પરસ્પર ઝઘડા ચાલુ થવાના. માટેજ કહું છું કે રૂચિની સમાનતા જુઓ.

હાં, જો અમે મનોવૈજ્ઞાનિક છો, 'સાયકોલોજીસ્ટ' છો અને ભિન્ન અભિરુચિ ધરાવનાર પત્નીને પોતાની રુચિ મુજબ અનુકૂળ બનાવી શકવા સમર્થ છો, તો તો વાંધો નહીં! પણ છે ખરૂં તમારી પાસે મનોવિજ્ઞાનનું જ્ઞાન? બીજાને કેવી રીતે પોતાની રુચિવાળા બનાવી લેવા, એની કળા શીખ્યા છો ખરાં? ધ્યાન રાખજો, ગાળો હોવાથી કે બૂમબરાડા પાડવાથી બીજાનાં જીવનપરિવર્તન કે બીજાની રુચિનું પરિવર્તન નહીં કરી શકાય! સજા કરવાથી કે મારઝુડ કરવાથી પણ બીજાને નહીં બદલી શકાય!

**સભામાંથી :** અમારા ઘરોમાં તો દરરોજ આવું જ ચાલે છે!

**મહારાજશ્રી :** શું વાત કરો છો? પણ શું આનાથી બીજાની રુચિમાં પરિવર્તન આવી ગયું? નથી આવ્યું ને? છતાંયે તમે ખોટી

પહેલાનાં જમાનામાંયે હતી, ને આજે પણ છે ! ઘરમાં રૂપના દરિયા જેવી પત્ની હોવા છતાંયે રૂપજીવીનીઓ પાસે પશુ બનીને જીવતા પુરુષો આજે બી છે ને પૂર્વેના સમયમાં પણ હતા ! આ છે સળગતો સંસાર ! બદીઓથી....એક–બે નહીં પણ સેંકડો બદીઓથી ગંદો ને ગંધાતો આ સંસાર છે ! છતાંયે તમને તો ગમી ગયો છે ને આ સંસાર ! કંઈક ઉંડાણથી....ગંભીરતાથી....'સીરીયસલી' વિચારો છો કે નહીં....? શા માટે આપણા સર્વજ્ઞ પરમાત્માએ આ સંસારને ત્યાજ્ય કહ્યો ? શા માટે ચારિત્રધર્મ, સંયમમાર્ગની વાત કરી એમણે ? જો સંસાર ખરેખર વિષમતાઓથી સળગતો ના હોત તો હું પણ તમારી આગળ મોક્ષે જવાની વાત ના મુકત ! માત્ર એક જ મલક છે એવો કે જ્યાં વિષમતાની છાંટ સરખીયે નથી ! અને એ મોક્ષ ! નિર્વાણ !

મોક્ષમાર્ગ છે સમ્યગ્દર્શન–જ્ઞાન અને ચારિત્રમય ! એ માર્ગે ચાલવાની સાચી ભાવનાને હૈયામાં સલામત રાખજો. આજે ભલે એ માર્ગે ચાલવાની શક્તિ ના હોય....આજે ભલે સંસારની શેરીઓમાં જીવવું પડે તો પણ સંસારની ભ્રામક જાળમાં તો નહીં જ ફસા–વાનું ! શાદી કરો....પણ સંભાળીને, લગ્ન કરો પણ લાખ જોઈ–વિચારીને ! જો અણસમજમાં ગલત વ્યક્તિઓ સાથે બંધાઈ ગયા છો તો એને યોગ્ય બનાવવાની કાળજી રાખો, પ્રયત્ન કરો. અને આમ છતાંયે સુપાત્ર ના બને, યોગ્ય ના બને તો સંસારને સલામ કરીને આવતા રહો અમારી પાસે ! કેમ બરાબરને ! હસો છો શા માટે ? ન ગમી મારી વાત ! આપણી તો 'ઓપન ઓફર' છે.

**રુચિની સમાનતા :**

એક બીજા વચ્ચે રુચિ–અભિરુચિની સમાનતા હોવી પણ જરૂરી છે. જે પતિની રુચિ એજ પત્નિની રુચિ ! જે પત્નીને રુચે એમાં જ પતિની રુચિ ! તો જીવનમાં પ્રસન્નતા રહેશે....શાંતિ રહેશે, રુચિની ભિન્નતા તો મોટો અનર્થ કરનારી બની રહે છે. પતિની

રુચિ સિનેમા જોવાની છે....પત્નીને સિનેમા પ્રત્યે અણગમો છે.... પતિની ઈચ્છા તીર્થયાત્રા કરવાની છે! પત્નીની ચાહના છે! કાશ્મીર અને દાર્જીલિંગમાં ફરવાની! પતિને બગીચામાં ફરવાની ઈચ્છા છે અને પત્નીને ફરવા જવાના નામ પર જ ચીડ ચડે છે પછી જુઓ તમાશો! એકબીજાની અભિરુચિને અરસ-પરસ પર લાદવાનો પ્રયત્ન કરશે એઓ. એકબીજા પ્રત્યે વિરોધ-વિખવાદ જાગશે....પછી કલેશ ઝઘડા....અને અણબનાવનું વિષચક્ર ચાલુ થઈ જવાનું! જો પતિ અને પત્નીની અભિરુચિઓ અલગ અલગ છે....'ચોઈસિ' જુદા જુદા છે તો દરરોજ બંને જણા પરેશાનીના શિકાર બન્યા કરવાના.

પતિને સંપત્તિનું પ્રદર્શન, દેખાડ-ઠાઠ-ઠઠારો....ગમે છે અને પત્નિને સાદગી પસંદ છે, તો થઈ જશે સંઘર્ષ ચાલુ! ગતિને મનગમતા ખાણાપીણાનો શોખ છે અને પત્નીને ગમે છે ત્યાગ તપ! ઉપવાસ-આયંબિલ! તોયે સંઘર્ષનાં શ્રીગણેશ થઈ જવાના! પતિને દેરાસર ઉપાશ્રયમાં જવું-બેસવું રૂચે છે અને પત્નીને ગમે છે સિનેમા, નાટક, સરકસ....તોયે પરસ્પર ઝઘડા ચાલુ થવાના. માટેજ કહું છું કે રૂચિની સમાનતા જુઓ.

હાં, જો અમે મનોવૈજ્ઞાનિક છો, 'સાયકોલોજીસ્ટ' છો અને ભિન્ન અભિરુચિ ધરાવનાર પત્નીને પોતાની રુચિ મુજબ અનુકૂળ બનાવી શકવા સમર્થ છો, તો તો વાંધો નહીં! પણ છે ખરૂં તમારી પાસે મનોવિજ્ઞાનનું જ્ઞાન? બીજાને કેવી રીતે પોતાની રુચિવાળા બનાવી લેવા, એની કળા શીખ્યા છો ખરાં? ધ્યાન રાખજો, ગાળો દેવાથી કે બૂમબરાડા પાડવાથી બીજાનાં જીવનપરિવર્તન કે બીજાની રુચિનું પરિવર્તન નહીં કરી શકાય! સજા કરવાથી કે મારઝુડ કરવાથી પણ બીજાને નહીં બદલી શકાય!

**સભામાંથી :** અમારા ઘરોમાં તો દરરોજ આવું જ ચાલે છે!

**મહારાજશ્રી :** શું વાત કરો છો? પણ શું આનાથી બીજાની રુચિમાં પરિવર્તન આવી ગયું? નથી આવ્યું ને? છતાંયે તમે ખોટી

રીતો કે ખોટા રસ્તા છોડવા તૈયાર નથી ! હમણાં જ એક ભાઈ મારી પાસે આવ્યા'તા. મને કહે મહારાજ, મારી પત્ની મને તપશ્ચર્યા કરવાનો એટલો બધો સખત આગ્રહ કરે છે કે હું એનાથી કંટાળી ગયો છું. હું તપ કરું તો તમારે બી મારી સાથે તપ કરવો જોઈએ. કરવો જ પડશે !' પેલા ભાઈ તપ કરી નહોતા શકતા ! તપમાં એમની રુચિ નહોતી ! એણે પત્નીને કહ્યું : 'તું તપ કરી શકે છે....તો કર, હું તને ના નથી પાડતો પણ મારાથી તપ થતો નથી....તું મને ખોટો આગ્રહ શા માટે કરે છે ? તારી તપશ્ચર્યા પૂરી થશે ત્યારે તું જો કહીશ તો હું બે–ચાર હજાર રૂપિયા સારા કામમાં ખર્ચીશ....પણ મારાથી તપ નથી થતો !'

પણ પત્નીની રેકર્ડ દરરોજ વાગ્યા જ કરે છે....એ પોતાની જીદ છોડતી જ નથી ! પતિને શાંતિથી જમવા પણ નથી દેતી ! કડવા શબ્દોમાં પતિને ઠપકાર્યા કરે છે....પતિ બિચારો શાંત મગજનો છે. ઠંડો 'આઈસ' છે.... સાંભળી લે છે, જવાબ નથી આપતો ! પણ જો આ પત્ની, એની ઘરવાળી નહીં સમજે ને પોતાનો દુરાગ્રહ નહીં છોડે, તો મને લાગે છે એનો પતિ એને છોડીને, ઘર છોડીને જતો રહેશે ક્યાંક !

પતિની રૂચિનું પરિવર્તન આ રીતે નહીં કરી શકાય. પ્રિય વ્યવહાર, મધુર શબ્દો અને ધીરતાથી, બુદ્ધિમત્તાથી રૂચિનું પરિ–વર્તન સંભવિત છે. પણ તમને લોકોને આ બધું સમજાવે કોણ ? સમજાવું તો તમે સમજો ખરા ?

**રસની સમાનતા :**

જે પ્રમાણે રૂપને રુચિની સમાનતા જોવાની છે એમ જ 'રસ'ની સમાનતા પણ જોવાની છે. રસની સમાનતાનો અર્થ છે ખાવા–પીવાની સમાન રુચિ ! ખાવા–પીવાની રસવૃત્તિમાં જો વિરોધાભાસ હોય છે તો પતિ–પત્ની વચ્ચે ઝઘડો ઊભો થઈ જાય છે. આ વિષ-યમાં પતિની રસવૃત્તિનો ખ્યાલ પત્નીએ રાખવાનો છે. જે પત્ની પોતાના પતિની પસંદગી જાણી–સમજીને ભોજન બનાવે છે ને અને

પ્રેમથી જમાડે છે તો એને પતિ પાસેથી વિશેષ પ્રેમ-સ્નેહ મળે છે. જીવન વધુ સુખદ બને છે. જ્યાં ભક્ષ્ય અને અભક્ષ્યનો પ્રશ્ન હોય ત્યાં તો પત્નીએ ખૂબ જ શાંતિથી, સમજદારીથી કામ લેવું જોઈએ. અલબત, આ વાત તો લગ્નપૂર્વે જ વિચારી લેવાની છે. જો સ્ત્રી પોતે અભક્ષ્ય નથી ખાતી તો એણે એવા જ પતિની પસંદગી કરવી જોઈએ કે અક્ષભય ન ખાતો હોય ! અભક્ષ્યભક્ષી પતિ જો પસંદ કર્યો છે તો પછી સહનશીલ બનવું પડશે પત્નીએ, અથવા પતિની રસવૃત્તિને શાંતિથી પરિવર્તિત કરવી પડશે !

દામ્પત્ય જીવનમાં આ બધી વાતોની સમાનતા શા માટે જરૂરી છે, આ વાત હવે તો તમે સમજી ગયાને ? આ માનવા-જીવન છે, ધર્મ પુરુષાર્થ કરી લેવાનો શ્રેષ્ઠ સમય મળ્યો છે, ચારિત્ર ધર્મ સ્વીકારવાની ક્ષમતા નથી, ગૃહસ્થ જીવન જીવવું પડે છે, તો ગૃહસ્થ જીવન પણ એવી રીતે જીવવું જોઈએ કે થોડો પણ ધર્મ પુરૂષાર્થ થઇ શકે, એ ત્યારે જ શકય બને કે જ્યારે માણસની ચિત્તવૃત્તિએ ઉપશાંત હોય ! વિષયવાસનાથી અથવા ક્રોધાદિ વૃત્તિઓથી ચિત્ત ઉત્તેજિત થાય છે, માટે વાસનાની તીવ્રતાથી બચવાનું છે અને ક્રોધ વગેરે કષાયોથી અળગા રહેવાનું છે. એવા નિમિત્તો જ પેદા નહીં કરવા જોઈએ કે કષાયોથી ચિત્ત ચંચળ બને. આ બધી સમાનતાઓને ધ્યાનમાં રાખીને લગ્ન કરવાવાળા લોકો મોટા ભાગે કષાયોની તીવ્રતાથી બચી જાય છે, અને વિષમ-તાઓની વચ્ચે પણ સમતા જાળવી શકે છે.

ગૃહસ્થ જીવનનો પાંત્રીસ ગુણાત્મક જે સામાન્ય ધર્મ છે, એની વિવેચના કરવાની છે. એમાં બીજો ગૃહસ્થધર્મ છે વિવાહ-ઔચિત્યનો. સામાન્ય ધર્મોની ઉપેક્ષા કરીને વિશેષ કે વિશિષ્ટ ધર્મની આરાધના કરવાવાળા ક્યારેય ખરા અર્થમાં ધર્મ ધર્મઆરા-ધક ના બની શકે. આજે બસ આટલું જ.

* જુના જમાનાની સામાજિક-વ્યવસ્થામાં વિનય અને મર્યાદા, ઔચિત્ય અને જવાબદારીનું બહુ મહત્વપૂર્ણ સ્થાન હતું.
* આજનું સામાજિક જીવન તો એટલી હદે વિકૃત બની ગયું છે કે જેની ચર્ચા કરવામાં પણ શરમ આવે છે! મર્યાદાઓ મરી પરવારી છે-ઔચિત્ય અને વિવેક તો જાણે શોધ્યાંય જડતા નથી.
* સારા સંબંધોને જો જો, તોડી નાંખતા! સારા સંબંધોનો સેતુ ક્યારેક જ રચાતો હોય છે. એ સંબંધની કિંમત સમજીને એનું જતન કરજો.
* સદ્ગુરુજનોનો સાચો પરિચય કરવાનો છે! એમનું જ્ઞાન...એમની કરૂણા...એમનું વાત્સલ્ય આ બધાનો પરિચય એજ સાચો પરિચય છે.
* લોકપ્રિયતા-જનતાપ્રિયતા એ લાખો રૂપિયા રળવાનો કીમીયો છે. બધાના દિલમાં સ્થાન મેળવવું નાની-સૂની વાત નથી.

# પ્રવચન/૧૨

મહાન શ્રુતધર, ૧૪૪૪ ગ્રંથોના સોહામણા સર્જક આચાર્યદેવ શ્રી હરિભદ્રસૂરિજીએ સ્વરચિત 'ધર્મબિંદુ' ગ્રંથમાં ગૃહસ્થના સામાન્ય ધર્મનું નિરૂપણ કરતાં, બીજો સામાન્ય ધર્મ બતાવ્યો છે લગ્ન-વિવાહના ઔચિત્યનો!

સમાન કુળ અને સમાન શીલ વગેરે વાળા સ્ત્રી-પુરુષો વચ્ચે

લગ્ન રચાય તો પતિ-પત્નીના જીવનમાં સંવાદિતા જળવાઈ શકે અને સમગ્ર પરિવારનો ધર્મપુરુષાર્થ ઉલ્લાસથી ઉભરાતો રહે. આ બધી વાતો બહુ વિગતવાર મેં તમને કરી છે. આજે તો મારે જે વાત કહેવાની છે તે છે કઈ જાતના પરિવાર સાથે લગ્ન સંબંધ નહીં જોડવો !

## પરસ્પરની મર્યાદાઓની મહત્તા :

ગ્રંથકાર આચાર્યશ્રી કહે છે કે 'સમાનગોત્રીય પરિવાર-વાળા સાથે લગ્ન નહીં કરવાં જોઈએ'. સમાનગોત્રની પરિભાષા કરતાં ટીકાકાર આચાર્યશ્રી મુનિચંદ્રસૂરિજી કહે છે : એક પુરૂષની પરંપરાને સમાનગોત્ર કહેવામાં આવે છે. જેમકે, એક પુરુષને ચાર છોકરા છે, ચારેને ઘેર ચાર છોકરા થયા....એમને ત્યાં પણ ચાર-ચાર છોકરા થયા. એમના પરિવારોમાં છોકરા છોકરીઓ જન્મ્યા....તો એમની વચ્ચે લગ્ન-વ્યવહાર નહીં થવો જોઈએ. એક પિતાની, પિતામહની, પ્રપિતામહની પરંપરાને સમાનગોત્ર કહેવાય છે. સમાનગોત્રવાળાઓના અરસ-પરસમાં લગ્ન સંબંધ યોજવાથી નાના-મોટાના ઉચિત વ્યવહારમાં ક્ષતિ પહોંચે છે. ખલેલ પડે છે.

માની લો કે છોકરીનો પિતા મોટો છે, વડીલ છે, બધા પરિવારવાળા અને ગોત્રવાળા એની સાથે વડીલ તરીકેનો પૂજ્ય તરીકેનો વ્યવહાર કરે છે. ઉમ્મરમાં અને વૈભવ વગેરેમાં એ મોટો છે, જમાઈનો પિતા ઉમ્મરમાં અને વૈભવ વગેરેમાં નાનો છે, હવે શું થશે ? છોકરીના પિતાને, નાના એવા જમાઈના બાપ આગળ-વેવાઈ આગળ નમ્ર બનવું પડશે....! પહેલા છોકરીના પિતા પૂજ્ય મનાતા, વડીલ મનાતા, હવે એ વડીલ ગણાતા છોકરીના પિતાને જમાઈના પિતા આગળ હાથ જોડવા પડશે....! પૂજાને પાત્ર વ્યકિત પૂજક બની જશે. પૂજક પૂજ્ય બનવાનો ! આવું થવામાં સામાજિક મર્યાદાઓનો ભંગ થાય છે અને એ ભંગ અનર્થકારી બને છે.

શા માટે સમાનગોત્રવાળા જોડે લગ્ન કરવાની ના પાડવામાં

આવી છે એ તમે સમજી શકો છો ને ? જુના જમાનાની સામાજિક વ્યવસ્થામાં વિનય અને મર્યાદા, ઔચિત્ય અને શાલીનતાનું મહત્ત્વ કેટલું બધું અંકાયેલું હશે ! નાના-મોટમાં 'પૂજક પૂજક'નો ભાવ કેટલું મહત્ત્વ રાખતો હશે ? એક પિતાની સંતાન-પરંપરામાં એક બીજાની સાથે કેટલો બધો ઔચિત્યપૂર્ણ વ્યવહાર રહેતો હશે ? એ ઔચિત્યપૂર્ણ મર્યાદાઓના પાલનને અખંડ રાખવા માટે પરસ્પરનો લગ્નસંબંધ નિષિદ્ધ હતો !

**કન્યાના પિતાએ વિનમ્ર બનવું જરુરી છે :**

બીજી એક વાત એ ફલિત થાય છે કે પૂર્વકાલીન સામાજિક વ્યવહારોમાં જમાઈના પિતાનું સ્થાન છોકરીના પિતાના સ્થાન કરતા ચઢિયાતું રહેતું હતું. કન્યાના પિતાએ જમાઈના પિતાની વિશેષ સારસંભાળ રાખવી પડતી હતી. પોતાની છોકરીના લગ્ન પછી છોકરીને કોઈ કષ્ટ ના પડે, કોઈ તકલીફ ના થાય એટલા માટે જમાઈ, જમાઈના પિતાને જમાઈના મા-બહેનોને બધાને છોકરીનો પિતા ખૂશ રાખવા ચાહે તે સહજ સ્વાભાવિક છે !

કહેવાનો અર્થ એ કે સમાન ગોત્રીય લગ્નસંબંધ બાંધવાથી એમના પરસ્પરના વ્યવહારોમાં, પરસ્પરના નાના-મોટાના સંબંધોમાં બાધા પહોંચે છે. માનહાનિ અને સ્વમાનભંગ વગેરે થવાની સંભ-વના પણ રહે છે. એટલા જ માટે સમાનગોત્રવાળાઓ સાથે લગ્નનો વહેવાર ન થવો જોઈએ. સામાજિક જીવનમાં દરેક વ્યકિત માન-અપમાનને સવિશેષ મહત્ત્વ આપે છે.

**સંપત્તિનું સુખ: સ્નેહભર્યા સંબંધો :**

આજકાલ સામાજિક જીવન એટલું તો વિકૃત થઈ ગયું છે કે જેની ચર્ચા કરવી પણ નથી શોભતી ! ઘણા થોડાં સામાજિક સંસ્થાનોમાં થોડા ઘણાં નિયમો અને, મર્યાદાઓ ચાલે છે. મોટા ભાગના સમાજમાં તો નાના મોટાઓની મર્યાદાઓ મરી પરવારી છે. આ બધાથી કંઈ માણસને બહુ મોટો લાભ થઈ જતો હોય

એવું પણ નથી. મર્યાદાનું ઉલ્લંઘન અનર્થને જ આમંત્રે છે. આવેશમાં આવીને માનવી અવિનય અને ઉદ્ધતાઈભર્યું આચરણ કરીને સારા સંબંધોને પટ દેતા તોડી દે છે, પણ એ નથી સમજી શકતો કે સંસારમાં સારા સંબંધોનું મૂલ્ય કેટલું બધું મહાન્ છે! સારા સંબંધો–સ્નેહભર્યા સંબંધો તો બધી જ સંપત્તિઓનું મૂલ કહેવાય છે :

'जनानुरागप्रभवा हि संपत्तिनाम'

બીજી વાત આનાથી પણ વધુ મહત્ત્વની છે: એવા લોકો સાથે લગ્ન સંબંધો ન બાંધવા જોઈએ કે જે લોકો રાજ્યના સરકારના ગુનેગાર હોય. અપરાધી હોય. જે લોકો સમાજની દૃષ્ટિમાં અપરાધી હોય. નગર, દેશમાં નાસચીન હોય....ગામમાં જેમના ઘણા વિરોધીઓ હોય, જેઓ ચોરી–દાણચોરી જેવા ધંધા કરતા હોય!

આવા લોકો સાથે લગ્ન કરવાથી તમારી પોતાની ઈજ્જત–આબરૂને પણ હાનિ પહોંચે છે. કદાચ તમે પણ અપરાધી બની જાવ! તમારા પર જુઠ્ઠા ઈલ્જામ–આરોપ આવી શકે. તમારી બાબતમાં લોકો શંકાશીલ બની જવાના, તમારા પર આફત ઉતરી આવે! સરકાર જ્યારે એક આરોપીને પકડે છે ત્યારે એના લાગતા–વળગતાની પણ તપાસ કરે છે.

ભલે કુળની સમનતા હોય, શીલ વગેરેની સમાનતા–સામંજસ્ય હોય, પણ જો એ વ્યકિત ભૂતકાળનો અપરાધી છે અથવા વર્તમાન કાળનો આરોપી છે, તો એની સાથે લગ્ન તો નહીં જ, દોસ્તીનો સંબંધ પણ રાખવો નહીં જોઈએ.

**સભામાંથી :** શું કુળવાન ને શીલવાન માણસો પણ એવા અપરાધી હોઈ શકે ખરા ?

## લગ્નસંબંધ કોની સાથે ન કરવા!

**મહારાજશ્રી :** કુળવાનનો અહીં અર્થ એટલો જ કે એના

પૂર્વજોનો ઇતિહાસ ઉજ્જવલ હોય....પણ કુળવાન પુરુષોની પરંપરામાં થનાર બધા કુળવાન જ પેદા થાય એવું કોણે કહ્યું? કુળાંગાર ને કુળને કલંકિત કરનારા પણ જન્મે છે ને! પૂર્વજોની ઉજ્જવલ કીર્તિને, એમના ઉંચા નામને બટ્ટો લગાડનારા નવાબજાદાઓ નથી જોવા મળતા? પૂર્વજોનાં સત્કાર્યો....પરોપકારના મહાન કાર્યો વડે....ઉચ્ચ-તમ બલિદાનો વડે સમાજમાં 'કુળવાન'ની પ્રતિષ્ઠા જામી ગયેલી હોય છે. પરંતુ અજ્ઞાની લોભી અને લુચ્ચા માણસો પોતાના કુળની પ્રતિષ્ઠાને નથી જોતા, એ તો રૂપ અને રૂપિયાની ખાતર હલકામાં હલકા કામ કરવાયે તૈયાર થઈ જશે. એવી રીતે, શીલવાનનો અર્થ એટલો જ કે એ માંસભક્ષણ ન કરતો હોય, દારૂથી દૂર હોય, રાત્રિ-ભોજન ન કરતો હોય....! ખાવા-પીવાની આવી કાળજી રાખનાર લોકો પણ જ્યારે લાલચની સાણસીમાં સપડાય છે....લોભદશામાં લપેટાય છે ત્યારે કરચોરી, દાણચોરોને સહાયતા, તસ્કરોનું ખાંધિ-યાપણું, ગેરકાનૂની ધંધા જેવા ગોરખધંધાં કરતા દેખાય છે.! માટે જ્ઞાનીપુરુષો કહે છે કે કુળશીલાદિની સમાનતા હોવા છતાંયે, જો માણસ ખોટા કાર્યોમાં જોડાયેલો છે અને બીજા લોકોની નજરમાં ઉતરી ગયેલો છે તો એની સાથે લગ્ન નહીં કરવા જોઇએ. જો તમે તમારી ઉંજળી કીર્તિને-આબરૂને બનાવી રાખવા માંગતાં હો તો આ વાત છે!

### સદ્ગુરુઓનો પરિચય પાપોને પીંખી નાખે :

**સભામાંથી :** આજે તો અમે બધા બી નાના મોટા અપ-રાધોમાં ફસાયેલા છીએ....ભાગ્યે જ કોઈ બચ્યું હસે....કરચોરી અને દાણચોરી તો આજે બહુ સામાન્ય વાત થઈ ગઇ છે!

**મહારાજશ્રી :** તો તો વાહ! જામશે આતો! ચોરોની જમાતમાં ચોરો જ ભળવાના! ચોરનો ભાઈ ઘંટીચોર! ખરું ને? જો સમાજ આટલી હદે બગડી ગયેલો છે તો પછી મોક્ષમાર્ગની આરાધના-અધ્યાત્મમાર્ગની ઉપાસના કયાં જોવા મળવાની? અરે,

સદ્ગુરુઓના સંપર્કમાં રહેનારા અને એમના ઉપદેશો 'જી....હા. જી....હા....' કરી કરીને, માથું ધૂણાવી ધૂણાવીને સાંભળનારાઓની પણ જો આવી દયનીય દશા હોય તો પછી બીજાઓની તો વાત જ શું કરવી ? એમની ભૂલો શું જોવાની ? ખરું જોવા જઈએ તો તમે લોકોએ સદ્ગુરુઓનો સાચો પરિચય કર્યો છે જ ક્યાં ? ધર્મોપદેશ સાંભળવા છતાંયે નથી સાંભળતા ? નહીંતર સદ્ગુરૂઓનો પરિચય તમારા પાપોને પીંખ્યા વગર ના રહે....તમારી વાસના ઓને વેર-વિખેર કર્યા વગર ના રહે....! હોવો જોઈએ ખરા અર્થમાં પરિચય ! પૂરેપૂરો પરિચય !

સદ્ગુરુનું નામ જાણવું અને કામ જાણવું, આટલો જ પરિચય પૂરતો નથી. સદ્ગુરુની સેવા-ભક્તિ અને પૂજા કરી લેવી જ પરિચયની પૂર્ણાહૂતિ નથી....સદ્ગુરુના ઉપદેશથી બે પૈસા સારા માર્ગે વાપરી નાંખવા માત્રથી પરિચય નહીં થાય ! પરિચય તો આ બધી વાતોથી ઉપરની ભાવનાત્મક વાત છે ! સદ્ગુરુઓનો પરિચય એમના નિષ્પાપ જીવનનો પરિચય છે ! એમની જ્ઞાનદૃષ્ટિનો પરિચય હોવો જોઈએ એમની નિસ્વાર્થવૃત્તિ અને કરુણાનો પરિચય છે ! કર્યો છે ક્યારેય આવા સદ્ગુરુનો પરિચય ? આવા પરિચયના પ્રતાપે તો ડાકૂઓ સાધુ બનીને સંસારથી ઉગરી ગયા....આવા પરિચયના અભાવમાં શ્રાવક બી ડાકૂ જેવા બની જાય !

રાષ્ટ્રના....સમાજના....સરકારના અપરાધી બનો, એવા ધંધા એવાં કામો છોડી દો....! જીવન નિર્મલ અને નિષ્પાપ બનાવી લ્યો ! પ્રામાણિકતાથી અને સજ્જનતાથી જેટલાં સુખનાં સાધનો મળે એમાં સંતુષ્ઠ બન્યા રહો....ખોટાં કામો કરીને સુખ મેળવવાના ફાંફાં ના મારો ! જો એક પરિવાર....એક સમાજ પણ આવો આદર્શ સ્થાપિત કરે તો દેશને દુનિયાને બતાવી શકાય કે આ રીતનું પવિત્ર જીવન આ કાળે બી જીવી શકાય છે ! તૃપ્તિ અને સંતોષ વગર નિષ્પાપ નિર્મલ જીવન સંભવિત નથી. જેઓ સદા-હંમેશાં અતૃપ્ત અને અસંતૃષ્ઠ રહે છે, એ ક્યારેય નિષ્પાપ નહીં બની શકે ! થાય છે ભીતરમાં ભાવના. આવું નિષ્પાપ જીવન જીવવાની ?

તમે પોતે દુષ્કાર્યોનો ત્યાગ કરો, લોકવિરુદ્ધ પ્રવૃત્તિઓનો ત્યાગ કરો અને એવા જનપ્રિય, સમાજપ્રિય, નગરપ્રિય લોકો સાથે સંબંધ જોડો. તમે જો નિંદનીય–કુત્સિત પ્રવૃત્તિઓથી અળગા રહેશો તો તમે પણ લોકપ્રિય બનવાના. લોકપ્રિયતા, જનપ્રિયતા આ એક એવું તત્ત્વ છે કે જે સંપત્તિને ખેંચી લાવે છે. તમે તમારી જન-પ્રિયતાને જાળવી રાખો, ક્યારેય પણ લોકપ્રિયતાની લાલાશ ફિક્કી ના પડે....!

આ વાત બહુ સારી રીતે સમજી લેવાની છે. તમારે સંપત્તિ જોઈએ છે ને? ધન–વૈભવ ઝંખો છો ને? અને એ માટે ખોટા ધંધા કરો છો ને ? તમે છોડી દો આ ખોટા ધંધા....અને જન પ્રિયતા મેળવવા મચી પડો....લોકોનો પ્રેમ મેળવો....સ્નેહ સંપાદન કરો....લોકોનો વિશ્વાસ પ્રાપ્ત કરો....પછી જુઓ તમને ધન–સંપત્તિ સાંપડે છે કે નહીં !

## લોકપ્રિયતા લખપતિ બનાવે :

હમણાં થોડાક જ સમય પહેલાં એક વાત મારા જાણવામાં આવી.... બનેલી સાવ સાચી ઘટના છે. ગુજરાતના ગામડાંનો એક યુવાન વ્યવસાય માટે મુંબઈ આવ્યો. મુંબઈમાં જેમને ત્યાં એ રોકાયો હતો ત્યાં એણે પોતાના મધુર સ્વભાવથી....ઘસાઈ છૂટવાની ભાવ-નાથી બધાનો પ્રેમ મેળવી લીધો....બે–ચાર દિવસમાં જ ! પેલા ભાઈએ આ યુવાનને શેરબજારમાં નોકરી અપાવી દીધી. જે શેઠને ત્યાં આને નોકરી મળી એ શેઠ વૈષ્ણવ ધર્મના અનુયાયી હતા. છોકરાએ ઓફિસમાં બધાની સાથે એટલા હેત–પ્રેમથી હળવા–મળવાનું રાખ્યું, ચીવટપૂર્વક કામ કરવાનું રાખ્યું કે અઠવાડિયા બે અઠવાડિયામાં જ બધાનો સ્નેહ એને મળી ગયો. પૂરી પ્રામા-ણિકતા સાથે કામ કરવાના કારણે શેઠને પણ એના પર પૂરો ભરોંસો થઈ ગયો, એ શેઠનો અત્યંત વિશ્વાસપાત્ર બની ગયો. આ યુવાન જૈન હતો. રાત્રિભોજન એ કરતો નહોતો....રાત્રે પાણી

પણ પીતો નહોતો સૂર્યાસ્ત પહેલા જ ઓફિસના એક ખૂણે બેસીને નવકાર ગણીને પાણી પી લેતો હતો. જ્યારે શેઠને ખબર પડી....કે આ યુવાન સાંજનુ ભોજન કરતો નથી, ભૂખ્યો રહે છે, અને ઓફિસનું કામ કર્યા કરે છે, એણે તરત જ યુવકને પોતાની પાસે બોલાવીને કહ્યું : 'મેં સાંભળ્યું કે તું સાંજે જમતો નથી...? માત્ર પાણી પીને ચલાવે છે ?'

'હાં, સાહેબ, હું જૈન છું....મારે રાત્રિભોજનની બાધા છે માટે....!' પેલા યુવાને કહ્યું : શેઠ કહે. 'તો તારે પાંચ વાગે ઓફિસથી રજા લઈ લેવાની અને ઘેર જમવા જતા રહેવાનું !'

'પણ ઓફિસનું કામ જે મારા ભાગે છે તે તો મારે પુરૂં કરવું જ જોઈએ ને ? પાંચ વાગ્યા પહેલાં એ પુરૂં નથી થઈ શકતું....' પેલા યુવાને નમ્રતાપૂર્વક કહ્યું. અને 'તમે ચિંતા ના કરો, મને સાંજે જમ્યા વગર ચાલે છે....મને આદત જ નથી સાંજે જમવાની ! હું ઓફિસનું કામ પૂરૂં કરીને જ જઈશ !'

શેઠ કહે : 'ઓફિસનું કામ પુરૂં ના થાય તો બીજા દિવસે આવીને કરવું....એમાં કંઈ ખાટુંમોળું નહીં થઇ જાય...પણ મારે ત્યાં કામ કરનાર તારા જેવો હોંશિયાર યુવાન એક વખત ભૂખ્યો રહે....ન જમે. એ મને ખૂંચે છે !'

પેલો યુવાન તો આદર્શને વરેલો હતો- એ કહે :

'તમારી મહેરબાની છે.... તમે ઉદારદિલના છો....માટે મને પાંચ વાગ્યે રજા આપી દો છો. પણ હું તમારી પાસેથી પગાર તો પૂરા સમયનો લઉં છું....મારે કામ પણ પુરૂં કરવું જ જોઈએ ને ? મારો ધર્મ મને અનીતિથી પૈસા મેળવવાની ના પાડે છે. આ તો અનીતિ થાય ને કે પૈસા પૂરા વખતના લેવા ને કામ ઓછું કરવું, તમે મને માફ કરો....હું સાંજે ઓફિસના સમયે જ ઘેર જઈશ.'

શેઠ તો યુવકની નીતિમત્તાને જોઈને એટલા ખૂશ થઈ ગયા

ક સાંજનું પોતાનું જમવાનું પણ એઓ ઓફિસે જ મંગાવવા લાગ્યા અને પેલા યુવાનને પોતાની સાથે જમાડવાનું ચાલુ કરાવ્યું.

ધીમે ધીમે આ યુવાન આખા બજારમાં પ્રિય બની ગયો. શેઠે એને પોતાના ધંધામાં ભાગીદાર બનાવ્યો. અને જ્યારે શેઠે ધંધામાંથી નિવૃત્તિ લીધી ત્યારે આ યુવાનને શેર બજારની પોતાની ઓફિસ સોંપી દીધી. આ યુવાને લાખો રૂપિયા કમાવ્યા. આજે આ યુવાન પણ વૃદ્ધ બની ગયો છે ને ધંધામાંથી 'રિટાયર' થઈ ગયો છે. ધર્મક્ષેત્રમાં પણ આજે એની સારી એવી લોકપ્રિયતા છે. લોકપ્રિયતાએ એને સંપત્તિ આપી....સન્માન આપ્યું....ઈજ્જત આપી.

તમે કહેશો કે : 'પુણ્યનો ઉદય હોય છે તો સંપત્તિ મળે છે,' પણ પુણ્યના ઉદયને પેદા કરવાનો રસ્તો તમે જાણો છો ? સદાચરણથી જ પુણ્યનો ઉદય થાય છે. પરોપકારના કાર્યો કરવાથી જ પુણ્યનો ઉદય થશે, દુરાચરણથી નહીં થાય. ક્યારેક અલ્પ સમય માટે, દુરાચરણથી પણ પુણ્યનો ઉદય થતો દેખાય, પણ એ ક્ષણિક હોય છે. અલ્પજીવી હોય છે. દુષ્ટ અને અધમ કાર્યો કરનારાઓના પુણ્ય પરવારતા શું તમે નથી જોયા ? માટે જ જ્ઞાનીપુરુષો કહે છે કે દુરાચારણ છોડો અને સદાચારનું પાલન કરો. લોકપ્રિય બન્યા રહો. લોકપ્રિય વ્યક્તિ સાથે જ લગ્નસંબંધ બાંધો. આનાથી તમારી ઈજ્જત વધશે...પ્રતિષ્ઠા વધશે....અને સંપત્તિ પણ વધવાની. આ બધા સુખના સાધનોનો ઉપયોગ પણ ધર્મપુરુષાર્થમાં જ કરવાનો છે.

ટીકાકાર આચાર્યશ્રી મુનિચંદ્રસૂરીજીએ અહી જૈનેતર વિવાહ પદ્ધતિ (વૈદિક વિવાહવ્યવસ્થા) પણ બતાવી દીધી છે. વેદના અંગ જેવા ગુહ્યસૂત્રો કે સ્મૃતિઓ લગ્નવ્યવસ્થા અંગે શું માર્ગદર્શન આપે છે, એ પણ બતાવ્યું છે.

## લગ્નની વય: સ્ત્રી ૧૨ વર્ષની, પુરૂષ ૧૬ વર્ષનો :

વૈદિક પરંપરાના શાસ્ત્રોમાં લગ્ન માટે સહુ પહેલાં તો

વયમર્યાદા બતાવાઈ છે. સ્ત્રીની બાર વર્ષ અને પુરુષની સોળ વરસની ઉંમર લગ્ન માટે ઉચિત માની છે. અલબત્ આજે આ વાત જરા અપ્રસ્તુત લાગે છે. તર્કબદ્ધ નથી લાગતી, કારણ કે લગ્નના આદર્શોમાં જ આભધરાનું અંતર પડી ગયું છે. કોઈપણ પરંપરા હોય-એના ધર્મગ્રંથો આત્મવિકાસ અને આત્મવિશુદ્ધિની દૃષ્ટિથી જ દરેક વાતમાં માર્ગદર્શન આપવાના. જ્યારે આજના સામાજિક માળખામાં તો આત્મતત્વને જરીયે જગ્યા જ નથી. સમાજશાસ્ત્ર અને માનસશાસ્ત્ર-મનોવિજ્ઞાન, મનુષ્યની શારીરિક અને માનસિક, આર્થિક અને ભૌતિક પરિસ્થિતિઓને જ પરખે છે આંકે છે. ધર્મ, આધ્યાત્મ કે આતમા-પરમાતમા સાથે એને લેવા દેવા જ કયાં છે ?

તાત્કાલીન ઋષિમુનિઓએ પોતાની જ્ઞાનદૃષ્ટિમાં સ્ત્રીને બાર વરસની ઉંમરે લગ્ન યોગ્ય જોઈ હશે. બાર વરસની છોકરી એમની નજરે કદાચ જાતીય રીતે પરિપકવ હશે....અને જાતીયતાના આવેગના કારણે કયાંક એ ગલત કદમ ન ઉઠાવી લે, બીજા ગમે તે સાથે પોતાની વાસનાપૂર્તિ ના કરી લે, એ ખાતર જ આ ઉંમરે એમણે સૂચવી હશે. જ્યાં સુધી એના લગ્ન નહીં થાય ત્યાં સુધી એની વાસનાને સંતોષ નહી જાય, જો એ પોતાની વાસનાને સંતોષવા ખોટા માર્ગે ચઢી ગઈ અને અને અનેક પુરુષો જોડે જોડાઈ ગઈ તો ભોગથી ભૂતાવળમાં ભટકી જશે. ધર્મઆરાધનાથી વંચિત રહી જશે. ચારિત્ર્યનું લીલામ કરીને એ જીવનને બરબાદ કરી મૂકશે ! સામાજિક વિચારધારા એવી ઘડાયેલી છે કે કૌમાર્ય તો અખંડ રહેવું જ જોઇએ. લગ્નપૂર્વે સ્ત્રી અથવા પુરુષે જાતીયજીવનથી અળગા રહેવું જોઈએ. જે સ્ત્રી-પુરુષો લગ્ન પૂર્વે જાતીયજીવનની બદીઓમાં ફસાઈ જાય છે, સમાજની નજરે એ લોકો ઉતરતી કક્ષાના પાપી ગણાય છે. લોકો એમના પ્રત્યે સાશંક બનીને નફરતની આંખે જુએ છે.

લગ્નપૂર્વે જો કોઈ છોકરી પોતાની વાસનાને અંકુશમાં ન

કે સાંજનું પોતાનું જમવાનું પણ એઓ ઓફિસે જ મંગાવવા લાગ્યા અને પેલા યુવાનને પોતાની સાથે જમાડવાનું ચાલુ કરાવ્યું.

ધીમે ધીમે આ યુવાન આખા બજારમાં પ્રિય બની ગયો. શેઠે એને પોતાના ધંધામાં ભાગીદાર બનાવ્યો. અને જ્યારે શેઠે ધંધામાંથી નિવૃત્તિ લીધી ત્યારે આ યુવાનને શેર બજારની પોતાની ઓફિસ સોંપી દીધી. આ યુવાને લાખો રૂપિયા કમાવ્યા. આજે આ યુવાન પણ વૃદ્ધ બની ગયો છે ને ધંધામાંથી 'રિટાયર' થઈ ગયો છે. ધર્મક્ષેત્રમાં પણ આજે એની સારી એવી લોકપ્રિયતા છે. લોકપ્રિયતાએ એને સંપત્તિ આપી....સન્માન આપ્યું....ઈજ્જત આપી.

તમે કહેશો કે : 'પુણ્યનો ઉદય હોય છે -તો સંપત્તિ મળે છે,' પણ પુણ્યના ઉદયને પેદા કરવાનો રસ્તો તમે જાણો છો? સદાચરણથી જ પુણ્યનો ઉદય થાય છે. પરોપકારના કાર્યો કરવાથી જ પુણ્યનો ઉદય થશે, દુરાચરણથી નહીં થાય. ક્યારેક અલ્પ સમય માટે, દુરાચરણથી પણ પુણ્યનો ઉદય થતો દેખાય, પણ એ ક્ષણિક હોય છે. અલ્પજીવી હોય છે. દુષ્ટ અને અધમ કાર્યો કરનારાઓના પુણ્ય પરવારતા શું તમે નથી જોયા? માટે જ જ્ઞાનીપુરુષો કહે છે કે દુરાચારણ છોડો અને સદાચારનું પાલન કરો. લોકપ્રિય બન્યા રહો. લોકપ્રિય વ્યક્તિ સાથે જ લગ્નસંબંધ બાંધો. આનાથી તમારી ઈજ્જત વધશે...પ્રતિષ્ઠા વધશે....અને સંપત્તિ પણ વધવાની. આ બધા સુખના સાધનોનો ઉપયોગ પણ ધર્મપુરુષાર્થમાં જ કરવાનો છે.

ટીકાકાર આચાર્યશ્રી મુનિચંદ્રસૂરીજીએ અહી જૈનેતર વિવાહ પદ્ધતિ (વૈદિક વિવાહવ્યવસ્થા) પણ બતાવી દીધી છે. વેદના અંગ જેવા ગૃહ્યસૂત્રો કે સ્મૃતિઓ લગ્નવ્યવસ્થા અંગે શું માર્ગદર્શન આપે છે, એ પણ બતાવ્યું છે.

### લગ્નની વય: સ્ત્રી ૧૨ વર્ષની, પુરૂષ ૧૬ વર્ષનો :

વૈદિક પરંપરાના શાસ્ત્રોમાં લગ્ન માટે સહુ પહેલાં તો

વયમર્યાદા બતાવાઈ છે. સ્ત્રીની બાર વર્ષ અને પુરુષની સોળ વરસની ઉંમર લગ્ન માટે ઉચિત માની છે. અલબત્ આજે આ વાત જરા અપ્રસ્તુત લાગે છે. તર્કબદ્ધ નથી લાગતી, કારણ કે લગ્નના આદર્શોમાં જ આભધરાનું અંતર પડી ગયું છે. કોઈપણ પરંપરા હોય-એના ધર્મગ્રંથો આત્મવિકાસ અને આત્મવિશુદ્ધિની દૃષ્ટિથી જ દરેક વાતમાં માર્ગદર્શન આપવાના. જ્યારે આજના સામાજિક માળખામાં તો આત્મત્વને જરીયે જગ્યા જ નથી. સમાજશાસ્ત્ર અને માનસશાસ્ત્ર-મનોવિજ્ઞાન, મનુષ્યની શારીરિક અને માનસિક, આર્થિક અને ભૌતિક પરિસ્થિતિઓને જ પરખે છે આંકે છે. ધર્મ, આધ્યાત્મ કે આતમા-પરમાતમા સાથે એને લેવા દેવા જ કયાં છે ?

તાત્કાલીન ઋષિમુનિઓએ પોતાની જ્ઞાનદૃષ્ટિમાં સ્ત્રીને બાર વરસની ઉંમરે લગ્ન યોગ્ય જોઈ હશે. બાર વરસની છોકરી એમની નજરે કદાચ જાતીય રીતે પરિપકવ હશે....અને જાતીયતાના આવેગના કારણે કયાંક એ ગલત કદમ ન ઉઠાવી લે, બીજા ગમે તે સાથે પોતાની વાસનાપૂર્તિ ના કરી લે, એ ખાતર જ આ ઉંમરે એમણે સૂચવી હશે. જ્યાં સુધી એના લગ્ન નહીં થાય ત્યાં સુધી એની વાસનાને સંતોષ નહી જાય, જો એ પોતાની વાસનાને સંતોષવા ખોટા માર્ગે ચઢી ગઈ અને અને અનેક પુરુષો જોડે જોડાઈ ગઈ તો ભોગથી ભૂતાવળમાં ભટકી જશે. ધર્મઆરાધનાથી વંચિત રહી જશે. ચારિત્ર્યનું લીલામ કરીને એ જીવનને બરબાદ કરી મૂકશે ! સામાજિક વિચારધારા એવી ઘડાયેલી છે કે કૌમાર્ય તો અખંડ રહેવું જ જોઇએ. લગ્નપૂર્વે સ્ત્રી અથવા પુરુષે જાતીયજીવનથી અળગા રહેવું જોઈએ. જે સ્ત્રી-પુરૂષો લગ્ન પૂર્વે જાતીયજીવનની બદીઓમાં ફસાઈ જાય છે, સમાજની નજરે એ લોકો ઉતરતી કક્ષાના પાપી ગણાય છે. લોકો એમના પ્રત્યે સાશંક બનીને નફરતની આંખે જુએ છે.

લગ્નપૂર્વે જો કોઈ છોકરી પોતાની વાસનાને અંકુશમાં ન

લાવી શકીએ તો કદાચ એ ગમે તે પુરુષ જોડે જાતીયજીવનમાં જકડાઇ જશે. જો સમાજે એ વાત જાણી લીધી તો કોઇ છોકરો એની સાથે લગ્ન કરવા પણ કદાચ તૈયાર ન થાય! લગ્ન પહેલાં જો છોકરી કયાંય ગર્ભવતી બની ગઈ, તો પણ એના માટે બહુ મોટી સમસ્યા ઉભી થઈ શકે !

**સભામાંથી :** પણ સાહેબ, હવે તો સરકારે પૂરતી સગવડ કરી દીધી છે.....'ફેમીલી પ્લાનિંગ'ના પ્રતાપે આ ભય તો ટળી ગયો !

**મહારાજશ્રી :** આજની તો વાત જ કરવા જેવી નથી. હમણાં તો આપણે પ્રાચીન પરંપરાને સમજી રહ્યા છીએ. શા માટે ઋષિ–મુનિઓએ બાર વરસની ઉંમરમાં સ્ત્રીને લગ્નયોગ્ય માની ? એ વાત આપણે વિચારી રહ્યા છીએ લગ્નપૂર્વે સ્ત્રીનું સંપૂર્ણતયા બ્રહ્મચારિણી રહેવું અનિવાર્ય મનાયેલું છે, તમે લોકો શું નથી માનતા કે તમારી છોકરીઓ લગ્નપૂર્વે બ્રહ્મચારિણી રહે ? પણ બ્રહ્મચારી બની રહેવા માટે કેટલું દૃઢ મનોબળ અને પવિત્ર અને ઉજળું વાતાવરણ જોઈએ ? ભોજન પણ કેવું સાત્વિક અને યોગ્ય જોઈએ ? કેવી વેશભૂષા જોઈએ ? વિચાર્યું છે કયારેય આ બધું ?

ઉદ્દીપ્ત કામવાસના પર અંકુશ રાખવો, જાતીયજીવનથી દૂર રહેવું. આ કંઈક મામૂલી વાત નથી....બધા સ્ત્રી–પુરૂષો આવા સંયમી હોઈ પણ ના શકે ! પાંચ પ્રતિશત એવા સંયમી સ્ત્રી–પુરૂષો હોય તોયે ઘણું ! આમેય 'મૈથુનસંજ્ઞા' માનવીમાં પ્રબળરૂપે રહેલી છે. પશુ કરતાં પણ માનવીમાં મૈથુનસંજ્ઞાન વધારે પ્રબળ હોય છે. માટે તો કહેવાય છે ને કે 'આ તો જાનવરને ય વટાવી ગયો....' એમ નથી કહેવાતું કે જાનવર માણસને વટાવી ગયું !'

અરે, દેવોની વાસના કરતાંયે મનુષ્યની વાસના વધુ લબકારા લેતી હોય છે ! આવી વાસ્તવિક પરિસ્થિતિમાં માણસે કેટલાક વર્ષો સુધી બ્રહ્મચર્યનું પાલન કરવું ખૂબ જ જરૂરી હોય છે. સ્ત્રીમાં

બાર વરસની ઉંમર સુધી બ્રહ્મચર્યનું પાલન સહજ સ્વાભાવિક લાગ્યું હશે ઋષિમુનિઓને? બાર વરસની ઉંમરે સ્ત્રીમાં પાંચે ઈન્દ્રિયો પરિપૂર્ણ રીતે વિકસી જતી હોય છે. માનસિક વિકાસ પણ સમુચિત માત્રામાં થઈ જાય છે. જો એનાં લગ્ન સોળ વરસના પુરુષ જોડે કરવામાં આવે તો એ સ્ત્રી પત્ની તરીકેના કર્તવ્યો નિભાવવા માટે સક્ષમ બની શકે છે. એની કામવાસના સંતોષાય અને એ ચારિત્રભ્રષ્ટ-પથભ્રષ્ટ થવામાંથી ઉગરી જાય! જે સ્ત્રીનું બ્રહ્મચર્ય લગ્નપૂર્વે અખંડ હોય છે અને લગ્ન પછી પતિવ્રત અક્ષુણ્ણ હોય છે. એ સ્ત્રીનું સંતાન બહુધા સાત્વિક, ગુણવાન અને શીલસંપન્ન થાય છે, અને એવી પ્રજા વડે જ મોક્ષમાર્ગ ચાલુ રહે છે.

આત્મજ્ઞાની દિવ્યદૃષ્ટા ઋષિ-મુનિઓએ સ્ત્રીને રજસ્વલા થવાની સાથે જ લગ્નયોગ્ય ઘોષિત કરી દીધી. એનું રજસ્વલા થવું એજ એના જાતીય જીવનની પુખ્તતાનું પરિચાયક છે.

શિક્ષણની દૃષ્ટિએ એના માટે જેટલું ને જેવું શિક્ષણ જરૂરી છે એટલું તે બાર વરસની ઉંમરે મેળવી શકે છે. એને કંઈ દુકાન ખોલીને વ્યાપાર કરવાનો નથી....એને કંઈ નોકરી કરવાની નથી હોતી. એની તમામ જવાબદારીઓ તો પતિના માથે હોય છે.

ભારતીય જીવન-વ્યવસ્થા મુજબ આર્થિક અને સામાજિક જવાબદારી પુરુષે અદા કરવાની છે, જ્યારે પારિવારિક અને કેટલીક સામાજિક જવાબદારીઓનું વહન સ્ત્રીએ કરવાનું છે. ઘરની સ્વચ્છતા સુઘડતા, દેખભાળ પરિવારને સાચવવો-સમયસર ભોજન વગેરે આપવું, કપડાંલત્તાં ધોવાં....સંતાનોની સેવા-સુશ્રૂષા કરવી, એમની શિક્ષા, એમના લાલન-પાલનની કાળજી રાખવી, અતિથિને સત્કારવા, ઘરની શોભા વધારવી, પરિવારને સ્નેહ-પ્રેમ અને વાત્સલ્યથી હર્યો-ભર્યો રાખવો અને ધર્મપુરુષાર્થમાં પરિવારને જાગૃત રાખવો, આ બધાં કર્તવ્યો સ્ત્રીએ સભાનપણે અદા કરવાનાં છે.

જ્યારે, પૈસા કમાવાની....પરિવારની સુરક્ષા કરવાની

પરિવારની આવશ્યકતાઓની પૂર્તિ કરવી, સંતાનોના શિક્ષણથી માંડીને શાદી–લગ્ન સુધીની બધી જ જવાબદારી પુરુષે વહન કરવાની હોય છે. આ પ્રમાણે વહેંચાયેલી જવાબદારીઓને સ્ત્રી અને પુરુષ બંને પ્રેમથી નિભાવતા હોય છે.

## વર્તમાનમાં મોટી ઉંમરે લગ્ન શા માટે?

છેલ્લાં કેટલાક વરસોથી આ વાતમાં બહુ મોટું પરિવર્તન આવી ગયું છે. લગ્ન કરવાની ઉંમર વધી ગઈ. મોટાભાગે છોકરીઓનાં લગ્ન ૧૯/૨૦ વરસથી ઓછી ઉંમરે થતાં નથી. અને છોકરાઓ ૨૨/૨૪ વરસ પહેલાં પરણુતા નથી....નાના–ગામડાં કે પછાતવર્ગના સમાજોમાં જો કે આજે પણ નાનપણમાં લગ્ન થઈ જતા હોય છે....રાજસ્થાન, બંગાળ જેવાં પ્રાંતોમાં તો સાવ નાની વયમાં અરે, ખોળામાં ખેલતાં બાળકોનાં લગ્ન પણ લેવાઈ જાય છે! જેમ ઘોડિયા લગ્નની કહેવત છે ને? તેમ કેટલાક ગામોમાં ઘોડીયા લગ્ન પણ થાય છે! જો કે જૈન સમાજમાં, આપણા સમાજમાં આવા રીત-રિવાજો નથી....!

મોડર્ન–આધુનિક ગણાતાં લોકોમાં છોકરીઓ ૨૫/૨૭ વરસની ઉંમરે લગ્ન કરે છે! જ્યારે છોકરાઓ ૨૮–૩૦ વરસ પછી પરણવા માંગે છે! કારણ કે લગ્નપૂર્વે જ આ લોકોમાં જાતીય જીવનની બદીઓ પૂરી રીતે પેસી ગયેલી હોય છે. વાસનાને સંતોષવા (કે ભડકાવવા?) જાત જાતના સજાતીય–વિજાતીય સંબંધોમાં આ લોકો લપેટાઈ જતા હોય છે. આજે સ્કૂલ–કૉલેજમાં છોકરા–છોકરીઓને સહશિક્ષણ અપાય છે. જુવાનીના જોમમાં છોકરા–છોકરીઓનું મુક્તપણે હરવું–ફરવું, મળવું–રમવું, આ બધું કંઈ મૈત્રીના ઉંબરા સુધી જ મર્યાદિત નથી રહેતું, રહી જ ના શકે ને? એઓ વાસના વિવશ બની જ જાય છે અને છેવટે જાતીય બદીઓના બંધાણી બની જતાં વાર નથી લાગતી!

શિક્ષણની વાત લઈએ તો જે શિક્ષણ પુરુષને અપાય છે

એજ શિક્ષણ સ્ત્રીને અપાય છે. ! સ્ત્રીના જીવન માટે સાવ બિનઉપયોગી શિક્ષણ મેળવવા પછવાડે જ એનાં ૫-૭ વરસ બેકારમાં ચાલ્યા જતા હોય છે. શિક્ષણનું તો માત્ર રૂપકડું નામ અપાય છે, કોલેજોમાં શું ચાલે છે ? એ ક્યાં અજાણ્યું છે આજે ? છોકરા-છોકરીઓ કોલેજમાંથી નીકળે છે ત્યારે સદાચાર-બ્રહ્મચર્યના નામે મીંડુ મૂકાવીને આવે છે. પછી છોકરીઓયે નોકરી શોધવા જાય છે. રૂપિયા મેળવવા આજકાલ છોકરીઓ સાવ નિમ્નસ્તરીય નોકરી કરતાં પણ ખચકાતી નથી. કંઈ કહેવા જેવું નથી....બાંધી મૂઠી લાખની છે. આજની નારી વધુ ને વધુ પતનની ઊંડી ગર્તામાં ધકેલાઈ રહી છે. કોણ એને ઉગારશે ? કોણ એને બચાવશે ?

આજે સ્વયંના ચારિત્રની દૃષ્ટિએ તો લગ્નની બાબતમાં વિચારાતું જ નથી. આજે વિચારાય છે સુખ-સુવિધાના દૃષ્ટિકોણથી. લગ્ન પછી પણ આજે તો સ્ત્રી પરાયા પુરુષો જોડે હરવા-ફરવાની, કલાકોના કલાકો એકાંતમાં ગાળવાની, કલબો, હોટલોને રેસ્ટોરંટોમાં રખડવાની સ્વતંત્રતા ઝંખે છે !

## સ્ત્રી-સ્વાતંત્ર્યતાને નામે શીલની હોળી :

પુરુષ પણ એવી જ છૂટછાટ છૂટથી લેતા નજરે પડે છે. એ પણ બીજી બીજી સ્ત્રીઓ સાથે મોજમઝા કરે છે-રખડે છે. અને પછી બંને એક બીજા પર આરોપોનો ટોપલો ખડકે છે. ઝઘડે છે. 'સ્ત્રી-સ્વાતંત્ર્ય'ના રૂપાળા નામે સ્ત્રીઓના શીલ અને સદાચારની હોળી સળગાવાઈ રહી છે. છોકરીના માધ્યમથી પૈસાદાર લોકો નોકરી કરવાવાળી સ્ત્રીઓના દેહને ખરીદે છે. પૈસાની પછવાડે પાગલ સ્ત્રીઓ પોતાના દેહને વેચી દે છે !

સ્ત્રી-સ્વાતંત્ર્યના હિમાયતીઓ શું સ્ત્રીના શીલ-સદાચારની ચિંતા કરે છે ? 'સ્ત્રીના શીલને આંચ ન આવવી જોઈએ' આ વિચારે છે એ લોકો ? નહીં, એમના દિમાગમાં તો સ્ત્રીના ભૌતિક સુખોના ભભકા જ ભર્યા છે ! સ્ત્રી-સ્વાતંત્ર્યની વાતમાં સ્ત્રી-

પુરુષના હેતભર્યા સંબંધોની કલ્પના જ કહોવાઈ ગઈ છે સ્ત્રીસ્વાતંત્ર્ય જાળમાં ફસાઈને સ્ત્રી–પોતાના પતિનો પ્રેમ, સંતાનોનું અપનત્વ ગુમાવતી જાય છે. આનાથી પારિવારિક પ્રેમ અને પારિવારિક જીવનવ્યવસ્થા ખોખલી બનતી જાય છે. કૈંકના જીવનમહેલ ખંડિયેરમાં પલટાઈ ગયા, કૈંકના જીવન બાગ ઉજ્જડ–વેરાન સહરાના રણ બની ગયા.

કહે છે કે 'આ યુગ સ્ત્રીઓને ગુલામ બનીને જીવવાનો યુગ નથી....સ્ત્રીએ શા માટે ગુલામી કરવી જોઈએ ? સ્ત્રીએ પોતાનું જીવન ઘરની ચાર દિવાલો વચ્ચે જ નથી પુરું કરી દેવાનું ! એણે તો દુનિયાની વચ્ચે દુનિયાના મેદાનમાં આવીને જીવવું જોઈએ, આવું બોલવાવાળા....બોલવાવાળા નહી યંત્ર બકવાવાળા લોકો સ્ત્રીને પુરુષની કામવાસનાને સંતોષવાનું એક પણ બકવાવાળા રમકડું સમજી બેઠા લાગે છે । આવી વાતો કરીને તેઓ સ્ત્રીને બીભત્સ જાહેરાતોના પાટિયે ઉતારે છે ! ક્યાં છે સ્ત્રી પ્રત્યેનો આદર અને ગૌરવ ? સ્ત્રીત્વનું ગૌરવાભિમાન આજે ક્યાં ગોતવા જશું ? જે નારીને શક્તિનું સર્વોચ્ચ બિરૂદ આપવામાં આવેલું છે યુગ–યુગથી, આપણા દેશમાં આપણાં પરિવેશમાં, એ નારી–શક્તિ આજે શાપિત બનીને જીવતી હોય એમ નથી લાગતું ?

## આ બધું શું સ્ત્રી-સ્વાતંત્ર્ય છે ?

શું સ્ત્રી પોતાના પતિની, પરિવારની નિઃસ્વાર્થ સેવા કરે.... એ ગુલામી છે ? સ્ત્રી પોતાના ઘરને સાચવે, જાળવે, ઘરકામ કરે, એ ગુલામી છે ? દાસત્વ છે ? સ્ત્રી પોતાના બાળકોને સારી શિક્ષા આપે, સારું ઘડતર કરે. શું આ ગુલામી છે ? ઘરની રસોઈ રામા કે મહારાજ ( રસોડાના મહારાજ હોં ?) ને ભળાવીને પોતે હાથમાં પર્સ જૂલાવતી કલબોમાં ભટક્યા કરે, એને તમે સ્વતંત્રતા કહેશો ? સ્ત્રી પોતાના કુમળા ભૂલકાઓને ઘાટીઓના હાથમાં સોંપીને સિનેમાઘરોમાં રખડ્યા કરે, એ સ્વતંત્રતા છે ? સ્ત્રી

પોતાના પતિને બિમારીના બિછાને કણસતો મુકીને બીજા પોતાના મિત્રો જોડે 'હિલસ્ટેશનો' પર ફર્યા કરે, એનું નામ સ્વતંત્રતા ? કહે છે કે : નાની ઉંમરમાં લગ્ન કરવાથી છોકરીને સ્કૂલ-કોલેજના શિક્ષણ શું કરવાનું ? કોલેજની શિક્ષા-દીક્ષા મોટા ભાગે યુવાવર્ગને અભિમાનના પૂતળા બનાવી દે છે. જયારે સ્ત્રીનું હૈયું તો વિનમ્રતા, સ્નેહ-સદ્‌ભાવથી સભર જોઈએ. આધુનિક શિક્ષણે સ્ત્રીના સ્નેહભર્યા અને વાત્સલ્ય-નીતરતા વ્યક્તિત્વને વીંખી નાંખ્યું છે. આધુનિક શિક્ષણે સ્ત્રીના નિ:સ્વાર્થ પત્નીત્વનું આગવું રૂપ ક્ષત-વિક્ષત કરી દીધું છે. તમારા લોકોનો અનુભવ શું કહે છે આ બાબતમાં ?

## વ્યક્તિગત પરિવર્તન થઈ શકે છે :

હું એમ હરગિજ નથી કહેતો કે નાની ઉંમરમાં જ લગ્ન કરી લેવાં જોઈએ. મારૂં કહેવું તો એટલુ જ છે કે લગ્નપૂર્વે સ્ત્રીનું બ્રહ્મચર્ય અખંડિત રહેવું જોઈએ. પુરુષ પણ લગ્નપૂર્વે બ્રહ્મચારી જ રહેવો જોઈએ. લગ્ન પછી લગ્નના આદર્શો પાળવા જોઈએ. સામાજિક વ્યવસ્થા જ એ રીતની ગોઠવાવી જોઈએ. હું જાણું છું ને માનું પણ છું કે આજના વિષમકાળે આવું પરિવર્તન થવું અસંભવ જેવું લાગે છે. છતાંયે કોઈ પરિવાર....કોઈ વ્યક્તિ જો હિંમત કરીને આવું પરિવર્તન કરવા માંગે તો કરી શકે છે. એને કોઈ રોકી નહીં શકે ! સારૂંને સાચું પરિવર્તન આણવા માટે હિંમત જોઈએ. સત્વ જોઈએ....પોતાની વાતને ખરી સિદ્ધ કરવાની બુદ્ધિ જોઈએ.

## કન્યાઓને કોલેજનું શિક્ષણ ન જોઈએ :

મારા મત મુજબ તો છોકરીઓને કોલેજમાં મોકલવી જ નહીં જોઈએ, જો તમે તમારી છોકરીઓના જીવનને શાંતિમય સ્વસ્થ બનાવવા માંગતા હો તો !

**સભામાંથી :** જો છોકરીઓને કોલેજમાં ન મોકલીએ...... ગ્રેજ્યુએટ ના બનાવીએ તો એની સાથે લગ્ન કરવાવાળા છોકરા નથી મળતા !

**મહારાજશ્રી :** તમારે પણ છોકરાઓ તો છે જ ને ? તમે તમારા દીકરા માટે એવી જ છોકરી પસંદ કરો કે જેણે કોલેજનું શિક્ષણ ના મેળવ્યું હોય ! તમે તમારા છોકરા માટે 'કોલેજ-એટેન્ડ' છોકરીનો આગ્રહ છોડી દો....તો તમારી છોકરી સાથે લગ્ન કરનાર છોકરો મળી જશે ! એમાં બીજી યોગ્યતાઓનો વિકાસ સારી પેઠે કરતા રહો....ગુણવતી અને શીલવતી કન્યા કયારેય દુઃખી નથી થતી. જો કોઈ પાપકર્મના ઉદયે દુઃખ આવી પડશે તોય એ સમતા-ભાવે સહન કરશે પણ એની ચિત્તશાંતિ અખંડ રહેશે....માનસિક સમતુલા ભલી પેરે જળવાશે. છોકરા-છોકરીઓને જે શિક્ષણ આપવામાં આવે એનું લક્ષ્યબિન્દુ આજ રહેવું જોઈએ કે એ દુઃખોમાં દીન-હીન ના બની જાય....સુખોમાં લીન-તલ્લીન ના બની જાય ! આ કેન્દ્રબિન્દુની આસપાસ જ સમગ્ર શિક્ષણની ગૂંથણી હોવી જોઈએ. જીવનની સફળતાના આ બે 'માઈલસ્ટોન' છે.

દુઃખમાં દીન ના બનો...હીન ના બનો
સુખમાં લીન ના બનો, તલ્લીન ના બનો.

અમેરિકા અને યુરોપના અન્ય બીજા દેશોમાં હવે એક પરિવર્તનનો વાયરો વાઇ રહ્યો છે, જે સ્ત્રીઓએ મોટી ઉંમર સુધી લગ્ન નહોતા કર્યા, એ સ્ત્રીઓએ પોતાના કટુ અનુભવો વર્ણવીને જણાવ્યું કે 'લગ્ન તો સોળ-સત્તર વરસની ઉંમરે કરી લેવા જોઈએ.' અને આજે ત્યાં એ ઉંમરે પરણવાની ફેશન ચાલી નીકળી છે !

જે સ્ત્રીઓ ઘરની જવાબદારીઓથી મુક્ત બનીને સ્વતંત્રતાથી જીવવાનું પસંદ કરતી હતી, એ સ્ત્રીઓએ પોતાના કડવા

અનુભવો ભોગવીને એમાંથી બોધપાઠ લઈને હવે Return to Home ઘર તરફ પાછી વળવા લાગી છે. 'We want our Home and our Family life' આ સૂત્રો પોકારીને ત્યાંની સ્ત્રીઓ હવે સરઘસો કાઢે છે. જો કે થોડા સમય પહેલાં દિલ્હીની સડકો પર પણ આવું એક સરઘસ નીકળ્યું હતું. પણ મને લાગે છે કે આપણા દેશની સ્ત્રીઓ પણ કટુ અનુભવોની આગમાં શેકાયા પછી જ પાછી વળશે. અત્યારે તો એમને ઘરમાં બંધિયારપણું ભાસે છે....દૂર દૂર કલબ સોસાયટી–હોટલોમાં એમને સ્વર્ગ નજરે ચડે છે ને દોડી રહી છે એ તરફ.

મોક્ષમાર્ગ બતાવનાર, મોક્ષમાર્ગની આરાધના ઉપાસના બતાવનાર બતાવનાર, અધ્યાત્મનો ઉજળો ઉપદેશ આપનાર આ બંને મહાન શ્રુતધર આચાર્ય શ્રી હરિભદ્રસૂરીજી અને મુનિચન્દ્રસૂરીજી, ગૃહસ્થ-જીવનની વિવાહ–પદ્ધતિ–લગ્ન પદ્ધતિના વિષયમાં જ્યારે માર્ગદર્શન આપી રહ્યા છે ત્યારે આપણે સમજવું જ જોઇએ કે આ વાતોનો સીધો સંબંધ Direct touch મોક્ષમાર્ગ સાથે રહેલો છે. ધર્મપુરુષાર્થ સાથે આનું જોડાણ છે. નહીતર આવા મહાત્મા પુરુષો લગ્ન છેવો સાંસારિક વિષયને સ્પર્શે પણ શાના ? એક બીજા મહાન જ્ઞાનીપુરુષ ભગવાન ઉમાસ્વાતીએ તો ત્યાં સુધી કહ્યું છે કે :–

**'लोकः खलु आधारः सर्वेषां ब्रह्मचारीणाम्'**

લોક એટલે સમાજ ! લોક એટલે પ્રજા ! પ્રજા તો બધા જ સંયમી પુરુષો માટે આધારભૂત છે. બધા જ સંયમી સ્ત્રી–પુરુષોનો જે આધાર છે; એ આધાર કેટલો સુદઢ અને વિશુદ્ધ જોઇએ ? જો આધાર અશુદ્ધ હશે, ઢીલો હશે, કમજોર-નબળો હશે તો ક્યારેક આધારે રહેલાને નીચે પાડશે ! પ્રજા અગર કુળવાન, શીલવાન અને ગુણવાન નહીં હોય તો સંયમી સ્ત્રી–પુરુષોનો આધાર ધ્વસ્ત થઈ જશે. સંયમી જીવનનું અસ્તિત્વ ખતરામાં આવી પડશે. શીલ અને

સદાચારનું મૂલ્યાંકન જે સમાજમાં થતું હોય એ સમાજમાં જ સાધુતાનું, સંયમનું પાલન સુપેરે–સારી રીતે થઈ શકે છે. જે સમાજમાં શીલ અને સંયમના મૂલ્યો ના જળવાય એ સમાજમાં રહેતાં સાધુ સાધ્વીઓનાં શીલ અને સદાચાર સળગી જાય.

પ્રાચીન ભારતમાં કેટલી જાતનાં લગ્ન થતા હતા ? કેવી રીતે થતાં હતાં ? એ બધી વાતો હવે પછીના પ્રવચનમાં આપણે જોઈશું, આજે તો બસ., આટલું જ !

* વૈદિક પરંપરામાં વિવાહના ૮ પ્રકાર બતાવવામાં આવ્યા છે. આજના પરિવેશમાં એ બધા પ્રસ્તુત નથી થઈ શકતા.

* સ્ત્રીએ ગર્ભાવસ્થા દરમ્યાન ગર્ભની ખૂબ જ કાળજી રાખવી જોઈએ. સ્ત્રીની તમામ વૃત્તિ-પ્રવૃત્તિની ઓછી-વત્તી અસર પેટમાં રહેલા બાળક પર અચૂક થાય છે.

* માણસ જે જુએ છે, સાંભળે અને વાંચે છે, એની અસર એના આખા વ્યક્તિત્વ પર થાય છે.

* સંસ્કારી પરિવાર, એ જીવનની મોટી મૂડી છે. પરિવાર જો પ્રેમાળ, સમજુ અને સુવ્યવસ્થિત હશે, તો તમારી ધર્મઆરાધના નિરાપદ બની રહેશે,

# પ્રવચન/૧૩

મહાન્ શ્રુતધર પૂજ્ય આચાર્ય ભગવંત શ્રી હરિભદ્રસૂરીશ્વરજી દ્વારા રચાયેલ 'ધર્મબિન્દુ' ગ્રન્થના માધ્યમથી ગૃહસ્થ-જીવનના સામાન્ય ધર્મના વિષયમાં આપણે વિવેચના કરી રહ્યા છીએ. લગ્ન-વિવાહમાં ઔચિત્યનું પાલન એ બીજો સામાન્ય ધર્મ છે. લગ્નના વિષયમાં ગ્રંથકારે ખૂબ જ સ્પષ્ટ, તર્કસંગત અને સર્વાંગીણ

માર્ગદર્શન આપ્યું છે. હવે ટીકાકાર આચાર્યશ્રી આ સંદર્ભમાં કેટલીક વિશેષ વાતો બતાવી રહ્યા છે.

વિવાહની પરિભાષા કરતા એઓએ જણાવ્યું કે :—

'युक्तितो वरणविधानम्, अग्निदेवादिसाक्षिकं च पाणिग्रहणं विवाहः ।'

કુલ–શીલ વગેરેની જાંચ–પરખ કરવી એ યુક્તિ છે, એ યુક્તિથી પસંદગી કરીને, અગ્નિ અને દેવ વગેરેની સાક્ષીએ વર કન્યાનું પાણિગ્રહણ કરે, આને લગ્ન કહેવાય છે. આ પરિભાષા અલબત્ત વૈદિક ધર્મ–પરંપરાની છે. જૈનપરંપરાને પણ તે અમાન્ય નથી જ.

પ્રાચીનકાળમાં, જૂના જમાનામાં કોઈ એક જ પ્રકારની વિવાહ પદ્ધતિ નિશ્ચિત નહોતી. અહીં ટીકાકાર આચાર્યશ્રી અન્ય વૈદિક પરંપરાના શાસ્ત્રોમાંથી ઉદ્ધૃત કરીને આઠ પ્રકારની પદ્ધતિઓ વર્ણવે છે. આપણે સંક્ષેપમાં એ આઠ જાતની લગ્ન પદ્ધતિઓને જોઈએ.

**(૧) બ્રાહ્મવિવાહ :**

કન્યાને વસ્ત્રાલંકારોથી શણગારીને વરને અર્પણ કરવામાં આવે. અર્પણ કરતી વેળા કન્યાદાન કરનાર કન્યાને કહે કે : 'તું આ મહાભાગ પુરુષની સહધર્મચારિણી બન.' આમ કહીને જે લગ્ન કરવામાં આવે તે **બ્રાહ્મ** લગ્ન કહેવાય.

લગ્ન પછી સ્ત્રીએ પોતાના પતિની સાથે જીવન વીતાવવાનું હોય છે. જ્યારે પત્ની પતિને પૂર્ણરૂપેણ સમર્પિત બને છે ત્યારે જ એ સહધર્મચારિણી બની શકે છે. પતિના પદચિહ્નો પર એ ચાલનારી બને છે. પતિના સુખ–દુઃખમાં સહભાગી બની શકે છે. કન્યાને લગ્ન વખતે જે આશીર્વાદ આપવામાં આવે છે એ બ્રાહ્મ–વિવાહમાં દામ્પત્ય જીવનની ચાવી છે.

**(૨) પ્રાજાપત્ય વિવાહ :**

કન્યાનો પિતા કન્યાને ધનવૈભવની સાથે જમાઈને

કન્યાદાન આપે. એને પ્રાજાપત્ય વિવાહ કહેવામાં આવે છે. જમાઈ કંઈ માંગે કે ના માંગે, કન્યાનો પિતા પોતાની ઈચ્છાથી ધન આપે છે. પોતાની પુત્રી પ્રત્યે સ્નેહ હોવાથી, સંપન્ન પિતા કન્યાને ધન-વૈભવ આપે એ તદ્દન સ્વાભાવિક છે.

**(૩) આર્ષ વિવાહ :**

કન્યાદાનની સાથોસાથ કન્યાનો પિતા બે ગાયોનું દાન પણ આપે, એને આર્ષવિવાહ કહેવાય છે.

**(૪) દૈવ વિવાહ :**

લગ્ન વખતે જે યજ્ઞ કરવામાં આવે છે એ યજ્ઞ કરનાર બ્રાહ્મણને જ કન્યાની દક્ષિણા આપી દેવાય; એટલે કે યાજ્ઞિક બ્રાહ્મણ સાથે જ કન્યાનાં લગ્ન કરી દેવાય. એને દૈવ વિવાહ કહે છે.

આ ચાર પ્રકારના લગ્ન માતા-પિતાની અનુમતિથી થાય છે અને આ લગ્નોમાં સ્ત્રી-પુરુષના જીવનમાં ગૃહસ્થોચિત દેવપૂજા વગેરે ધાર્મિક કર્તવ્યોનું પાલન બહુ સરળતાથી થઈ શકે છે, માટે આ લગ્નોને ધર્મશાસ્ત્રોએ પ્રામાણિક ગણ્યાં છે. હવે બાકીના ચાર લગ્ન જે બતાવી રહ્યો છું એ શાસ્ત્રસંમત નથી, પણ પ્રચલિત હતાં....માટે બતાવાયેલા છે.

**(૫) ગાંધર્વ વિવાહ :**

સ્ત્રી-પુરુષ અરસપરસ પ્રેમ થવાથી લગ્ન કરી લે....વીંટી કે રૂમાલ વગેરેની આપ-લે કરવા રૂપે આ લગ્ન થતાં હોય છે. આજે આપણે જેને પ્રેમલગ્ન (Love Marrege) કહીએ છીએ એ આ વિભાગમાં આવી શકે.

**(૬) આસુર વિવાહ :**

કોઈ જાતની સોદાબાજી કરીને કન્યા આપવામાં આવે એને આસુર વિવાહના વિભાગમાં મૂકાય છે. કન્યાવિક્રિય કે વરવિક્રય આ કક્ષામાં આવે છે.

**(૭) રાક્ષસ વિવાહ :**

કન્યાનું અપહરણ કરીને એની સાથે લગ્ન કરવામાં આવે એને રાક્ષસ વિવાહ કહેવાય છે.

**(૮) પૈશાચ વિવાહ :**

સૂતેલી કે બેધ્યાન કન્યાનું અપહરણ કરીને બળાત્કારે એની અનિચ્છા હોવા છતાંયે એની સાથે લગ્ન કરવાં એ પિશાચ વિવાહ છે.

આ ચારે પ્રકારનાં લગ્ન તો ધર્મનિષિદ્ધ છે. છતાં જો સ્ત્રી-પુરુષ બંનેની પરસ્પર પ્રીતિ છે, સહમતિ છે તો ધર્મવિહીત બની જાય છે. એ પ્રીતિમાં કોઈપણ જાતનો ભય કે લાલચ ન હોવાં જોઈએ. સહજ-સ્વાભાવિક આંતરપ્રીતિથી લગ્ન જો થાય છે, તે અધાર્મિક નથી ગણાતાં.

રામાયણમાં એક પ્રસંગ વાંચવા મળે છે.

શ્રીકંઠ નામનો રાજકુમાર પોતાના વિમાનમાં આકાશમાર્ગે જઈ રહ્યો હતો. એક નગરના બાહ્ય ઉદ્યાનમાં એણે એક રાજકુમારીને જોઈ, શ્રીકંઠે વિમાનને થોડું નીચે ઉતાર્યું. રાજકુમારીની નજર પણ રાજકુમાર તરફ ખેંચાઈ....બંને અરસ-પરસ અનુરાગી બની ગયાં. શ્રીકંઠે રાજકુમારીનું અપહરણ કરવાનું વિચાર્યું, વિમાનને જમીન પર ઉતારી રાજકુમારીને લઈ આકાશમાર્ગે ભાગી નીકળ્યો. રાજકુમારીનું અલબત્ત એણે અપહરણ કર્યું પણ રાજકુમારીની સંમતિથી ! જ્યારે રાજકુમારીના પિતા વિદ્યાધર રાજાને ખબર પડી કે એની છોકરીનું અપહરણ કરવામાં આવ્યું છે, તો તરત જ એણે સેનાની સાથે આકાશમાર્ગે એનો પીછો કર્યો. શ્રીકંઠ તો સીધો જ પહોંચી ગયો લંકાદ્વીપ પર. લંકાનો રાજા કીર્તિધવલ શ્રીકંઠનો બનેવી હતો. શ્રીકંઠે જઈને કીર્તિધવલને બધી વાત કરી. કીર્તિ-ધવલે શ્રીકંઠને આશ્રય આપ્યો. એણે લંકાના દરવાજા બંધ કરાવીને પોતાના સૈન્યને સજાગ રહેવા જણાવી દીધું.

કીર્તિધવલે એક દૂતને પોતાનો સંદેશ લઈને વિદ્યાધર રાજા પાસે મોકલ્યો. દૂતે જઈને લંકાપતિનો સંદેશ સંભળાવ્યો : 'રાજન્, તમારે શાંત બનવું જોઈએ. તમારી કન્યા પોતાની સ્વેચ્છાથી રાજકુમાર શ્રીકંઠની સાથે આવી છે. શ્રીકંઠે બળાત્કારે અપહરણ નથી કર્યું ! આમેય દીકરી એ તો પારકી થાપણ છે, કોઈપણ સુયોગ્ય રાજકુમાર સાથે એનાં લગ્ન કરવાના હોય છે જ. તો પછી જ્યારે કન્યાએ પોતે જ પતિનું વરણ કરી લીધું છે ત્યારે તમારે રોષ કે રીસ નહીં કરવાં જોઈએ, પણ બંનેને પ્રેમથી આશીર્વાદ આપીને લગ્ન કરાવી દેવા જોઈએ.'

દૂતે સંદેશો આપ્યો એટલી વારમાં એક દાસી ત્યાં આવી અને રાજાને કહ્યું : 'હે મહારાજા, હું દેવી પદ્માનો સંદેશ લઈને આવી છું. એમણે કહ્યું છે કે 'હું મારી ઈચ્છાથી જ શ્રીકંઠની પત્ની બની છું....મારી ઈચ્છાથી મેં એમની સાથે લગ્ન કર્યાં છે. એમાં શ્રીકંઠનો કોઈ દોષ નથી. માટે હવે તમારે રોષ નહીં કરવો જોઈએ.'

રાજાએ વિચાર્યું કે બંનેએ પરસ્પરના અનુરાગથી કામ કર્યું છે, ત્યારે હવે મારે વિરોધ કરવાથી શું ? મારે એમના લગ્ન કરી દેવાં જોઈએ. એણે લંકામાં આવીને બંનેનાં લગ્ન ધામધૂમથી કરી દીધાં.

પુરુષની અપેક્ષાએ લગ્નનું પહેલું ફળ છે વિશુદ્ધ પત્નીની પ્રાપ્તિ ! જો અખંડ ચારિત્રવતી, ગુણવતી અને શીલવતી પત્ની મળે છે તો લગ્નજીવન સફળ નીવડે છે.

### ગર્ભવતી સ્ત્રી ગર્ભની સંભાળ લે :

આવી પત્નીની પ્રાપ્તિનું ફળ છે સારી સંતતિની પ્રાપ્તિ. જો માતા સુશીલ, સંયમી અને સંસ્કારી હશે તો એનાં સંતાન મોટા ભાગે સુશીલ, સંયમી અને સંસ્કારી જ પેદા થવાનાં. જ્યારથી

સ્ત્રી ગર્ભવતી બને ત્યારથી જ એણે સાવધ થઈ જવું જોઈએ. એને ખબર પડે કે, 'હું મા થવાની છું' ત્યારથી જ એણે જીવનપદ્ધતિમાં પરિવર્તન કરી દેવું જોઈએ. ઉદરમાં રહેલા જીવને કોઈપણ પ્રકારની શારીરિક કે માનસિક પીડાના શિકાર ન થવું પડે, એના માટે એણે સજાગ થઈ જવું જોઈએ. એણે પોતાના વ્યક્તિગત આનંદ-પ્રમોદ અને સુખભોગને છોડીને ગર્ભસ્થ જીવાત્માની સુખ-શાંતિનો વિચાર કરવો જોઈએ. એને ખબર હોવી જોઈએ કે મારી મન-વચન-કાયાની દરેક વૃત્તિ-પ્રવૃત્તિની અસર સૂક્ષ્મરૂપેણ ગર્ભસ્થ જીવ પર અવશ્ય પડે છે. એના પર કોઈ ગલત અસર ના પડે એ માટે એણે પોતાના વિચારોને પણ પવિત્ર, ઉદાત્ત અને શાંત રાખવા પ્રયત્નશીલ રહેવું જોઈએ.

## ગર્ભસ્થ જીવની અસર માના મન પર :

આવું પણ બની શકે છે કે ગર્ભમાં આવનાર જીવ પવિત્ર આત્મા હોય, મહાન થનાર હોય તો માતાને સહજરૂપે સારા વિચારો....સારા સપનાંઓ આવે છે ! આનો અર્થ એ છે કે ગર્ભસ્થ જીવના સારા-નરસા કર્મોનો પ્રભાવ માતાના વિચારો પર પડે છે. પણ જાગૃત મા સમજી લે છે કે પેટમાં કેવો જીવ આવ્યો છે. એનો પ્રયત્ન તો એ જ રહે છે કે સંતાન સુશીલ અને સદાચારી બને. સંતાન નિરોગી અને સ્વસ્થ બન્યું રહે, એની પાંચે ઈન્દ્રિયો પરિપૂર્ણ રહે. જો માતા આ બાબતોમાં દુર્લક્ષ્ય રાખે તો કદાચ માની દુષ્પ્રવૃત્તિઓથી સંતાન રોગી, અસ્વસ્થ, અને ખોડ-ખાંપણ-વાળું જન્મે.

## ગર્ભવંતી સ્ત્રીના આચરણની અસરો :

જે ગર્ભવતી સ્ત્રી આખો દિવસ રેડિયો, રેકર્ડસ, ટેપ વગેરે સાંભળ્યા કરે છે-એનું સંતાન બહેરાશનો શિકાર બનવા સંભવ છે.

જે સ્ત્રી સિનેમા....ટી. વી....નાટક અને સરકસ વધુ પડતાં

જુએ છે એનું સંતાન આંધળું, કાં નબળી આંખોવાળું પેદા થવાની શકયતા રહે છે. જે સ્ત્રી વધારે પડતું ગળ્યું, તીખું, ખાટું ખાધા કરે છે, વધારે પડતું ગરમ કે એકદમ ઠંડુ (ફ્રીજનું) ખાવાનું ખાય છે એનું બાળક રોગી, અશક્ત અને વિકલાંગ જન્મવા સંભવ છે.

જે સ્ત્રી દોડે છે, વધારે પડતું હસ્યા કરે છે....બકબક કર્યા કરે છે, એનો છોકરો ખોડખાંપણવાળો જન્મવાની શકયતા છે. એના દાંત કાળા હશે....એના હોઠ ફીક્કા હશે....વગેરે.

જે સ્ત્રી શરીર પર બહુ માલિશ વગેરે કર્યા કરે છે, ક્રીમ-પફ-પાવડરના લપેડા લગાડયા કરે છે, એનાં સંતાનને ચામડીના રોગો થાય છે.

## ગર્ભપાતનું મહાપાપ વધી રહ્યું છે :

એકદમ ચસોચસ, તસતસતા કપડાં પહેરવાથી ગર્ભસ્થ જીવના શરીરનો વિકાસ અવરોધાઈ જાય છે. ગર્ભાવસ્થા દરમ્યાન મૈથૂન અત્યંત હાનિકારક બને છે. આ બધી વાતો શાસ્ત્રોની જ નથી....આરોગ્યના ગ્રંથો અને આજે તો વિજ્ઞાનીઓ પણ આ વાતોમાં પોતાનો સૂર પૂરાવે છે. જો સ્ત્રી કલ્યાણમયી હોય, તો ગર્ભસ્થ જીવને જરાય તકલીફ નહીં પડવા દે.

**સભામાંથી :** આજકાલ તો 'એબોર્શન' બહુ મામૂલી વાત ગણાય છે. સમાજમાં સારા કહેવાતા લોકો પણ આ ઘોર પાપને પંપાળી રહ્યા છે.

**મહારાજશ્રી :** ભ્રૂણ-હત્યાનું પાપ કેટલું ઘાતક અને ભયાનક છે, એ શું મારે તમને સમજાવવું પડશે ? સ્ત્રી-પુરુષમાં છેલ્લી કક્ષાની ક્રૂરતા હોય તો જ આ પાપ થાય છે. ગર્ભસ્થ જીવના પ્રત્યે આટલી નિર્દયતા દાખવનાર સ્ત્રી-પુરુષો ધર્મસ્થાનોમાં તો

પ્રવેશ કરવા માટે તદ્દન નાલાયક છે. એમનું ધર્મક્ષેત્રમાં આગમન અહિતકર નીવડે છે. બીજી વાત, જે સ્ત્રી આટલી હદે ક્રૂર બની શકે છે એ સુશીલ રહી જ ના શકે, એની કુલીનતા ન રહી શકે અકબંધ ! એનામાં ધર્માચરણની યોગ્યતા ન જ હોઈ શકે. આવી સ્ત્રીઓને મોટા ભાગે સંતાનપ્રાપ્તિ થતી જ નથી ! ને કદાચ થાય છે તો પણ તે સંસ્કારી અને સુશીલ તો નથી જ હોતા.

**સરકાર પણ પાપોને ઉત્તેજિત કરી રહી છે :**

ભારતના આટલા લાંબા ઈતિહાસમાં તમે કયાંયે વાંચ્યું છે કે સરકારે પ્રજાને ગર્ભપાત કરવાની કાયદેસર છૂટ આપી હોય ? અરે, મુસલમાન રાજાઓનું જ્યારે રાજ્ય હતું, એ રાજાઓએ પણ કયારેય ગર્ભપાતની રજા નહોતી આપી. અંગ્રેજોના રાજ્યમાં પણ ગર્ભપાત કરવો-કરાવવો અપરાધ માનવામાં આવતો હતો. પરંતુ આપણા સ્વતંત્ર ભારતના નેતાઓ આ પાપને પોષી રહ્યા છે. સંતતિ નિયમનના સાધનોનો દેશવ્યાપી પ્રચાર કરી કરીને દુરા-ચાર-વ્યભિચારને ઉત્તેજના આપી છે. મદ્યપાનનો પણ સરકાર નિષેધ નથી કરી રહી. માંસાહારને ઉત્તેજે છે. આવી પરિસ્થિતિમાં મનુષ્યને પાપોથી મુક્ત રાખવો કેટલું મુશ્કેલ બનતું જાય છે ? જો મનુષ્ય પોતે જાગૃત હોય....પોતે આત્મજ્ઞાની બને અને આ બુરાઈઓથી બચવા માંગે, તો જ બચી શકાય એવું છે. બાકી તો હરિ હરિ છે બધું ! સ્ત્રીના માટે ગર્ભસ્થ જીવનું સારી રીતે લાલન-પાલન કરવું, એ બહુ મોટો ધર્મ છે. જો ધર્મનું પાલન કરે તો જ સારી સંતતિ, સારી પ્રજા પેદા થઈ શકે છે.

**સાત્ત્વિક અને સંસ્કારી પ્રજા ક્યારે જન્મે ?**

ધ્યાન રાખજો, મોક્ષમાર્ગની આરાધના સાત્ત્વિક પ્રકૃતિની પ્રજા જ કરી શકે છે. સાત્ત્વિક પ્રજાની ઉત્પત્તિ સુશીલ-સંસ્કારી અને કરુણામયી મહિલા દ્વારા જ થઈ શકે છે. રજોગુણી અને તમોગુણી

સ્ત્રીઓની પ્રજા મોક્ષમાર્ગને ન અનુસરી શકે. આત્મતત્ત્વની ઉપલબ્ધિ ન કરી શકે.

સારી પ્રજાના માટે, સાત્ત્વિક પ્રજાના માટે સ્ત્રીઓ પણ સાત્ત્વિક જોઈશે. પુરુષો પણ જોઈએ. માત્ર શારીરિક સુખ મેળવવાની દૃષ્ટિથી જ કંઈ લગ્નનો માર્ગ બતાવવામાં નથી આવ્યો. એ સુખ તો વગર લગ્ને પણ માણસ મેળવી શકે છે. લગ્નનું મુખ્ય પ્રયોજન સાત્ત્વિક અને સંસ્કારી પ્રજાની ઉત્પત્તિનું છે. સાત્ત્વિકનો અર્થ શક્તિશાળી નથી, સાત્ત્વિકનો અર્થ છે સુશીલ, સહનશીલ, સ્થિર, ધીર અને વીર. આવી પ્રજા જ કષ્ટભરપૂર ધર્મપુરુષાર્થ કરવા માટે સક્ષમ નીવડે છે. આવી પ્રજા જ આત્માને અનંત અનંત કઠોર કર્મોના બંધનોથી મુક્ત કરાવવા માટે સમર્થ બને છે. નિઃસત્ત્વ, કાયર અને કષ્ટભીરૂ પ્રજા ધર્મપુરુષાર્થ તો ઠીક, પોતાના રાષ્ટ્રની રક્ષા કરવામાં પણ સમર્થ નથી બની શકતી.

અત્યંત વિલાસિતા મનુષ્યને નિઃસત્ત્વ, કાયર, અસ્થિર અને ચંચળ બનાવી મૂકે છે. જુઓ ને, આજના માણસની સ્થિતિ ! વિલાસિતાના કીચડમાં એ વધુ ને વધુ ઊંડે ખૂંપતો જાય છે....લગ્નના આદર્શો સાવ જ વિસરાઈ ગયા છે. આત્મદૃષ્ટિનો ઉઘાડ જ નથી ! માત્ર ભોગદૃષ્ટિ અને ભોગ-ઉપભોગની સૃષ્ટિમાં જ ભટકવાનું ! પ્રજા નિઃસત્ત્વ ને માયકાંગલી બનતી જાય છે. ક્યાં જઈને અટકશે આ બધું ?

આખો દેશ નહીં, એક પ્રાન્ત નહીં, માત્ર એક જૈન સમાજ પણ જો આ આદર્શોને જીવંત બનાવે અને જ્ઞાની પુરુષોના માર્ગ-દર્શન મુજબ જીવનપદ્ધતિ સ્વીકારે તો એમનું આત્મકલ્યાણ તો થશે જ, સાથે સાથે દેશનું પણ ભલું થશે ! બીજી પ્રજાને પણ એક અનુકરણીય આદર્શ મળશે. છે તમન્ના તમને લોકોને એવો ભવ્ય આદર્શ જગત આગળ મૂકવાની ? હું શું તમારી પાસેથી એવી અપેક્ષા રાખી શકું ? જો તમે લોકો આશાને સફળ નહીં કરો તો બીજા કોણ કરશે ? તમે જ કહો....મારે ક્યા સમાજની આગળ જઈને આ બધી વાતો કરવાની ?

ધર્મના આ પ્રાથમિક ઉપદેશોની ઉપેક્ષા કરીને ધર્મશાસનને ઘણું નુકશાન આપણે પહોંચાડ્યું છે, જાણે કે અજાણે ! જે ધર્મ આપણું ભલું કરવા માંગે છે, આપણું કલ્યાણ કરવા માંગે છે, એ જ ધર્મનો આપણે બધા ધજાગરો બાંધી રહ્યા છીએ ! એની સાથે જ જાળ-ફરેબી રચી રહ્યા છીએ ! ગૃહસ્થ જીવનના આ સામાન્ય ધર્મોનું અધ્યયન કરો, એને સમજી ને સ્વીકારો, જીવનમાં સ્થાન આપો. તમે વિશ્વાસ રાખો, આનાથી તમારું હિત જ થશે.

જો પત્ની સુશીલ, સાત્વિક અને સંસ્કારી છે, સંતાન પણ સુશીલ, તેજસ્વી અને વિનયી છે, તો તમારું ચિત્ત, તમારું મન શાંત રહેશે. તમને માનસિક પ્રસન્નતા મળશે, તમે સ્વસ્થ અને પ્રશાંત બન્યા રહેશો. ચિત્તની સ્વસ્થતા અને પ્રસન્નતા જો પુર-બહારમાં ખીલેલી રહે છે તો પછી બીજું શું જોઈએ ? જો સ્વસ્થતા-પ્રસન્નતા નથી, અને દુનિયાની દોમ-દોમ સાહ્યબી મળી જાય, તોયે એને કરશો શું ? અસ્વસ્થ, અશાંત, અને ઉદ્વિગ્ન મનવાળા શ્રીમંતોને જરી પૂછી જુઓ....'તમે સુખી છો ?' જે જવાબ મળે તે જરી ધ્યાન દઈને સાંભળજો.

## પરિવારને સંસ્કારી બનાવો :

આત્મકલ્યાણની આરાધનામાં, આત્મવિશુદ્ધિની સાધનામાં મનુષ્યનું મન નિરાકુલ બન્યું રહેવું અત્યંત જરૂરી છે. શાંત અને સ્વસ્થ મનથી જ ધર્મ-આરાધના સારી રીતે થઈ શકે છે. સારો પરિવાર હોવાથી મન પણ શાંત અને સ્વસ્થ રહી શકે છે. પ્રતિકૂળ પરિવારની વચ્ચે રહીને મનની શાંતિ અને પ્રસન્નતા અકબંધ રાખવી સરળ નથી. બહુ મુશ્કેલ છે !

**સભામાંથી :** સારો અનુકૂળ પરિવાર તો પુણ્યોદયથી પ્રાપ્ત થાય છે ને ?

**મહારાજશ્રી :** બધા જ સુખો પુણ્યોદયથી પ્રાપ્ત થાય છે,

તમે લોકો સુખ મેળવવા માટે પ્રયત્ન-પુરુષાર્થ નથી કરતાને? પુણ્યોદય વગર ધન-સંપત્તિ મળે છે શું? તો પછી શા માટે પુરુષાર્થ કરો છો? સારો પરિવાર પુણ્યથી મળે છે, એ વાત કબૂલ, પણ પરિવારને સારો બનાવવા માટે તો પ્રયત્ન કરવો પડશે ને? પરિવારને સારું શિક્ષણ મળે, સારા સંસ્કાર મળે, સારું વાતાવરણ મળે, એટલા માટે કરો છો ઉપાય? ના રે ના, ત્યાં વળી શેના ઉપાયો કરવાના? એમ ને એમ પુણ્યોદય થઈ જશે અને પરિવાર સુધરી જશે, એ આશામાં બેઠા છો ને? ગણ્યા કરો આકાશના તારા!!!

સારો પરિવાર જોઈએ તો સહુ પ્રથમ કુળવાન, શીલવાન અને સમજુ સ્ત્રી સાથે લગ્ન-સંબંધ બાંધવો જોઈએ. સંતાનને ગર્ભાવસ્થાથી જ સુસંસ્કારી બનાવવા માટે માતાએ જાગૃત રહેવું જોઈએ. જન્મ થયા પછી છોકરાને કુશળતાથી શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવી જોઈએ. તમારે તમારા દિમાગને 'કન્ટ્રોલ'માં રાખીને પરિવારની સાથે સારો વ્યવહાર કરવો જોઈએ.

### દર્શન-શ્રવણ-વાંચનમાં સાવધાન રહો :

તમારે અને તમારા પરિવારે ત્રણ વાતોમાં સાવધાન રહેવું પડશે. દર્શન-શ્રવણ-અને વાંચનમાં સતર્કતા રાખવી પડશે. મનુષ્યમાં કાંઈ પણ સારું કે નરસું આ ત્રણ વાતોના માધ્યમથી જ પ્રવેશે છે.

તમે જે જોશો, સાંભળશો અને વાંચશો, તમારા મન પર એની અસર થવાની જ. તરતમાં કદાચ તમને એની અસર ખ્યાલમાં ન પણ આવે, ધીમે ધીમે એ અસર વધતી જશે. એ વાત તમારા વિચારોમાંથી ઉતરીને વ્યવહારમાં દેખા દેશે! તમે નવાઈ પામશો કે 'અરે, મારામાં આ ફેરફાર કેમ થઈ ગયો?' એ પરિવર્તન આવ્યું કંઈક જોવાથી, કંઈક સાંભળવાથી અને કંઈક વાંચવાથી!

ચોરી કરનારા કેટલાક છોકરાઓ જ્યારે પકડાયા અને જ્યારે ન્યાયાધીશની સામે એમણે કબૂલ્યું કે 'અમુક ફિલ્મ જોઈને ચોરી કરવાની ઈચ્છા જાગી.' ચોરી કરવાની રીત પણ 'પિકચર'માંથી શીખી લીધી! કોઈના હત્યારાએ કબૂલ કર્યું કે અમુક માણસે મને કહ્યું કે 'પેલાએ મારી પત્ની સાથે દુર્વ્યવહાર કર્યો છે, ને મારું મગજ ખૂન્નસથી ભરાઈ ગયું....હું રિવોલ્વર લઈને દોડી ગયો, પેલાને ખતમ કરી દીધો....'

હમણાં જ એક વિદેશી વાત વાંચવામાં આવી. એક છોકરો ડિટેક્ટીવ નોવેલ વાંચતો હતો. નોવેલમાં ડાકુ બેંક લૂંટે છે અને લાખો રૂપિયા લઈને ભાગી જાય છે. બસ, નોવેલ વાંચીને પેલો છોકરો પણ બેંકને લૂંટવાની યોજના ઘડે છે. જે રીતે નોવેલનો ડાકુ બેંક લૂંટે છે એ જ રીત એણે અજમાવી. પરંતુ બેંક પાસે પહોંચ્યો અને ઝડપાઈ ગયો!

જો પરિવાર સારો જોઈએ તો સિનેમા જોવાં....ટી. વી. જોવું....પરસ્ત્રીને જોવી....આ બધું ત્યજી દો. બીજાની નિંદા સાંભળવાની ટેવ પણ એટલી જ ખરાબ છે. નકામી વાતો સાંભળવી મૂકી દો. ગંદા અને બીભત્સ ગીતો સાંભળવાનું છોડો. ડિટેક્ટીવ વાર્તાઓ વાંચવાનું છોડો. છીછરું સાહિત્ય ન વાંચો. ફિલ્મી સાહિત્યને તિલાંજલી આપી દો. આટલી સાવધાની તો રાખવી જ પડશે. પતિ-પત્ની બંનેની ઈચ્છા જો સમાન હશે, અને બંને જો પોતાનાં સંતાનોને ગુણવાન, સંસ્કારી અને શીલવાન બનાવવા માંગતા હશે, તો જ આ કામ સરળ અને સફળ બની શકશે. નહીંતર તો રોજની રામાયણ મંડાયેલી જ છે! જુદી જુદી વિચારસરણીવાળા મા-બાપના છોકરા-છોકરીઓનું જીવન નિર્માણ બહુ સારું નથી થઈ શકતું! માતાનું શિક્ષણ જુદું, પિતાની રાય જુદી, છોકરાઓ ગુંચવાઈ જાય! એમાંથી કોની વાત માનવાની? આખર એઓ બંનેને બાજુએ મૂકીને પોતપોતાની મનમાની રીતે જીવવા માંડે છે.

જો પરિવારને સાનુકૂળ બનાવવાના પ્રયત્ન કરશો તો એમાં લાભ તમને જ છે. જે પરિવારમાં સ્ત્રી અને સંતાન સુશીલ, વિનયી અને વિવેકી હોય છે એ પરિવારમાં બધા લોકો પ્રસન્નચિત્ત રહે છે. બધાંનાં મન પ્રસન્ન અને ખુશહાલ રહેવાથી, બધા એકમત હોવાથી, ધર્મની આરાધના-ઉપાસનામાં એઓ ધારી પ્રગતિ કરી શકે છે. ધર્મઆરાધનામાં એમને આનંદ અને ખુશી મળે છે. કોઈ તાણ નહીં....કોઈ તનાવ નહીં....કોઈ શંકા નહીં, મનમુટાવ નહીં....!!!

## એક આદર્શ જૈન પરિવાર :

આવો એક પરિવાર મને જોવા મળ્યો. બીજા પણ હશે એવા પરિવારો, પણ આ તો મને જેનો પરિચય છે એ પરિવારની વાત કરું છું!

પતિ-પત્ની અને બે સંતાન. એક છોકરો અને એક છોકરી. બે સંતાનની પ્રાપ્તિ પછી પતિ-પત્નીએ સંપૂર્ણ બ્રહ્મચર્ય વ્રત ધારણ કરી લીધું. છોકરા-છોકરીને ભણાવ્યા. પિતા પોતે ગ્રેજ્યુએટ એટલે કે સુશિક્ષિત. છોકરા-છોકરીને પણ ગ્રેજ્યુએટ બનાવ્યાં. પણ કોલેજનું એકાદ નાનું સરખું દૂષણ પણ એમનામાં નથી પ્રવેશ્યું! જ્યારે પણ મેં આ પરિવારને જોયો છે, પ્રસન્ન અને પ્રફુલ્લિત જોયો છે. ક્યારેય કોઈના ચહેરા પર રોષ કે રીસ તો જોઈ જ નથી. ક્યારેય ન ઝઘડો, ન અણબનાવ! બધા પોતપોતાની જીવનસાધનામાં મશગુલ રહે છે. મેં આ પરિવારને શ્રદ્ધાવાન અને જ્ઞાનવાન જોયો.

આનાથી વિપરીત પરિવારોની સીમા જ ક્યાં છે? ખરેખર જો જોવા જઈએ તો માતો-પિતાનું લક્ષ્ય જ નથી રહ્યું કે પરિવાર સદાચારી અને પ્રસન્નચિત્ત બની રહે! પિતા શ્રીમંતાઈના સપના પાછળ દોટ મૂકી રહ્યો છે, તો માતા પોતાના સાજ-શણગાર અને

મંડળ-કમંડળોમાંથી ઊંચી નથી આવતી! સમાજમાં મોટાભા થવાની ...સારા દેખાવાની લાલસા વધતી જ જાય છે. સારા બનવું નથી ને સારા દેખાવું છે! આવી જીવનપદ્ધતિમાં શાંતિ-સ્વસ્થતા અને પ્રસન્નતા આવે પણ ક્યાંથી? સ્થિર મનથી ધર્મઆરાધના થાય જ કેમ?

લગ્નની સફળતા બાબત હું તમને કહી રહ્યો હતો. સારી પત્ની અને સંસ્કારી સંતાન હોવાથી મનને પ્રસન્નતા મળે છે. ઘરના બધા ગૃહસ્થોચિત કાર્યો સારી રીતે પાર પડે છે. ઘરની વ્યવસ્થા વણસતી નથી. જમવાનું-કરવાનું સમયસર થાય છે. ઘર સ્વચ્છ અને સુઘડ રહે છે. આ પણ લગ્નજીવનનું જ ફળ છે ને?

**લગ્નજીવનની નિષ્ફળતાનાં કારણો:**

**સભામાંથી:** આજકાલ અમને લોકોને આ ફળ બહુ ઓછાં મળે છે, કારણ કે ઘર તો ઘાટીઓના ભરોસે જ ચાલે છે મોટા ભાગે!

**મહારાજશ્રી:** તમારી તો વાત જ જવા દો! તમારી કમનશીબીની તો વાત શું કરવી? એમાંય જે શ્રીમંતો છે, બંગલાગાડીવાળા છે, એમણે તો કદાચ પત્નીના હાથે બનાવેલું ભોજન પણ ક્યારેક જ ખાધું હશે! મહારાજ જ રસોઈ બનાવે અને શેઠને પીરસી દે! શેઠાણી તો એ.... મઝેથી રેડિયો સાંભળતી હોય...કે છાપું વાંચતી હોય...કે કોઈ બહેનપણીને ત્યાં ગપ્પાં-સપ્તાહ માંડયું હોય! ઘરનું કામ તો ભાગ્યે જ એ કરતી હશે! આનું પરિણામ તમે જુઓ છો ને? ભારે શરીર અને દવાઓનું મોટું બીલ! નકામા ખોટા ખર્ચો અને વ્યસનોના વળગાડ! મધ્યમવર્ગ અને ગરીબ પરિવારમાં તો હજુયે ઘરનાં કામો ઘરની સ્ત્રીઓ જ કરતી હોય છે. મુંબઈ જેવા શહેરમાં તો મધ્યમ સ્થિતિના પરિવારોમાંયે ઘાટી અને કામવાળીનું રાજ આવી- ગયું છે. શ્રીમંત પરિવારોનું

સાવ આંધળું અનુકરણ ચાલે છે.

આવી પરિસ્થિતિ સર્જાણી કેમ? પહેલી ભૂલ તો તમે પસંદગી કરવામાં જ કરી છે! બીજી ભૂલ : પૈસા પાછળનું તમારું ગાંડપણ : ત્રીજી ભૂલ ધર્મઆરાધનાના લક્ષ્યનો અભાવ!

જે પ્રમાણે આ '**ધર્મબિન્દુ**' ગ્રંથમાં પત્નીની પસંદગીનો માર્ગ બતાવ્યો છે, એ પ્રમાણે જો પસંદ કરાયેલી પત્ની હોય અને સુશીલ સંતાન હોય, તો જ પરિવારના વ્યવહારમાં ઉજળાપણું જોવા મળશે. ગૃહસ્થોચિત આચારોમાં શુદ્ધિ જળવાશે. વ્યવહારની ચોખ્ખાઈ ગૃહસ્થજીવનમાં બહુ મહત્વપૂર્ણ છે. અમારા સાધુજીવનમાં ઘણુ વ્યવહારની શુદ્ધિને બહુ મહત્વ આપવામાં આવ્યું છે ને? જ્યાં સુધી વ્યવહાર દશામાં તમે અને અમે છીએ, ત્યાં સુધી પોતપોતાની કક્ષાને ઉચિત કર્તવ્યોના પાલનમાં તત્પર રહેવું જ જોઇએ. ગૃહસ્થજીવનમાં પરસ્પરના વ્યવહારોનું પાલન મોટા ભાગે સ્ત્રીઓ કરતી હોય છે. કારણ કે પુરુષને એટલો સમય ન પણ મળે. સ્ત્રીમાં જો વ્યવહાર-કુશળતા હોય તો તે પોતાના ઘરની આબરૂ વધારે છે, ઘરનો મોભો વધારે છે, સગાં-સંબંધીઓની સાથે સંસારમાં સંબંધ રાખવા જ પડતાં હોય છે. સંબંધોને સાચવવા માટે એક બીજાનાં કામો કરવાં પડતાં હોય છે....એકબીજા માટે ઘસાવું પડતું હોય છે. ઘરની સ્ત્રીને એ ખ્યાલ હોય છે કે કયારે, કોની સાથે, કેવા અને કેટલા કામ કરવાનાં છે? પતિની ગેરહાજરીમાં પણ તે વ્યવહારોને પતાવતી હોય છે. ઘરમાં આવી વ્યવહારકુશળ પત્ની હોય તો વ્યવહારશુદ્ધિ સચવાઈ શકે છે. આ પણ લગ્નજીવનનું જ એક પાસું છે ને? જો કે, આજકાલના ભાંગી પડેલા પારિવારિક જીવનમાં વ્યવહારશુદ્ધિ જેવું રહ્યું છે જ કયાં? પ્રમાદ અને વિલાસના વાવાઝોડામાં વીંખાઈ ગયેલો માણસ કર્તવ્યથી વિમુખ બની ગયો છે: જીવનવ્યવહારમાં પાર વગરની અશુદ્ધિઓ પ્રવેશી ગઈ છે.

## સ્ત્રીનું ગૌરવ શાથી વધે?

લગ્નજીવનનું એક મહત્વપૂર્ણ ફળ છે અતિથિ સત્કારનું! સ્નેહી સ્વજનોનો સત્કાર! પુરુષ જયારે વ્યવસાયાર્થે ઘરની બહાર હોય ત્યારે ઘરે કોઈ સાધુ-સંત આવી જાય તો ઘરની સ્ત્રી એમનો ઉચિત આદર-સત્કાર કરે છે. સ્નેહી-સ્વજનો આવી પહોંચે તો એમની સેવા-ભક્તિ કરે છે. જે ઘરમાં આવી રીતે આગંતુકોનું આગત-સ્વાગત થાય છે, એ ઘરની શોભા વધે છે, એ ઘરની પ્રતિષ્ઠા વધે છે. આંગતુકોને મધુર સ્વરે સત્કારવા, ઉચિત આસન આપવું, ભોજન વગેરેથી સેવા કરવી, સભ્યતાથી વાતચીત કરવી, વગેરે ઉચિત વ્યવહારના પાલનથી સ્ત્રીનું ગૌરવ પણ ચોક્કસ વધે જ છે.

### અનુપમાદેવી :

જ્યારે ગુજરાતમાં રાજા વીરધવલનું રાજ્ય હતું ત્યારે ગુજરાતના મહામંત્રી હતા વસ્તુપાળ અને મહાસેનાપતિ હતા તેજપાળ! વસ્તુપાળ-તેજપાળ ગુર્જર ઈતિહાસના અમર પાત્રો છે. તેજપાલના પત્ની હતાં દેવી અનોપમા. જેની કોઈ ઉપમા ન જડે, એવી હતી એ અનોપમા!

એક દિવસ વસ્તુપાળ તેજપાળની હવેલીએ એક સાધુ મહારાજ ગોચરી લેવા પધાર્યા. ઘરમાં વસ્તુપાલ-તેજપાલ હતા નહીં. અનુપમાદેવી હતાં. મુનિરાજનું સ્વાગત કર્યું અને જાતે જ ભિક્ષા વહોરાવવા લાગ્યાં. એમ નહીં કે નોકરને કહી દીધું.... 'મહારાજ, મહારાજને વહોરાવી દે જે....!' પેલો રસોઈ કરનારોયે મહારાજ અને ગોચરી લેવા આવેલાયે મહારાજ! શું તમે લોકો નામો શોધી કાઢો છો! ગજબ છો! અનુપમાદેવી પોતે વહોરાવે છે! વહોરાવતાં વહોરાવતાં ઘી મહારાજનાં પાતરાની બહાર જરા છલકાઈ ગયું... મહારાજનું પાતરું ખરડાણું એટલે અનુપમા પોતાની કીમતી સાડીથી પાતરું લૂછવા લાગ્યાં...સાડીથી હોં...! કેમ વારૂ...સસોતું

નહી રાખ્યું હોય રસોડામાં ? નેપકિન બેપકિન નહીં હોય ? કેવું હોય તમારુ મસોતું ? કાળુમેંશ ! એય પાછું સત્તરવાર નાક સાફ કરેલું ને લાગ આવે છોકરાનાં ગંગાજળથી યે પવિત્ર બનેલું એજ મસોતાથી મહારાજનું પાત્રુ....!...? જો કે અમે લોકો જ અમારી પાસે કપડાનો કટકો રાખીએ છીએ, જેથી તમારૂ કીંમતી મસોતું બગડે ના....! શું થાય ત્યારે બીજુ ?

દેવી અનુપમા સાડીથી ઘી લુંછવા માંડે છે, તો મહારાજ કહે છે : 'દેવી તમારી સાડી કિંમતી છે....બગડી જશે....તમે બીજા કપડાંથી લુંછો !' ત્યારે અનુપમા કહે છે :

'ગુરૂદેવ, મારી સાડીનું એવું સદ્ભાગ્ય ક્યાં કે એને આપના પાત્રનો સ્પર્શ મળે ! સાડી તો બીજી મળી જશે....જ્યારે મારા માથે વીતરાગ પરમાત્મા છે. આપ જેવા ગુરૂદેવ છે, ને રાણા વીરધવલ જેવા અમારા માલિક છે. પછી મારે કંઇ વાતની ખોટ છે?'

મહારાજ તો 'ધર્મલાભ' આપીને ચાલ્યા ગયા. પણ આ બાજુ કંઇક બીજૂં જ બની ગયું....રાજા વીરધવલ પોતે વેયપલટો કરીને વસ્તુપાલ-તેજપાલની હવેલીમાં આવ્યા હતા, વસ્તુપાલ-તેજપાલના કેટલાક વિરોધીઓએ રાજાના કાન ભંભેર્યા હતા....કે 'આ બે ભાઇઓ મળીને તમારૂ રાજ્ય પડાવી લેવાના પેંતરા રચે છે.... એમનું ઘર તો ગુપ્ત મંત્રણાઓનો અડ્ડો બની ગયો છે.' રાજા પોતે જ તપાસ કરવા આવ્યો હતો. એણે દરવાજે ઉભા ઉભા દેવી અનોપમાના શબ્દો સાંભળ્યા. એ તો સ્તબ્ધ થઇ ગયા....! એને થયું : 'જે ઘરની સ્રીના હૈયામાં મારા માટે આટલો આદર છે, શ્રદ્ધા છે, એ ઘરમાં ક્યારેય મારા વિરૂદ્ધ ષડયંત્ર હોઇ જ ના શકે. મને જે કહેવામાં આવ્યું તે સરાસર ખોટું છે....!' રાજાનું મન નિઃશંક બની ગયું !

જો અનુપમા દેવીના મુખમાંથી આ શબ્દો ના નીકળતા તો કદાચ

રાજાના મનમાં શંકાનો કીડો ઘર કરી જ જાત. અનુપમાદેવીએ તો વસ્તુપાલ-તેજપાલને આબૂ-દેલવાડા પર અમર કરી દીધા છે ! એમની જ પ્રેરણાથી વસ્તુપાલ-તેજપાલ આબૂ-દેલવાડામાં ભવ્ય-આલીશાન દેરાસરો બંધાવ્યા હતાં.

**સ્ત્રી પ્રેરણાની પાવનમૂર્તિ બને :**

ઘરમાં સુશીલ પત્ની હોય છે, બુદ્ધિમાન અને વિવેકી સન્નારી હોય છે તો એ ક્યારેક પરિવાર પર આફત આવતા એને બચાવી લે છે. રામાયણમાં, શ્રી રામના પૂર્વજોના ઇતિહાસમાં, રાજા નઘુષની રાણી સિંહિકાનું વુતાન્ત આવે છે ને ? વાંચી છે જૈન રામાયણ? જ્યારે નઘુષ દક્ષિણાપથના રાજાઓ સાથે લડવા ગયો હતો, ત્યારે અયોધ્યા પર ઉત્તરાપથના રાજાઓ ઉતરી આવ્યા હતા. એ વખતે રાણી સિંહિકાએ બહાદૂરીથી સેનાની સાથે એ રાજાઓનો સામનો કર્યો અને એમને ભગાડી દીધા. આ રીતે એણે અયોધ્યાની રક્ષા કરી હતી.

લગ્નના આ લાભો બતાવીને ટીકાકાર આચાર્યશ્રીએ, સ્ત્રીની ગૃહસંસારમાં કેટલી મહત્તા હોય છે એ બતાવી દીધું છે ! સ્ત્રીના કર્તવ્યોનો નિર્દેશ કર્યો છે. પત્નીના ભવ્ય વ્યક્તિત્વનું વિવરણ કર્યું છે. જો સ્ત્રીઓ ખરેખર આ રીતે પોતાનું વ્યકિતત્વ વિકસાવે તો પોતાના જીવનને ખૂશહાલ બનાવશે જ, સાથોસાથ પોતાના પરિવારને ધર્મપુરુષાર્થમાં સહાયક બની જાય ! પ્રેરણાની પાવન મૂર્તિ બની જાય !

સ્ત્રીના પ્રત્યે પુરૂષનો વ્યવહાર કેવો જોઈએ, પત્નીની સુરક્ષા કેવી રીતે કરવી જોઇએ અને પત્નિના પ્રત્યે કેવી વફાદારી અદા કરવાની હોય વગેરે વાતો હવે પછી કરીશું. આજે. બસ, આટલું જ.



- ધર્મ જીવવા માટે છે. જીવનના શ્વાસોશ્વાસમાં ધર્મની સુવાસ ગુંથાઈ જવી જોઇએ.

- નવી વાત-નવો અભિગમ અપનાવવા માટે પણ સત્વ જોઇએ. નિઃસત્વ માણસો ક્રાંતિ નથી કરી શકતા. ક્રાન્તિ માટે કાળજું લોખંડી જોઇએ.

- જો તમે પરિવારના વડીલ છો તો તમારી પાસે સમજ, ગંભીરતા અને ઉદારતાના ગુણો હોવા જરૂરી છે. તો જ તમે પરિવારને ન્યાય આપી શકશો.

- દુનિયાના પ્રવાહમાં તણાઇને જીવ્યા કરશો તો પતનની ઊંડી ગર્તામાં ખાબકી જશો. માટે જરી સમજીને જીવન જીવો.

## પ્રવચન/૧૪

મહાન્ શ્રુતધર આચાર્યદેવશ્રી હરિભદ્રસૂરિજી આપણને 'ધર્મબિન્દુ' ગ્રંથના માધ્યમથી ગૃહસ્થજીવનનો સામાન્યધર્મ સમજાવી રહ્યા છે. આમ જોવા જઇએ તો આ સામાન્યધર્મ, વિશેષધર્મ કરતાંયે વધુ મહત્વનો છે. પાલન કરવાના દૃષ્ટિકોણથી જોઇએ તો પણ સામાન્ય ધર્મની વાતો ક્યારેક વિશેષધર્મ કરતાં

### વિધવા પુત્રવધુનું એક દૃષ્ટાંત :

એક નગરમાં એક શ્રીમંત પરિવાર રહેતા હતા. શેઠને એક દીકરો હતો. છોકરો સંસ્કારી અને સુશીલ હતો. એક સુયોગ્ય કન્યા જોડે એના લગ્ન કરવામાં આવ્યા. લગ્ન કર્યા અને એકાદ વર્ષમાં જ એ છોકરાનું અચાનક મૃત્યુ થઈ ગયું! મા-બાપ અને એની પત્નીના કલ્પાતનો પાર ના રહ્યો. પણ છાતી પર પથ્થર મૂકીને આઘાત સહ્યા વગર છૂટકો જ નહોતો! જેમજેમ સમય સરકતો ગયો તેમ તેમ દુઃખ હળવું બનતું ગયું. શેઠ-શેઠાણી સ્વસ્થ બન્યાં ત્યારે એમણે પહેલો વિચાર પુત્રવધુનો કર્યો. દીકરાની વહુ યૌવનમાં હતી. જવાનીમાં વૈધવ્ય આવ્યું હતું. વૈધવ્યની કારમી વેદના એને વેઠવાની હતી. એમણે એ દીકરાની વહુ પર દીકરા જેટલું જ હેત વરસાવ્યું. એને તમામ જાતની સુખ-સગવડતા આપી. શેઠાણી તો દીકરાની વહુની પાસે ઘરનું આટલુ અમથુંયે કામ નથી કરાવતી. જ્યારે એ વહુ કામ કરવા લાગે તો શેઠાણી એને વ્હાલથી વારે : 'બેટી, તારે શા માટે કામ કરવાનું ? હું કરનારી બેઠી છું ને ? તું તારે મજેથી રહે અહીંયાં....એને ઘરમાં નોકરો ક્યાં ઓછા છે તે તારી વળી કામ કરવાં પડે ! તને કોઈ વાતની ઉણપ હોય તો કહે....બાકી તારે કંઈ કરવાનું નહીં દીકરી, સમજીને!'

દીકરાની વહુ પોતાના રૂમમાં બેસી રહે છે....દિવસ અને રાત....એ બીજું કરે પણ શું ? જ્યારે રૂમમાં બેસી બેસીને કંટાળે છે ત્યારે હવેલીના ઝરુખામાં જઈને ઉભી રહે છે, હવેલીની સામે જ મોટો રસ્તો હતો. રસ્તે આખો દિવસ અનેક માણસોની અવર-જવર રહ્યા કરતી. જાતજાતના ને ભાતભાતના લોકો ત્યાંથી પસાર થાય....જાત જાતની અવનવી ઘટનાઓ સર્જાયા કરે રસ્તા પર તો ! આ બધું જોઈ જોઈને પેલી વહુ પોતાના મનને બહેલાવે છે.

એક દિવસ એ રસ્તા પરથી પસાર થતા એક યુવાને ઝરુખામાં ઊભેલી પેલી પૂત્રવધુને જોઈ, પૂત્રવધુએ પણ પેલા યુવાન

તરફ નજર નાંખી. બંનેની આંખો મળી...પણ એ દિવસે તો પુત્ર વધુ તરત જ પોતાના રૂમમાં જતી રહી. બીજા દિવસે પણ ઝરૂખેથી પુત્રવધુએ પેલા યુવાનને જોયો. યુવાનના ચહેરા પર મુસ્કાન છવાઇ, પુત્રવધુ પણ મુસ્કુરાઈ અને પોતાના રૂમમાં આવતી રહી. જો કે એની આંખો તો જાણે રસ્તા પર ચોંટી ગઈ હતી, જ્યાં પેલો યુવાન ઉભો હતો. હવે તો દરરોજ એ બંને આવી રીતે નજરો-નજર મળવા લાગ્યા. પુત્રવધુના મન પર પેલો યુવાન છવાવા લાગ્યો, દિવસને રાત એના જ વિચારોમાં ગરકાવ રહેવા લાગી. બીજું કોઈ ઘરનું કામકાજ તો એની પાસે હતું જ નહીં! સ્વાધ્યાય, અધ્યયન, પરમાત્મ-ભકિત જેવી કોઇ ધર્મપ્રવૃત્તિ પણ એની પાસે નહોતી. પરિણામ એ, આવ્યું કે પુત્રવધુ પેલા યુવાન પાછળ દીવાની બની ગઇ, વાસનાના પાશમાં એ જકડાતી ગઇ. એક દિવસ એણે પોતાની દાસી પાસે શરમ મૂકીને વાત કરી : 'જો હું તને કાલે સવારે એક યુવાન બતાવીશ. સાંજે અંધારું થઈ જાય ત્યારે તું એને મારી પાસે લઈ આવજે.' દાસીએ હા પાડી. બીજા દિવસે પુત્રવધુએ દાસીને ઝરૂખામાં ઉભા રહી પેલા યુવાનની ઓળખાણ આપી દીધી.

દાસી, એ પરિવારની વફાદાર દાસી હતી. એણે વિચાર્યું કે 'મારે આ વાત શેઠને જણાવી દેવી જોઈએ. નહીંતર આ પુત્ર-વધુનું જીવન બરબાદ થઇ જશે!' એણે શેઠ પાસે જઈને બધી વાત કરી. શેઠ બહુ સમજદાર અને ગંભીર હતા. એમણે આખી પરિસ્થિતિને મૂલવી લીધી. પુત્રવધુની શીલરક્ષાનો ઉપાય પણ એમણે વિચારી લીધો. સાંજે શેઠ જમવા બેઠા, જમતાં જમતાં શેઠે શેઠાણીને કહ્યું : 'જુઓને, મારૂં મન દીકરાના મૃત્યુ પછી હવે શહેરની આ હવેલીમાં લાગતું નથી. વેપાર-ધંધામાં પણે ચિત્ત ચોંટતું નથી, હું વિચારૂં છું કે આપણ આપણા ગામડે જતા રહીએ-બાકીનું જીવન ત્યાં જ ગાળીશું. તારી શું સલાહ છે ?'

## વિધવા પુત્રવધુનું એક દૃષ્ટાંત :

એક નગરમાં એક શ્રીમંત પરિવાર રહેતો હતો શેઠને એક દીકરો હતો. છોકરો સંસ્કારી અને સુશીલ હતો. એક સુયોગ્ય કન્યા જોડે એના લગ્ન કરવામાં આવ્યા. લગ્ન કર્યા અને એકાદ વર્ષમાં જ એ છોકરાનું અચાનક મૃત્યુ થઈ ગયું! મા-બાપ અને એની પત્નીના કલ્પાતનો પાર ના રહ્યો. પણ છાતી પર પથ્થર મૂકીને આઘાત સહ્યા વગર છૂટકો જ નહોતો! જેમજેમ સમય સરકતો ગયો તેમ તેમ દુઃખ હળવું બનતું ગયું. શેઠ-શેઠાણી સ્વસ્થ બન્યાં ત્યારે એમણે પહેલો વિચાર પુત્રવધુનો કર્યો. દીકરાની વહુ યૌવનમાં હતી. જવાનીમાં વૈધવ્ય આવ્યું હતું. વૈધવ્યની કારમી વેદના એને વેઠવાની હતી. એમણે એ દીકરાની વહુ પર દીકરા જેટલું જ હેત વરસાવ્યું. એને તમામ જાતની સુખ-સગવડતા આપી. શેઠાણી તો દીકરાની વહુની પાસે ઘરનું આટલુ અમથુંયે કામ નથી કરાવતી. જ્યારે એ વહુ કામ કરવા લાગે તો શેઠાણી એને વ્હાલથી વારે : 'બેટી, તારે શા માટે કામ કરવાનું ? હું કરનારી બેઠી છું ને ? તું તારે મજેથી રહે અહીંયાં....એને ઘરમાં નોકરો ક્યાં ઓછા છે તે તારી વળી કામ કરવાં પડે ! તને કોઇ વાતની ઉણપ હોય તો કહે....બાકી તારે કંઈ કરવાનું નહીં દીકરી, સમજીનો'

દીકરાની વહુ પોતાના રૂમમાં બેસી રહે છે....દિવસ અને રાત....એ બીજું કરે પણ શું ? જ્યારે રૂમમાં બેસી બેસીને કંટાળે છે ત્યારે હવેલીના ઝરુખામાં જઈને ઉભી રહે છે, હવેલીની સામે જ મોટો રસ્તો હતો. રસ્તે આખો દિવસ અનેક માણસોની અવર-જવર રહ્યા કરતી. જાતજાતના ને ભાતભાતના લોકો ત્યાંથી પસાર થાય....જાત જાતની અવનવી ઘટનાઓ સર્જાયા કરે રસ્તા પર તો ! આ બધું જોઇ જોઇને પેલી વહુ પોતાના મનને બહેલાવે છે.

એક દિવસ એ રસ્તા પરથી પસાર થતા એક યુવાને ઝરુખામાં ઊભેલી પેલી પૂત્રવધુને જોઈ, પૂત્રવધુએ પણ પેલા યુવાન

તરફ નજર નાંખી. બંનેની આંખો મળી...પણ એ દિવસે તો પુત્ર વધુ તરત જ પોતાના રૂમમાં જતી રહી. બીજા દિવસે પણ ઝરૂખેથી પુત્રવધુએ પેલા યુવાનને જોયો. યુવાનના ચહેરા પર મુસ્કાન છવાઇ, પુત્રવધુ પણ મુસ્કુરાઈ અને પોતાના રૂમમાં આવતી રહી. જો કે એની આંખો તો જાણે રસ્તા પર ચોંટી ગઈ હતી, જ્યાં પેલો યુવાન ઉભો હતો. હવે તો દરરોજ એ બંને આવી રીતે નજરો-નજર મળવા લાગ્યા. પુત્રવધુના મન પર પેલો યુવાન છવાવા લાગ્યો, દિવસને રાત એના જ વિચારોમાં ગરકાવ રહેવા લાગી. બીજું કોઈ ઘરનું કામકાજ તો એની પાસે હતું જ નહીં! સ્વાધ્યાય, અધ્યયન, પરમાત્મ-ભક્તિ જેવી કોઇ ધર્મપ્રવૃત્તિ પણ એની પાસે નહોતી. પરિણામ એ, આવ્યું કે પુત્રવધુ પેલા યુવાન પાછળ દીવાની બની ગઇ, વાસનાના પાશમાં એ જકડાતી ગઇ. એક દિવસ એણે પોતાની દાસી પાસે શરમ મૂકીને વાત કરી : 'જો હું તને કાલે સવારે એક યુવાન બતાવીશ. સાંજે અંધારું થઈ જાય ત્યારે તું એને મારી પાસે લઈ આવજે.' દાસીએ હા પાડી. બીજા દિવસે પુત્રવધુએ દાસીને ઝરૂખામાં ઉભા રહી પેલા યુવાનની ઓળખાણ આપી દીધી.

દાસી, એ પરિવારની વફાદાર દાસી હતી. એણે વિચાર્યું કે 'મારે આ વાત શેઠને જણાવી દેવી જોઈએ. નહીંતર આ પુત્ર-વધુનું જીવન બરબાદ થઇ જશે !' એણે શેઠ પાસે જઈને બધી વાત કરી. શેઠ બહુ સમજદાર અને ગંભીર હતા. એમણે આખી પરિસ્થિતિને મૂલવી લીધી. પુત્રવધુની શીલરક્ષાનો ઉપાય પણ એમણે વિચારી લીધો. સાંજે શેઠ જમવા બેઠા, જમતાં જમતાં શેઠે શેઠાણીને કહ્યું : 'જુઓને, મારૂં મન દીકરાના મૃત્યુ પછી હવે શહેરની આ હવેલીમાં લાગતું નથી. વેપાર-ધંધામાં પણે ચિત્ત ચોંટતું નથી, હું વિચારૂં છું કે આપણ આપણા ગામડે જતા રહીએ-બાકીનું જીવન ત્યાં જ ગાળીશું. તારી શું સલાહ છે ?'

વધુ અઘરી ઊંચી ભાસે છે. સામાન્યધર્મ ખરા અર્થમાં અસાધારણ અસામાન્ય ધર્મ છે! કેમકે એ જીવનધર્મ છે. જીવન સાથે, જીવનના કાર્યકલાપો સાથે એનો સીધો સંબંધ છે. જીવનના એક એક શ્વાસની સાથે એની સુવાસ ગુંથાયેલી છે. સામાન્યધર્મ જ જીવવા માટે....એ કરવા માટે નથી હોતો! પણ આજે આપણી કમનસીબી છે કે માનવી ધર્મ કરવા માટે તૈયાર થઇ જાય છે પળવારમાં. પણ ધર્મમય બનવા માટે, ધર્મના ધબકાર સાથે જીવવા માટે ગલ્લાં-તલ્લાં કરે છે બહાના શોધે છે!

દાન કરવા તૈયાર છે....સો-પચાસ....હજાર દશ હજાર....કે લાખ....બે લાખ રૂપિયા ફેંકી દેવા તૈયાર છે આજનો માનવી, પણ અપ્રામાણિકતા અને બેઇમાનીને છોડવા એ તૈયારી નથી! સામાયિક કરવા તૈયાર છે પણ રોષ-રીસ, ઇર્ષ્યા, ક્રોધ વેર છોડવા માટે રાજી નથી! પરમાત્માને પૂજવા તૈયાર થઈ જશે પણ એજ પરમાત્માની આજ્ઞાને માનવા-સ્વીકારવા એ મુજબ જીવવા માટે એ પાછી પાની કરશે. પ્રતિક્રમણ એક શું રોજ બબ્બે કરવા તૈયાર, પણ ખરા અર્થમાં પાપોથી પાછા હઠવાની એની તૈયારી લગીરે નથી!

## સામાન્યધર્મની ઉપેક્ષા ન કરો

સામાન્ય ધર્મ એ તો જીવવાનો ધર્મ છે! જો તમે લોકો જુદા જુદા સામાન્યધર્મને સમજીને-સ્વીકારીને એ મુજબ જીવવાનો પુરુષાંર્થ કરો તો ધર્મનો અપાર અને અદ્‌ભૂત મહિમા તમે ચોક્કસ માણી શકો. પણ તાજ્જુબની વાત તો એ છે કે તમારે જીવવું છે પાપોની વચ્ચે અને કરવો છે ધર્મ! પસંદ છે પાપોના પડછાયા-વાળું જીવન અને દેખાડ કરવો છે ધાર્મિકતાનો! અને એય એટલા માટે કે પાપોની પીડા તમારે ભોગવવી ના પડે! પણ યાદ રાખો, આ રીતે તમે કરેલો તેવો વિશેષધર્મ તમને દુર્ગતિનાં ફંદામાં ફસાતા બચાવી નહીં શકે! સામાન્યધર્મને અવગણીને વિશેષધર્મની

ક્રિયાઓ કરી લેવા માત્રથી આત્મસંતોષ માનનારા દુર્ગતિથી નથી બચી શકતા....આવા સંખ્યાબંધ ઉદાહરણો આપણા શાસ્ત્રોમાં જોવા મળે છે. દિમાગને કંઇક ઠેકાણે રાખીને વિચારો તો કામ થાય! માત્ર સાંભળીને 'શ્રુતં હન્તિ પાપાનિ'....કરીને કંઇ કલ્યાણ થવાનું નથી....જીવન-પરિવર્તન નહી થાય તો આ બધું છાર ઉપરનું લીંપણું થઇ જશે....

ન્યાય-નીતિ અને પ્રમાણિકતાને અર્થ પુરુષાર્થમાં સ્થાન આપો....કુલ-શીલ-વૈભવ વેશભૂષા વગેરેની સમાનતાને કામ પુરૂષાર્થમાં સમુચિત સ્થાન આપો. બહુ શંકા-કુશંકામાં પડયા વગર, હિંમતથી કામ લો. નવી વાતનો સ્વીકાર કરવા માટે લાંબડી હૈયું જોઇએ. સાત્ત્વિક બનો અને જીવનવ્યવહારને બદલી નાંખો!

દાંમ્પત્ય જીવનને સ્પર્શતી કેટલીક બીજી મહત્ત્વની વાતો આપણે અહીં વિચારીશું કે જેનાથી તમારો ધર્મપુરુષાર્થનો માર્ગ નિરાબાધ.... નિરાકુલ અને પ્રશસ્ત બન્યો રહે. તમે પ્રસન્ન બનીને આત્મકલ્યાણની સાધના સાધી શકો.

માનીલો કે, તમે કૂલ-શીલ વગેરેની સમાનતા જોઇ, જુદા ગોત્રની કન્યા સાથે, યોગ્ય ઉમ્મરમાં લગ્ન કર્યા....પણ એ કન્યાની ....કે જે તમારી પત્નિ બનીને આવી છે તમારે ઘેર, એની સુરક્ષા તમારે જ કરવાની રહે છે. એના તન-મનની તમામ ચિંતા તમારે કરવી જોઇએ, એટલે કે એના શારીરિક સ્વાસ્થ્યની....અને મનની તંદુરસ્તીની-વિચારોની-સદ્‌વિચારોની સુરક્ષા કરવાની જવાબદારી પણ તમારા શિરે છે.

તમારી પત્ની તો ઠીક, પણ જો તમારી પુત્રવધુ છે તો એની પણ શારીરિક-માનસિક કાળજી તમારે જાળવવી જોઇએ. જો આ બાબતમાં તમે ઉપેક્ષા કરશો કે આંખ આડા કાન ધરશો. તો ક્યારેક મોટો અનર્થ થઇ શકે....નાનકડી ચિનગારી ક્યારેક ભડકા પેદા કરી દે છે!

તરફ નજર નાંખી. બંનેની આંખો મળી...પણ એ દિવસે તો પુત્ર વધુ તરત જ પોતાના રૂમમાં જતી રહી. બીજા દિવસે પણ ઝરૂખેથી પુત્રવધુએ પેલા યુવાનને જોયો. યુવાનના ચહેરા પર મુસ્કાન છવાઇ, પુત્રવધુ પણ મુસ્કુરાઈ અને પોતાના રૂમમાં આવતી રહી. જો કે એની આંખો તો જાણે રસ્તા પર ચોંટી ગઈ હતી, જ્યાં પેલો યુવાન ઉભો હતો. હવે તો દરરોજ એ બંને આવી રીતે નજરો-નજર મળવા લાગ્યા. પુત્રવધુનો મન પર પેલો યુવાન છવાવા લાગ્યો, દિવસને રાત એના જ વિચારોમાં ગરકાવ રહેવા લાગી. બીજું કોઈ ઘરનું કામકાજ તો એની પાસે હતું જ નહીં! સ્વાધ્યાય, અધ્યયન, પરમાત્મ-ભક્તિ જેવી કોઇ ધર્મપ્રવૃત્તિ પણ એની પાસે નહોતી. પરિણામ એ, આવ્યું કે પુત્રવધુ પેલા યુવાન પાછળ દીવાની બની ગઇ, વાસનાના પાશમાં એ જકડાતી ગઇ. એક દિવસ એણે પોતાની દાસી પાસે શરમ મૂકીને વાત કરી : 'જો હું તને કાલે સવારે એક યુવાન બતાવીશ. સાંજે અંધારું થઈ જાય ત્યારે તું એને મારી પાસે લઈ આવજે.' દાસીએ હા પાડી. બીજા દિવસે પુત્રવધુએ દાસીને ઝરૂખામાં ઉભા રહી પેલા યુવાનની ઓળખાણ આપી દીધી.

દાસી, એ પરિવારની વફાદાર દાસી હતી. એણે વિચાર્યું કે 'મારે આ વાત શેઠને જણાવી દેવી જોઈએ. નહીંતર આ પુત્ર-વધુનું જીવન બરબાદ થઇ જશે!' એણે શેઠ પાસે જઈને બધી વાત કરી. શેઠ બહુ સમજદાર અને ગંભીર હતા. એમણે આખી પરિસ્થિતિને મૂલવી લીધી. પુત્રવધુની શીલરક્ષાનો ઉપાય પણ એમણે વિચારી લીધો. સાંજે શેઠ જમવા બેઠા, જમતાં જમતાં શેઠે શેઠાણીને કહ્યું : 'જુઓને, મારું મન દીકરાના મૃત્યુ પછી હવે શહેરની આ હવેલીમાં લાગતું નથી. વેપાર-ધંધામાં પણ ચિત્ત ચોંટતું નથી, હું વિચારું છું કે આપણ આપણા ગામડે જતા રહીએ-બાકીનું જીવન ત્યાં જ ગાળીશું. તારી શું સલાહ છે?'

**વિધવા પુત્રવધુનું એક દૃષ્ટાંત :**

એક નગરમાં એક શ્રીમંત પરિવાર રહેતો હતો. શેઠને એક દીકરો હતો. છોકરો સંસ્કારી અને સુશીલ હતો. એક સુયોગ્ય કન્યા જોડે એના લગ્ન કરવામાં આવ્યા. લગ્ન કર્યા અને એકાદ વર્ષમાં જ એ છોકરાનું અચાનક મૃત્યુ થઈ ગયું! મા-બાપ અને એની પત્નીના કલ્પાતનો પાર ના રહ્યો. પણ છાતી પર પથ્થર મૂકીને આઘાત સહ્યા વગર છૂટકો જ નહોતો ! જેમજેમ સમય સરકતો ગયો તેમ તેમ દુઃખ હળવું બનતું ગયું. શેઠ-શેઠાણી સ્વસ્થ બન્યાં ત્યારે એમણે પહેલો વિચાર પુત્રવધુનો કર્યો. દીકરાની વહુ યૌવનમાં હતી. જવાનીમાં વૈધવ્ય આવ્યું હતું. વૈધવ્યની કારમી વેદના એને વેઠવાની હતી. એમણે એ દીકરાની વહુ પર દીકરા જેટલું જ હેત વરસાવ્યું. એને તમામ જાતની સુખ-સગવડતા આપી. શેઠાણી તો દીકરાની વહુની પાસે ઘરનું આટલુ અમથુંયે કામ નથી કરાવતી. જ્યારે એ વહુ કામ કરવા લાગે તો શેઠાણી એને વ્હાલથી વારે : 'બેટી, તારે શા માટે કામ કરવાનું ? હું કરનારી બેઠી છું ને ? તું તારે મજેથી રહે અહીંયાં....એને ઘરમાં નોકરો ક્યાં ઓછા છે તે તારી વળી કામ કરવાં પડે ! તને કોઇ વાતની ઉણપ હોય તો કહે....બાકી તારે કંઇ કરવાનું નહીં દીકરી, સમજીને!'

દીકરાની વહુ પોતાના રૂમમાં બેસી રહે છે....દિવસ અને રાત....એ બીજું કરે પણ શું ? જ્યારે રૂમમાં બેસી બેસીને કંટાળે છે ત્યારે હવેલીના ઝરુખામાં જઈને ઉભી રહે છે, હવેલીની સામે જ મોટો રસ્તો હતો. રસ્તે આખો દિવસ અનેક માણસોની અવર-જવર રહ્યા કરતી. જાતજાતના ને ભાતભાતના લોકો ત્યાંથી પસાર થાય....જાત જાતની અવનવી ઘટનાઓ સર્જાયા કરે રસ્તા પર તો ! આ બધું જોઇ જોઇને પેલી વહુ પોતાના મનને બહેલાવે છે.

એક દિવસ એ રસ્તા પરથી પસાર થતા એક યુવાને ઝરુખામાં ઊભેલી પેલી પૂત્રવધુને જોઈ, પૂત્રવધુએ પણ પેલા યુવાન

તરફ નજર નાંખી. બંનેની આંખો મળી...પણ એ દિવસે તો પુત્ર વધુ તરત જ પોતાના રૂમમાં જતી રહી. બીજા દિવસે પણ ઝરૂખેથી પુત્રવધુએ પેલા યુવાનને જોયો. યુવાનના ચહેરા પર મુસ્કાન છવાઇ, પુત્રવધુ પણ મુસ્કુરાઈ અને પોતાના રૂમમાં આવતી રહી. જો કે એની આંખો તો જાણે રસ્તા પર ચોંટી ગઈ હતી, જ્યાં પેલો યુવાન ઉભો હતો. હવે તો દરરોજ એ બંને આવી રીતે નજરો-નજર મળવા લાગ્યા. પુત્રવધુના મન પર પેલો યુવાન છવાવા લાગ્યો, દિવસને રાત એના જ વિચારોમાં ગરકાવ રહેવા લાગી. બીજું કોઈ ઘરનું કામકાજ તો એની પાસે હતું જ નહીં! સ્વાધ્યાય, અધ્યયન, પરમાત્મ-ભક્તિ જેવી કોઇ ધર્મપ્રવૃત્તિ પણ એની પાસે નહોતી. પરિણામ એ, આવ્યું કે પુત્રવધુ પેલા યુવાન પાછળ દીવાની બની ગઇ, વાસનાના પાશમાં એ જકડાતી ગઇ. એક દિવસ એણે પોતાની દાસી પાસે શરમ મૂકીને વાત કરી : 'જો હું તને કાલે સવારે એક યુવાન બતાવીશ. સાંજે અંધારું થઈ જાય ત્યારે તું એને મારી પાસે લઈ આવજે.' દાસીએ હા પાડી. બીજા દિવસે પુત્રવધુએ દાસીને ઝરૂખામાં ઉભા રહી પેલા યુવાનની ઓળખાણ આપી દીધી.

દાસી, એ પરિવારની વફાદાર દાસી હતી. એણે વિચાર્યું કે 'મારે આ વાત શેઠને જણાવી દેવી જોઈએ. નહીંતર આ પુત્ર-વધુનું જીવન બરબાદ થઇ જશે!' એણે શેઠ પાસે જઈને બધી વાત કરી. શેઠ બહુ સમજદાર અને ગંભીર હતા. એમણે આખી પરિસ્થિતિને મૂલવી લીધી. પુત્રવધુની શીલરક્ષાનો ઉપાય પણ એમણે વિચારી લીધો. સાંજે શેઠ જમવા બેઠા, જમતાં જમતાં શેઠે શેઠાણીને કહ્યું : 'જુઓને, મારૂં મન દીકરાના મૃત્યુ પછી હવે શહેરની આ હવેલીમાં લાગતું નથી. વેપાર-ધંધામાં પણ ચિત્ત ચોંટતું નથી, હું વિચારૂં છું કે આપણ આપણા ગામડે જતા રહીએ-બાકીનું જીવન ત્યાં જ ગાળીશું. તારી શું સલાહ છે?'

શેઠની વાત પુત્રવધુ પણ સાંભળી રહી છે. શેઠાણીએ જવાબ આપ્યો.

'વાત તો તમારી તદ્દન સાચી છે. મારું મન પણ દીકરાની પાછળ મૂરઝાઈ ગયું છે. ગામડે જવાનું તો હું પણ પસંદ કરીશ !'

શેઠે કહ્યું : 'તો એમ કર....તુ અને દીકરાવહુ બંને સવારે જ ઊપડી જાઓ ગામડે. નોકર-ચાકરને સાથે લેતા જાઓ. હુ બે-ચાર દિવસમાં દુકાનનું કામકાજ સમેટીને આવી જઈશ. સાધન-સામગ્રી બધી ત્યાં પહોંચાડવાની વ્યવસ્થા કરી દઉં છું કાલનો દિવસ પણ સારો છે. માટે તૈયારી કરવા મંડો.' શેઠાણીએ સ્વીકૃતિ આપી દીધી. પુત્રવધુને નવાઈ લાગી...સસરાજીએ એકદમ કેમ આવો નિર્ણય કર્યો ? જો કે એ જાણતી હતી કે દીકરાના મૃત્યુ પછી એ લોકો સાદાઈથી રહે છે. સારૂં ખાવાનું.... સારૂં પીવાનું....બધુ છોડી દીધું છે. બહું કારમો ઘા લાગ્યો છે. દીકરાના મોતનો ! એના ચહેરા પર ઉદાસી છવાઈ ગઈ. એ જ્યારે પોતાના રૂમમાં પહોંચી ત્યારે પેલી દાસી ત્યાં હાજર હતી. દાસીએ કહ્યું : 'પેલા યુવાને કહ્યું છે, એ બે દિવસ પછી આવશે !' પુત્રવધુ મૌન રહી અને પલંગમાં જઈને પડી. દાસી ત્યાંથી ચાલી ગઈ.

શેઠાણી પુત્રવધુ પાસે આવીને બોલી : 'બેટી, કાલે આપણે અહીંથી આપણે ગામડે જવાનું છે. ચાલ મારી સાથે નીચે આપણે તૈયારી કરી લઈએ.' પુત્રવધુ સાસુની સાથે નીચે, ઉતરી અને અડધી રાત સુધી તૈયારી કરતી રહી. વહેલી સવારે ઘોડાગાડીમાં બેસીને શેઠાણી અને પુત્રવધુ બંને ગામડે જવા માટે રવાના થઇ ગયાં શેઠના હૈયે ટાઢક વળી. ગામમાં જઇને શું કરવું, એ પણ શેઠે વિચારી રાખ્યું હતું.

બે દિવસમાં દુકાનનું કામકાજ સમેટી કરીને મુનિમોને દુકાન સોંપી, શેઠ આવી પહોંચ્યા પોતાના ગામડે ત્યાં શેઠનું પોતાનું ઘર હતું, ખેતર હતાં....મોટી વાડી હતી. શેઠે શેઠાણીને કહ્યું : 'હું

વિચારું છું કે આપણે એક નાનકડું ગોકુળ બનાવીએ થોડી ગાય-ભેંસોને રાખી લઇએ. આપણાં ખેતર છે એટલે ઘાસ-ચારાનો સવાલ નહીં નડે....અને ઘી દૂધ-દહીની આવક પણ સારી એવી થશે.'

શેઠાણીએ થોડીવાર વિચારીને કહ્યુ :

'પણ ગોકુળનું કામ કેટલું મોટું હોય છે....! હું એકલી કેમ કરીને પહોંચી શકું ?'

તું કયાં એકલી છો ? તારી પુત્રવધુ તારી સાથે તો છે ! અડધું કામ તો એ સંભાળી લેશે ! એ તો ભણેલી-ગણેલી પણ છે, માટે હિસાબ વગેરે રાખવાનું એને જ સોંપી દેજે !' પુત્રવધુ ત્યાં જ બેઠી હતી. એણે પોતાની સહમતિ દઈ દીધી. ઘરની પછવાડે જ શેઠની મોટી વાડી હતી. એમાં ૫૦-૫૦ ગાય ભેંસો લાવીને રાખી દીધી. નોકરો પણ રાખી લીધા. ગોકુળની તમામ જવાબદારી સોંપી દીધી વહુને. શેઠ તો માત્ર ઉપર ઉપરની દેખરેખ રાખે છે. પુત્રવધુ હવે સવારથી સાંજ સુધી એટલી તો વ્યસ્ત રહે છે કે એનો જમવાનો સમય પણ માંડ મળે છે! ત્યાં વળી બીજા નકામા વિચારો તો આવે જ કયાંથી ?

દૂધ, દહીં, ઘી, માખણનો હિસાબ કર્યા જ કરે છે! ગાય-ભેંસોની દેખભાળ રાખે છે. નોકર ચાકરની કાળજી રાખે છે.

થાકી-પાકીને જ્યારે રાત્રે સૂઇ જાય છે, પલંગમાં પડતાની સાથે જ નસકોરા બોલાવવા માંડે છે. એના મનમાંથી પેલો યુવાન નીકળી ગયો....અને એનું તન, એનું મન સ્વસ્થ બની ગયું. પરિશ્રમ અને મહેનતથી શરીર તંદુરસ્ત રહે છે અને બુદ્ધિપૂર્વક ગૃહકાર્યમાં વ્યસ્ત રહેવાથી મનમાં ખોટા વિચારો આવતા નથી. માટે તો જ્ઞાની પુરૂષો કહે છે : સ્ત્રીને ગૃહકાર્યમાં વ્યસ્ત રાખો. જો સ્ત્રી ઘરના કામકાજમાં વ્યસ્ત રહેશે તો એના મનમાં ખોટા ફિતૂરો

જાગશે જ નહીં. પરિશ્રમ કરવાથી એનું શરીર રોગી નહીં બને. કામનું ઓસડ કામ! આ તો એવું છે!

**શેઠની ગંભીરતા અને દક્ષતા :**

કંઇ સમજણ પડે છે આ વાત સાંભળીને? પુત્રવધુનું મન પરાયા પુરુષમાં લપટાયું છે, આ જાણીને શેઠ રઘવાયા ન થઇ ગયા! ન તો વહુ પ્રત્યે ગુસ્સો કર્યો કે ન એને ઉપદેશ આપવા બેસી ગયા! બુદ્ધિપૂર્વક, શાંતિથી વિચારીને કેવો મજાનો મારગ કાઢી લીધો? વહુની ગુપ્ત વાત શેઠાણીને પણ જણાવી નહીં! પુત્રવધુને પણ અણસાર ન આવવા દીધો કે એ એની આવી વાત જાણે છે. કેટલી ગંભીરતા? પરિવારના વડીલ કેવા હોવા જોઇએ? વૃદ્ધ હોય કે યુવાન હોય, જો એ પરિવારનો વડિલ છે તો એનામાં ગંભીરતા જોઇએ જ. કાર્યદક્ષતા હોવી જોઇએ. પરિવારના સભ્યોનાં તન–મન સ્વસ્થ અને પવિત્ર રહે એ માટે એ બધાને એમને યોગ્ય કામકાજમાં લગાડી દેવા જોઇએ. પણ એ માટે બુદ્ધિ અને ક્ષમતા જોઇએ તો જ પરિવારમાં દુષણો ન પ્રવેશી શકે.

**સેવા કરવામાં શરમ આવે છે?**

પત્ની જુવાન હોય કે આધેડ, એને ગૃહકાર્યમાં વ્યસ્ત રાખવી જ જોઇએ. એ પોતે ઘરનાં બધાં કામ કરે....ઉલ્લાસને ઉમંગથી કરે તો એનું શરીર સ્વસ્થ રહેશે અને મન પણ બહારની દુનિયામાં નહી ભટકે! ભલે તમે શ્રીમંત હો, નોકર રાખી શકો એમ હો, છતાં પણ ઘરના કામ નોકરથી ના કરાવો. પોતાના પરિવારની સેવા કરવામાં સ્ત્રીને શરમ ન જ આવવી જોઇએ. કઇ વાતની લાજ–શરમ? કેટલીક સ્ત્રીઓ ઘરકામ કરતાં શરમાય છે! એમાં એમને હીણપત લાગે છે! અરે, પાપ કરવું હોય તો વળી શરમ બી આવે, ખોટું કામ કરવું હોય તો હાથ પાછા પડે, પરંતુ સેવા કરવામાં શરમ? પોતાના કર્તવ્યને અદા કરવામાં શરમ? બહુ નવાઇની વાત છે! જો કે આ કળજુગમાં જેટલું ન જોવા મળે

એટલી નવાઇ! સ્ત્રી પરિવારની સેવા કરે છે એના પ્રત્યે આખા પરિવારનો પ્રેમ વધે છે. આખો પરિવાર એનાથી હુંફ અનુભવે છે. અરસ-પરસની લાગણી મજબૂત બને છે.

## સ્ત્રી પાસે વધુ પડતા પૈસા ન જોઈએ :

સ્ત્રીની યોગ્યતા જોઇને જ એને રૂપિયા આપવા જોઇએ. ખર્ચ કરવાની એની રીતભાત પર નજર રાખવી જોઇએ. જે સ્ત્રી પોતાના પતિની આવક મુજબ ખર્ચ કરે છે, નકામા ખર્ચા નથી કરતી....જેટલું જરૂરી હોય એટલું જ ખર્ચે છે....એવી સ્ત્રીને તમે તમારી તિજોરી સોંપી દો તોયે ચિંતા નહી! પણ આવી સ્ત્રીઓ બહુ ઓછી મળશે! મોટા ભાગની સ્ત્રીઓ, પૈસા એમની પાસે આવ્યા એટલે જરૂરી ખર્ચની સાથે બિનજરૂરી ખર્ચ પણ કરે છે ને? એક સાડી જોઈતી હશે તો ખરીદી લેશે અડધો ડઝન સાડીઓ! એક ઘરેણું જરુરી હશે તો લઇ લેશે ચાર-પાંચ ઘરેણા! જો એની પાસે પૈસા છે તો પોતાના કપડાં-ઘરેણાં અને મોજમજામાં ખર્ચી નાંખશે. માટે જ સ્ત્રીઓ પાસે થોડાક પૈસા રાખવા જોઈએ!

જે સ્ત્રીઓ પોતે પૈસા કમાય છે એમને કંઇ આ નિયમ લાગુ નહીં પડે! એ તો પોતાની કમાણીના પૈસા મન ફાવે તેમ વાપરવાની. એ જો કોપ જવાબદારીને નિભાવે છે, પોતાના પરિવારના પાલનની જવાબદારી એના પર હશે, તો તો એ ફાલતૂ ખર્ચા નહીં કરે. જે સ્ત્રીના માથે આવી કોઈ જવાબદારી નથી હોતી અને એ પૈસા કમાય છે, અને પછી અનામાં જો વિવેકદષ્ટિનો અભાવ હોય છે તો એ નકામા ખર્ચા કર્યા કરશે અને આમ કરીને ક્યારેક પોતાના જીવનને પણ એ દૂષિત કરી દેશે.

વિવેકી અને પરિવારની જવાબદારીને સમજનાર બુદ્ધિમતી સ્ત્રી તો એવી રીતે પૈસા બચાવશે કે વખત આવે પોતાના પતિને સહાયક બની શકે પરિવારને આર્થિક સંકટમાંથી બચાવી લે.

પહેલાંના વખતના આવાં ઘણાં ઉદાહરણો આપણને વાંચવા મળે છે. અત્યારે પણ ઘણી વખતે એવા દાખલાઓ જાણવા-જોવા મળે છે. આવી સ્ત્રી જે પરિવારમાં હોય, એ પરિવારની સંપત્તિ સુર-ક્ષિત રહે છે. પુરુષમાં વિવેક જોઇએ. એણે પોતાની પત્નીની યોગ્યતા-અયોગ્યતાનો વિચાર કરવો જોઇએ.

## સ્ત્રીને વધારે પડતી સ્વતંત્રતા ન જોઇએ :

ત્રીજી વાત અહીં એ બતાવાય છે કે સ્ત્રીને વધારે પડતી સ્વતંત્રતા ન આપવી જોઇએ. સ્ત્રી-સ્વાતંત્ર્યના આ યુગમાં તો આ મારી વાત કદાચ વાહિયાત લાગશે....વિશેષ કરીને સ્ત્રીઓને ! પણ એક વાત ધ્યાનથી સાંભળી લો કે સ્ત્રીસ્વાતંત્ર્યની વાતો કરનારા મોક્ષમાર્ગ અને ધર્મપુરૂષાર્થને નથી માનતા ! એમની દૃષ્ટિમાં મોક્ષ નથી....! એમની નજરમાં ધર્મ નથી ! એઓ વિચારે છે માત્ર કામપુરૂષાર્થના દૃષ્ટિકોણથી !

હું જે વાત અહીં કરી રહ્યો છું, એની પાછળ ધર્મપુરૂષાર્થ અને મોક્ષપ્રાપ્તિનો દૃષ્ટિકોણ છે. જો સ્ત્રીએ પોતાના શીલ-સદાચારને સાચવવા છે, તો એણે કહેવાતી સ્વતંત્રતા કે વાસ્તવમાં જે સ્વ-ચ્છંદતા જ છે. એનાથી સો હાથ છેટાં રહેવા જેવું છે. પોતાના પતિની તાબેદારી એ કંઈ પરતંત્રતા કે ગુલામી નથી....એ તો સમર્પણ છે. સમર્પણમાં દુઃખ કે વેદના ના હોય. સમર્પણમાં સુખને આનંદના ઘુટડા હોય !

'ભારતીય સંસ્કૃતિમાં સ્ત્રીને ગુલામ બનાવી દેવાઈ છે.' આ આરોપ સાવજ જુઠ્ઠોને વજૂદ વગરનો છે. સાચું તો એ છે કે ભારતીય સંસ્કૃતિમાં જે આદર અને જે માન સ્ત્રીને અપાયું છે એ બીજી કોઈ સંસ્કૃતિએ નથી આપ્યું. સ્ત્રીને આત્મકલ્યાણની સાધનાનો અબાધિત અધિકાર અપાયો છે. ને સ્ત્રી મોક્ષપુરૂષાર્થ માટે કટિબુદ્ધ બને છે તો વંદનીય અને પૂજનીય બની જાય છે. જરીયે ભરોસો

કરશો મા એ 'વુમનલીબ'ના બણુગા ફૂંકનારાઓની વાતોના! આવી વાતો કરનારાઓએ પારિવારિક સંબંધોને શૂળીએ ચઢાવ્યા છે. અરસ-પરસના સ્નેહ સંબંધોને સળગાવાનું પાપ કર્યું છે. સ્ત્રીને બીજા પુરૂષો પાછળ ભટકવાનો રસ્તો ખૂલ્લો કરી આપ્યો છે, આના કારણે આજે શીલ અને સદાચારના સોદા થાય છે!

સ્ત્રી પોતાના પતિની, પોતાના વડીલોની તાબેદાર બની રહે એજ એના માટે હિતકર છે. બેશક, સ્ત્રીનું ઉત્પીડન કે એના તરફ દુર્વ્યવહાર ન જ થવો જોઇએ. માનવતાવિહોણો વ્યવહાર નિંદનીય છે. કેટલાક અવિવેકી અને તામસી માણુસો પોતાની પત્ની સાથે, પોતાના માસૂમ બાળકો સાથે જનાવર જેવો વ્યવહાર કરે છે એ લોકો ખરૂં જોતાં તો પોતાના જ પગ પર કુહાડી મારે છે. હાથે કરીને પોતાના જીવનને બરબાદ કરે છે. કોઇપણુ જીવાત્માની સાથેનો તમારો વ્યવહાર મૈત્રીથી નીતરતો, કરુણાથી છલકાતો અને સ્નેહ-સદ્ભાવથી ભરેલો જ હોવો જોઈએ.

જેમ કેટલાક પુરુષો પોતાના પરિવાર સાથે દુર્વ્યવહાર કરે છે....એમ કેટલીક સ્ત્રીઓ પણુ પોતાના પરિવારની સાથે તોછડો અને અણુછાજતો વ્યવહાર કરે છે. આનાથી એઓ પોતાનું જ મહત્ત્વ ઘટાડે છે. પછી એ બીજાના દોષ કાઢે છે....બીજા માણુસો ઉપર ગુસ્સો ઉતારે છે. અને નિંદા-કૂથલીમાં ઉતરી પડે છે. આમ કરીને એ પોતાનું આગવું વ્યક્તિત્વ ગુમાવી બેસે છે.

સ્વચ્છંદતા ને સ્વતંત્રતાનું રૂપકડું નામ આપીને આજે લાખો સ્ત્રીઓ શરાબ-અફીણુ-ચરસના નશામાં ડૂબવા મંડી છે. ખોટા રસ્તે બેફામ બનીને દોડે જતી એ સ્ત્રીઓ પોતાની જાતને વધુ બદતર દશા તરફ ધકેલી રહી છે, એનું એમને પોતાને જ ભાન નથી કોણુ જઈને સમજાવે એમને?

જો કૂળવધુઓની રક્ષા કરવી છે, એને આદર્શ ગૃહિણી બનાવવી છે તો આ બધી વાતો પર બહુ ગંભીરતાથી વિચારવું પડશે.

જો નહી વિચારો તો તમે કુળવધુઓના શીલની રક્ષા નહીં કરી શકો. એ કુળવધુઓથી પછી તમે સુયોગ્ય, સંસ્કારી અને ગુણી સંતાનોની અપેક્ષા ન રાખી શકો. એ વહુઓના અયોગ્ય આચરણથી અણછાજતા વર્તનથી તમારા દિમાગ પર ' ટેન્શન ' જેવું રહ્યા કરશે તમે સદા વ્યગ્ર રહ્યા કરશો. તમારા ઘરમાં કશું જ વ્યવસ્થિત નહી હોય. બધું અસ્તવ્યસ્ત રહ્યા કરશે, આખું ઘર નોકરો અને ઘરઘાટીઓના ભરોશે રહી જશે. ઘરે આવનારા સ્નેહી-સ્વજનોનો ઉચિત આદર-સત્કાર નહીં થાય ! આચાર–વ્યવહારમાં પણ શુદ્ધિ નહીં રહે સ્વતંત્ર મગજની વહુઓ અતિથિ–સત્કારમાંયે નથી માનતી ! એના માટે તો ઘર એ જેલ બની જશે ! સ્ત્રી પાસે સ્વતંત્રતા–સ્વચ્છંદતા હોય અને પાસે પૈસા હોય, પછી બીજું જોઇએ શું ? આવી સ્ત્રીઓ સંસ્કારી પરિવાર વ્યવસ્થા નભાવી જ ના શકે.

એટલા માટે તમારી પારિવારિક વ્યવસ્થા એવી હોવી જોઈએ કે ઘરકામ ઘરની વહુઓ જ કરે. એમની પાસે ઉચિત માત્રામાં જ રૂપિયા રહે. વહુવારુઓને એટલા હરવા–ફરવાની સ્વચ્છંદતા ન હોવી જોઇએ.

ચોથી વાત પણ એટલી જ મહત્ત્વની છે. કુળવધુ પાસે મા જેવી આધેડ અને ઉમ્મરલાયક સ્ત્રીઓ હોવી જોઇએ. ઘરમાં એકલી જુવાન સ્ત્રી તો રહેવી જ ના જોઇએ. આ વાત બહુ ગંભીર છે. માનશો તમે ?

## યુવાન સ્ત્રી એકલી ઘરમાં ન રહેવી જોઈએ :

થોડા વખત પહેલાં જ એક ભાઇ મળેલા. યુવાન હતા. ભણેલા-ગણેલા હતા અને એક સરકારી કારખાનામાં સારી પોસ્ટ પર નોકરી કરતા હતા. હતા રાજસ્થાનના અને સર્વિસ કરતા હતા મધ્યપ્રદેશમાં લગ્ન પછી એ પોતાના પત્નીને પોતાની સાથે મધ્ય-પ્રદેશમાં લઇ ગયા. સરકારે એમને રહેવા માટે કવાટર્સ આપ્યા હતા. પત્નીને લઇ જઇને ઘર વસાવ્યું ને મજેથી રહેવા લાગ્યા.

પણ જ્યારે આ ભાઈ નોકરી કરવા જાય, ઘરે એમની પત્ની એકલી પડી જતી. બાજુમાં રહેનારા લોકો એવા એવા પ્રદેશના હતા કે એકબીજાની ભાષા જ ન સમજી શકે! બધા પોતપોતાની રીતે જીવતા હતા. કેટલાંક લોકો માંસાહારી હતા ને શરાબ પણ પીતા હતા. પેલી બાઇ તો હેરાન-પરેશાન થઇ ગઈ. સાંજે જ્યારે એનો પતિ ઘેર આવે ત્યારે એને જંપ વળે. લાંબા ગાળા સુધી આમ કયાં ચાલે? એનું મન અસ્વસ્થ રહેવા લાગ્યું....મનની નાદુરસ્તી તનને રીબાવા માંડી. એણે પોતાના પતિને કહ્યું : 'હું આવા વાતાવરણમાં નહીં જીવી શકું! મને આપણા વતનમાં મોકલી દો....હું મારા સાસુ-સસરા જોડે રહીશ....અહીં તો મને લાગે છે હું પાગલ બની જઇશ.'

આ પરિસ્થિત કંઇ એક-બે પરિવારની એમ ના માનશો. આ હાલત હવે ફેલાતી જાય છે. લગ્ન પછી કાં તો દીકરો જુદા રહેવાનું ગોઠવે છે કાં પછી વહુ હાથે કરીને જુદા રહેવાની ફરજ પાડે છે. કાં તો છોકરો મા-બાપ સાથે રહેવામાં રાજી નથી કાં વહુને નથી ગોઠતું સાસુ-સસરા જોડે! થઇ જાય છે જુદા! પતિની ગેરહાજરીમાં પત્નિ એકલી પડે છે. શું એને એકલતા નહીં સાલે? ગમશે એને એકલાપણું? ન તો કોઇનાથી બોલવું ન ચાલવું? એ આજુબાજુના ઘરો સાથે સંબંધ બાંધવા લાલાયિત બનશે, એ એમના ઘરે જશે....એ લોકો એના ઘેર આવશે. સંબંધની શરૂઆત સ્ત્રીઓના સંપર્કથી થશે. ધીમે ધીમે પુરુષો સાથે પરિચય થવા માંડશે. પુરુષો સાથે વાતો થશે. હસી-મજાક ચાલશે, ઘરે ચા-નાસ્તા થશે, પરિચય વધતો જશે. બપોર પછી પરિચિત પુરૂષ જોડે સિનેમા જોવાનું ચાલુ થશે. પરિણામ શું? એ સ્ત્રી ક્યારેક પોતાના પતિનો વિશ્વાસઘાત પણ કરે ને? પરપુરુષ સાથે દેહ-સંબંધ પણ બંધાઇ જાય ને? જો આ વાતનો એના પતિને ખ્યાલ આવી જાય તો એ પત્નીને મારઝુડ કરશે ને? પેલા પુરુષ જોડે આના પતિને વેર

બંધાશે ! સંભવ છે, કોઈ કોઇની હત્યા યે કરી દે ! આજકાલ દેશ અને દુનિયામાં આવું બધું તો ખૂબ બની રહ્યું છે ! સંયુક્ત પરિવારની ભાવના હવે તૂટતી જાય છે. જુવાન પુત્ર અને વહુઓ હવે પરિવારની સાથે રહેવાનું ભાગ્યે જ પસંદ કરે છે. જુદા થઈ છે અને જાત જાતનાં દુઃખો મોલ લઇ લે છે હાથે કરીને !

## પરણેલા પુત્રને ઉતારી ના પાડો :

જુવાન વહુઓને મા જેવી પ્રૌઢ અને આધેડ સ્ત્રીઓ સાથે રાખવાની વાત બહુ મહત્વની છે, વહુને, સાસુ–સસરા તરફથી માતા–પિતા જેવો આદર–સ્નેહ અને હૂંફ મળવા જોઇએ. જો ખરેખર લાગણીભર્યો વ્યવહાર મળે તો કદાચ ઘણા બધા પરિવારોમાં ભંગાણ ના પડે ! પુત્રનું પણ ઘરમાં ઉચિત સ્થાન–માન જળવાવું જોઇએ. મોટા દિકરાનું બીજાની સામે કે વહુના દેખતાં અપમાન ના થવું જોઇએ. માતા–પિતાએ પોતાના દિકરા સાથે સૌજન્યભર્યો વ્યવહાર કરવો જોઇએ. વિશેષ કાર્યોમાં દીકરાની સલાહ પણ લેવી જોઇએ. માતા–પિતાના હૈયામાં તો દીકરા અને વહુ માટે એવી જ લાગણી હોવી જોઇએ કે એઓ કેવી રીતે સુખ–શાંતિમાં જીવન પસાર કરે અને ધર્મ–આરાધના કરીને પોતાનું જીવન સફળ કરે. જો અરસ–પરસનો વ્યવહાર સ્નેહ અને સદ્‌ભાવપૂર્ણ હોય તો અકારણ જુદા થવાનો વખત જ ન આવે. કદાચ કોઇ સંજોગોમાં જુદા થવું પડે તો....જુદી જગ્યાએ જવાનું–રહેવાનું થાય તો પત્નીની સાથે માતા–પિતાને પણ સાથે તેડી જવા જોઇએ, જો એ આવી શકે એમ ના હોય તો પત્નીને માતા–પિતાની પાસે રાખવી જોઇએ. એ પણ સંભવ ના હોય તો પોતાના સગા–સંબંધીમાંથી કોઇ વિશ્વસ્ત અને આધેડ ઉંમરની સ્ત્રીને પોતાની સાથે રાખી શકે છે, કહેવાનું–તાત્પર્ય એ જ છે કે પત્નીને એકલી ઘરે ન છોડી દેવી જોઇએ.

શીલ અને સદાચારનું જો તમે શ્રેષ્ઠમૂલ્યાંકન કરશો તો જ આ

વાત તમારા ભેજામાં ઉતરશે. ધન-સંપત્તિ અને સુખ-સગવડતાઓ કરતાં શીલ અને સદાચાર વિશેષ છે, વધારે છે, આ વાત ઉતરે છે હૈયામાં ? લાગે એવું ? આ વાત પણ રહેવા દો, જો તમે તમારી પત્નીની પાસેથી માનસિક શાંતિ અને શારીરિક સંતોષ મેળવવા માંગતા હો તો પણ તમારે આ બધી વાતોની કાળજી રાખવી પડશે. જો પત્નીથી માનસિક શાંતિ અને શારીરિક સંતુષ્ટિ ના મળે, ઘરનાં બધાં કાર્યો સારી રીતે ના થાય તો પછી લગ્ન કરવાનો અર્થ શો ? જો પત્નિ કયારેક કોઇ અન્ય પુરુષના પ્રેમમાં ખેંચાઈ ગઇ અને શરીર-સંબંધ કરી બેઠી તો શું તમે એ પત્નિ પાસેથી સંતોષ અને શાંતિ પ્રાપ્ત કરી શકશો ? એનાથી તમે સુખ-સગવડતાથી અપેક્ષા રાખી શકશો ?

દુનિયાની સામું ના જોશો ! દુનિયામાં તો બધું જ ચલ્યા કરે છે....સંસાર પાપમય છે....જો તમારે બચી જવું હોય તો તમે બચી શકો છો, દુનિયાની ખરાબીઓથી ! દુનિયાના પ્રવાહમાં જો વહ્યા કરશો તો વિનાશની ઊંડી ખાઇ આંખ સામે જ છે. તમે જ્ઞાનીપુરુષોનું માર્ગદર્શન પ્રાપ્ત કરતા રહો અને માર્ગદર્શન મુજબ તમારૂં જીવન બનાવવા માટે પ્રયત્નશીલ રહો.

**સભામાંથી :** આ માર્ગદર્શન મુજબ તો આ યુગમાં જીવવું મુશ્કેલ લાગે છે. રસ્તો સારો છે પણ દેશકાળ પ્રતિકૂળ છે.

**મહારાજશ્રી :** મુશ્કેલ તો છે જ, પણ અસંભવ નથી. પ્રતિકૂળ દેશકાળમાં ય સારૂં જીવન જીવનારા લોકો છે ને ? સત્ત્વ જોઇએ. દૃઢતા જોઇએ, અને પૂર્ણરૂપેણ શ્રદ્ધા જોઇએ ! જ્ઞાનીપુરૂષોએ બતાવેલા ગૃહસ્થધર્મ મુજબ જીવન જીવવાથી ચોકકસ સુખ-શાંતિ મળશે અને ધર્મપુરૂષાર્થમાં પણ સારો થશે.

### વેશ્યાગમન ખૂબ ખરાબ માર્ગ :

જો કોઇ માણસ એમ કહેવા માંગે કે 'લગ્ન વગેરેની ઉલઝનમાં ગુંચવાયા વગર, જ્યારે વાસના જાગે ત્યારે વેશ્યાસંગ કરી

લેવો સારો! પૈસા આપ્યા ને છુટ્ટી! તો એ વાત અજ્ઞાનતાથી ભરેલી છે. એથી તો અનેક અનર્થો જન્મે છે. કેટલાક લોકો લગ્ન કરવા છતાંયે પોતાની તીવ્ર કામવાસનાને સંતુષ્ટ કરવા માટે વેશ્યાગામી બને છે અને તન મનથી ખૂવાર થાય છે. હાં, વેશ્યાગામી પુરુષ જાતજાતના રોગોનો શિકાર બને જ છે. રૂપિયા–પૈસો બરબાદ થાય છે અનેક વ્યસનોનો શિકાર બની જાય છે.

## વેશ્યા : ધોબીનો પથરો!

એક માત્ર શારીરિક સુખ મેળવવાની લાલસામાં લપટાઇને આવા લોકો કેટલી બધી બુરાઇઓમાં ફસાઇ જાય છે? વેશ્યાનો પ્રેમ ખરેખર પ્રેમ હોય છે જ ક્યાં? એને તો મતલબ હોય છે રૂપિયાથી! જ્ઞાનીપુરુષોની દૃષ્ટિમાં તો વેશ્યા ધોબીના કપડા ધોવાનાં પથ્થર જેવી છે. ધોબી જે પથ્થર પર કપડા ધૂએ છે એના પર શું બીજા લોકો કપડાં નથી ધોતા? ધૂએ જ છે. એવી રીતે વેશ્યા કોઇ એક પુરૂષનો સંગ નથી કરતી. અનેક પુરૂષ એનાથી શારીરિક સંબંધો બાંધે છે. એટલે કે વેશ્યા અનેક પુરૂષોની ભોગ્યા હોય છે. આવી સ્રીની સાથે કુલીન અને સજ્જન પુરુષે કોઇ સંબંધ નહીં રાખવો જોઇએ.

## વેશ્યા : કુતરાંની ચાટ!

કૂતરાઓને ખાવાની ચાટ જોઇ છે? એમાં લોકો રોટલાના ટુકડા નાંખી જાય છે, અને અનેક કૂતરાઓ એમાં મોઢું નાંખીને ખાય છે, ! ચાટ એક અને કૂતરા અનેક! એમ સ્ત્રી એક અને પુરુષ અનેક! શું બુદ્ધિમાન સજ્જન માણસ આવી સ્ત્રીમાં આસકત બની શકે? ક્યારેક ભૂલથીયે એ રસ્તે ના જશો! આ ખોટો માર્ગ છે. એ માર્ગે જે લોકો ગયા એમણે પોતાનું સર્વસ્વ ગુમાવ્યું છે! જુના જમાનાના પણ એવા અનેક દૃષ્ટાંતો વાંચવા મળે છે કે વેશ્યાને ત્યાં જઇને વેશ્યાને રાજી રાખવા એને લાખો રૂપિયા આપવા છતાંયે એક દિવસે વેશ્યાના ઘરેથી એમને બેહાલ થઈને નીકળવુ પડયું હતું! વર્તમાન કાળમાંયે આવી ઘટનાઓ સાંભળવા મળે છે.

વેશ્યાને તમે ગમે તેટલા પૈસા આપો, એને ગમે તેટલો પ્રેમ આપો, એ તમારી થવાની નથી. કારણ કે એ વેશ્યા છે! કોઈપણ એકાદ પુરુષથી એ સંતુષ્ટ રહી નથી શકતી. જો એમ જ જીવવું હોત તો એ વેશ્યા બનત શા માટે? એ ધંધામાં રહેત શા માટે? એનું મન અનેક પુરુષોના સંગને ઝંખે છે. જે કોઇ એને ત્યાં જાય છે, વેશ્યા એની સાથે સંગ કરશે, એના પ્રત્યે આદરનો દેખાવ કરશે, પુરુષનું મન બહેલાવશે, પણ આ બધું માત્ર પૈસા મેળવવાની માયાજાળ છે! પુરુષને એ પોતાનું શરીર સોંપી દેશે! એને તો પૈસા જોઇએ! જો કોઇ પુરુષે આસક્તિ રાખી વેશ્યામાં તો એની દુર્ગતિ થઈ સમજો! કાંતો એ અપમાનિત થશે કાં પછી મૃત્યુનો શિકાર બની જશે. પુરુષ ગમે તેટલાં ઉપકાર કરે એના પર, વેશ્યા એને 'પોતાનો' માનવાની નથી! બાહ્ય રૂપ બાહ્યકળા અને બાહ્યપ્રેમ-પ્રદર્શન નથી મોહિત થનારા પુરૂષોની ઘોર કદર્થના થાય છે.

એકવાર વેશ્યાગમનના રસ્તે ગયા પછી ત્યાંથી પાછા વળવું મુશ્કેલ છે. એ પુરુષનું મન એટલું તો કામાસક્ત બની જાય છે કે એનું મન-મસ્તિષ્ક મૂઢ બની જાય છે. એ પોતાના કુળની....પરિવારની ઈજ્જત-આબરૂનો વિચાર નથી કરી શકતો. એ પોતાના પતનની ઘોર ખીણ તરફ નજર સુદ્ધાં નથી નાંખી શકતો. એ પોતાના આત્માની દુર્દશાનો વિચાર નથી કરી શકતો એ ડૂબી જાય છે વિષય વાસનાના સમુદ્રમાં. એના જીવનમાં ધર્મપુરુષાર્થને કોઇ સ્થાન નથી રહેતું.

વેશ્યા હોય કે પરસ્ત્રી હોય, એની તરફ જુઓ જ નહીં. એના વિષયમાં વિચારોજ નહીં. રાગથી જોશો તો મનથી વિચાર કરવાતા જ, એટલા માટે એની તરફ જોશો જ નહીં. કામવાસના પર કાબૂ રાખો. સ્વપત્નીમાં સંતોષ રાખો. માનવ જીવનને ધર્મ-પુરુષાર્થથી સફળ બનવાનો દૃઢ સંકલ્પ કરો. જો તમારે તમારી કામવાસના પર સંયમ રાખવો હોય તો :—

(૧) પરસ્ત્રીનો પરિચય ના કરો.

(૨) સિનેમા–નાટક ના જુઓ.

(૩) બીભત્સ સાહિત્ય ના વાંચો.

(૪) ગંદા ચિત્રો ના જુઓ.

(૫) વધુ પડતો ઉત્તેજક ખોરાક ના લ્યો.

(૬) રાત્રીભોજનનો ત્યાગ કરો.

(૭) સાધુ–સંતોનો સંપર્ક રાખો.

(૮) બ્રહ્મચર્યની ભાવનાને પુષ્ટ રાખો,

(૯) સ્ત્રી–વિષયક વાર્તાઓમાં રસ ના લ્યો.

આટલી સાવધાની તમારે જાળવવી જ રહી. પરમાત્માથી હંમેશા પ્રાર્થના કરો કે 'હે ભગવાન, મને અવિકારી બનાવી દો, મારા મનના વિકારોને નષ્ટ કરી દો. મને આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રદાન કરો.'

લગ્ન–વિવાહના ઔચિત્યમાં પર્યાપ્ત વિવેચના આપણે કરી છે. તમે લોકો આ વાત પર ચિંતન મનન કરો. જે પણ નવા પ્રશ્નો પેદા થાય એનું સમાધાન શોધો. આ વિષય પરનું વિવેચન અહીં પુરું કરૂં છું. આજે બસ, આટલું જ. *